

વર્ષ ૪ ● અંક-૧૨ કવિતા જાન્યુઆરી ● ૧૯૪૬

# ઘણે ઘણે વર્ષે

પૃથ્વી ] બળવંતરાય ક. ઠાકોર [ સૉનેટ

સખે, હૃદય, ક્યાં ગયો? જિવન એકલું ધૂળ આ,
ન કાંઇ સુઝતૂં, ગમે નવ કશૂં, કળે ના પડે.
સ્મૃતી મલિન બધિયાર જલ શા કૂગે આવર્યા,
મનોહરતરંગિ જે હતું તાજુ 'તુભખ્યું' સદા
આકારું કડ છૂં અપેય બનિયૂં કશું ને અરે,
નવૂંય કશું ના રુચે, જગત બાધું નિસ્તેજ આ.

નિહાળું મનુજો ઘણાંય નિજ લોક ખોતા રુવે,
ઘડીક પશુ શા બરાડત, દયા બધે ભીખના;
પરંતુ મટ ભૂલિ જૈ જુનું નવે કશે વળગતા,
–શુની શુન રતે રતે સુરત જેમ મ્હાલે નવે!
સપાટિ પરના અનેક પ્રણયો શુધે શૂં ભચે,
કયહ્યામિ લવ નેહમાર ભટકંત હૈયે અરે!

સુખો વિવિધ રે વિચિત્ર જડગાનણા એ કિહ્રા,
રતી સુજ પુગળ કાત લતવૈજયતી કિડા!

ટિપ્પણ–'કાંત' કવિ સંગધિની રતિ પેંતે પણ કાત મસ્તકથી પગ લગી આખા દેહને વીંટી લેતી શોભાવતી વળી જાણે મોટા અમાધારણ વિજયની પતાકા હેય. એવી માલાને વૈજયન્તી કહે છે. ઈંદ્રસુત જયન્ત અને ત્રિવિક્રમ દેવાધિદેવ ત્રીકમનુ એ એક સુખ્ય આભરણ પણ છે.

ફેબ્રુઆરી ૧૯૪૫, મુંબાઇ.

# કવિકથાઓ

મૂળરાજ અંજારિયા.

**Love & Letters**

When Jennie was a friend of Percy's
She used to write erotic verses;
She then enjoyed a great success
As a leading "Vers libre" poetess;
But when she fell
In love with Peter,
It brought her back
To rhyme and metre;
At last she married mr. Rose,
So now she writes the dullest prose.
(Punch)

## એટલે સ્તો!

"આ મોહનભાઈને મેં ગજકોટ જતા ઉપડ્યા ત્યારે જ કહી રાખેલું કે "ઈ વીરાવાળાનો વિશ્વાસ કરવા જેવો નથી." બલ્લુકાકા એક સાહિત્યકારને એક દિવસ વાત કરી રહ્યા હતા (ગાંધીજીને એ "મોહનભાઈ" કહે છે.)

"ઈ ગરાશીઓ મૂળથી જ ભારે ખટપટી. હું રાજકુમાર કૉલેજમાં આચાર્ય હતો ત્યારે એ ભણવા આવેલો. એક દિવસ એની ઓરડીમાંથી મેં દારૂના શીશા-પકડેલા ને તેને "રસ્ટીકેટ" કરાવેલો પણ માળો ભારે પહોંચેલ બુદ્ધી. એણે તો છેક વડા આચાર્ય કને જઇ ખટપટ કરી "રસ્ટીકેશન" રદ કરાવેલું. વિદ્યાર્થી અવસ્થાથી જ એનાં લખ્ખણ હું તો જાણું એટલે મોહનભાઇને ચેતવેલા."

"પણ એ શીશા ભરેલા હતા કે ખાલી?" સાહિત્યકારે પૂછ્યું.

"ખાલી, સાવ ખાલી." કાકાએ પ્રશ્નનો મર્મ સમજ્યા વિના નિર્દોષતાથી કહ્યું.

"તેમાં સ્તો રસ્ટીકેટ કરાવ્યો હશે." સાહિત્યકારે મમરો મૂક્યો.

## કવિનું આયુષ્ય

એક કવિ મિત્રમંડળીમાં વાતોને તડાકે ચડ્યા હતા: "મેં એટલાં સારાં કાવ્યો લખ્યાં છે કે આધુનિક કાવ્યસાહિત્યનો પ્રવાહ એ પ્રગટ થયા પછી બદલાઈ જશે પણ મારી ઇચ્છા છે કે મારા મૃત્યુ બાદ એ બધાં કાવ્યો છપાય તો ઠીક."

"ઇશ્વર તમને લાંબું આયુષ્ય આપે!" મિત્રો એક અવાજે બોલી ઊઠ્યા

## કવિની શિખામણ

એક વાર કવિવર ટાગોર પાસે એક પ્રેમી યુગલ ગયું. જઇને ગુરૂદેવને વંદન કર્યું. ગુરૂદેવ એ બેઉની દાઢી આંખ, પીળો રંગ, ભરેલી આંખો, ઇન્તેજારી, બેકરારી, વિ પ્રેમનક્ષણો પરથી તેમની મનોદશા પારખી ગયા ને પુરુષ-પુરૂષને પૂછ્યું: "શું છે?"

"ગુરૂદેવ, અમે બન્ને પ્રેમમાં પડયાં છીએ"

ગુરૂદેવે એક ઉંડો નિશ્વાસ નાખ્યો ને ગંભીરતાથી બોલ્યા: "એનું જ મને દુઃખ છે. હું એમ ઇચ્છતો હતો કે તમારા જેવા સ્ત્રી-પુરૂષો પ્રેમમાં "પડવા"ને બદલે પ્રેમમા ઉંચે ચડે. જે પ્રેમ વ્યક્તિને પાડે છે તે સાચો પ્રેમ નથી. સાચો પ્રેમ પ્રેરણાત્મક અને ઉંચે ચડાવનારો હોય છે."

## હે કવિજન!

ખાંધી અસ્પષ્ટ મેધા, દરશન અધૂરાં, ભવ્ય આદર્શ ગપ્પાં સિદ્ધાંતોના સુંવાળા સુલલિત શબ્દે રોજ આળોટવાનું

ગીતોની ગર્જનામાં સકળ જગતની ગોષ્ઠી સ્થાન પામે
કિંતુ પાડોશી સાથે કવિજન ! હૃદયે મેળ તારો ન જામે.

—ઈન્દુલાલ ગાંધી

## કવિની ખુમારી

જીંદગીની ઉતરતી ઉંમરે કાન્તમાં એક જાતની લાપરવાઈ આવી ગઈ હતી. મિત્રમંડળ ઓછું થઈ ગયું હતું. કલાપી ક્યારના મૃત્યુ પામ્યા હતા. બીજા મિત્રો દૂર વસતા હતા.

ભાવનગરમાં કામ કરતા હતા ત્યારે તેનના મિજાજને છેડવાની કોઈ હિંમત કરતું નહિ મહારાજા ભાવસિંહજી પણ તેમનું પૂરેપૂરું સન્માન કરતા.

કાન્ત જમતા હોય અને ભાવનગરના મહારાજા બગીમાં બેસીને આવે અને કાન્તને તેની ખબર કહેવામાં આવે તો ય કાન્ત જમવામાં ઉતાવળ કરે નહિ. એટલું જ કહેવડાવે "કહો, હું આવું છું"

એક વાર મહારાજ સાહેબે મશ્કરીમા તેમના ખેસને હાથ અડાડયો હતો. એ ખેસ ત્યા ને ત્યા મૂકી કાન્ત ચાલી ગયા, ભાવસિંહજીને આવા ગુણીજનો ગમતા. ગુણીજનો મિજાજી હોય એમ મહારાજા માનતા.

## કાવ્યનો પ્રસવ

એક વાર આચાર્ય ક્ષિતિમોહનસેન ગુરુદેવ (ટાગો ની સાથે આગગાડીમાં મુસાફરી કરી રહ્યા હ તેમણે જોયું તો ગુરુદેવને કોઈ કાવ્યની પ્રેરણા થ હોય એમ લાગ્યું. તેથી તે ડબ્બાની સંડાસમાં સર ગયા ને ત્યાં બેસી રહ્યા, જેથી કવિ શાન્તિથી કા પુરું કરી શકે.

ગુરુદેવે કાવ્ય પુરું કર્યું ને ક્ષિતિબાબુ શોધવા લાગ્યા. બહાર આવતા ક્ષિતિબાબુને જો કવિવરે કહ્યું "ક્યાં હતા તમે? હમણા જ ર કાવ્યનો પ્રસવ થયો."

"પણ ગુરુદેવ, પ્રસવ સમયે કોઈ પુરુષ ઓ હાજર રહી શકે છે?" ક્ષિતિબાબુએ કહ્યું.

## કવિનો જન્મ

"દરેક નવું જન્મતું બાળક પૂરવાર કરે છે ઈશ્વર હજી માનવજાતથી નિરાશ થયો નથી."—ટાગો

"ટાગોર આપણા દેશમાં જન્મ્યા એ પૂરવ કરે છે કે ઈશ્વર હજી આપણાથી નિરાશ થયો નથી

—સર રાધાકૃષ્ણ



# માઘનું મૃત્યુ

ચંદ્રવદન મહેતા

ગયા અંકમાં જ શ્રી રતુભાઈ દેસાઈનું 'કલ્પનાને' કાવ્ય રજુ કરતાં અમે શ્રી ચન્દ્રવદન મહેતાની અનોખી કૃતિ "માઘનું મૃત્યુ" કાવ્યનો છેલ્લા દાયકાના ઉત્તમ કાવ્યોમાંના એક તરીકે ઉલ્લેખ કર્યો હતો. એ કાવ્ય અમે રજુ કરીશું એ વચન અમે અહિં પાળીએ છીએ. ગુજરાતના વિદ્વાન વિવેચકો સમક્ષ અને કાવ્યરસિકો સમક્ષ 'કવિતા' 'માઘનું મૃત્યુ' રજુ કરે છે. આ કાવ્યને રજુ કરતાં અમને વિશેષ આનંદ તો એ છે કે આ કૃતિ શ્રી ચંદ્રવદન મહેતાની શ્રેષ્ઠ કૃતિ છે. 'માઘના મૃત્યુ'ને—ગંભીરમાં ગંભીર, કરૂણમાં કરૂણ પળને કવિએ બાનીમાં એટલી હૃદયસ્પર્શી રીતે ગૂંથી છે કે માઘનો સૂરજ આથમતો આંખ આગળ દેખાય છે. આ કાવ્યમાં સંધ્યાકાળને અનુકૂળ સર્વે રંગો પ્રસર્યા છે. ઉત્તમ કવિતાઓને આવશ્યક એવાં સર્વે લક્ષણો આ કવિતામાં સ્પષ્ટ થાય છે અને એથી જ અમે આ કૃતિને છેલ્લા દાયકાની ઉત્તમ કૃતિઓમાંની એક તરીકે ઓળખાવવાને લલચાઈએ છીએ. : તંત્રી.

[મહાકવિ માઘની એક પ્રચલિત કિંવદંતી ઉપરથી આ રૂપક ઉપજાવ્યું છે. પિતાની દોલત ઉડાવી દેતાં, પત્નીને અવન્તિનાથ પાસે, શ્લોક સગાથે, મોકલી, અને રાજાએ સવાલક્ષ મ્હોર આપી. અવન્તિની પ્રજાએ કહ્યું કે માઘ તો મહાઉદાર, એની પત્ની પણ એવી જ હોવી જોઈએ, એટલે પત્નીએ સુવર્ણને લોકોમાં વ્હેંચી દીધું. માઘપત્ની ઘર આવ્યાં ત્યારે ગરીબાઈથી માઘ મૃત્યુશય્યા ઉપર છેલ્લા શ્વાસ લેતા હતા.

આ રૂપક મ્હોટે ભાગે શ્રવણીય છે, કેવળ દશ્ય નથી. જતે દિવસે રેડીઓરૂપકો—એક જ વસ્તુલક્ષી, સફળ કથાનકવાળા, છતાં સંગીતની વિવિધતા ભરેલા લંબાતા જશે, લખવા જ પડશે. આ એક એવો પ્રયત્ન છે. ભજવવા માટે યા રજુ કરવા માટે એમાં થોડી વધઘટ જરૂરી છે. એ વધઘટનો આધાર કુશળ સૂત્રધાર પર જ છે.—લેખક]

(અનુ.)

એકઃ ઉત્તરે ગુર્જરે દેશે, વિસ્તરે અરવલ્લરી;
અને ત્યાં આભ ઊડન્તો, ઊભો છે આબુનો ગિરિ

બીજોઃ હતી ના ત્યાં મરુભૂમિ, પલ્લવી ફળી સંસ્કૃતિ;
ઊંડેરી જ્ઞાનવારિની, વ્હેતી'તી ત્યાં સરસ્વતી.

ત્રીજોઃ ઘેરી એ ગિરિમાળામાં, શ્રીનગરી શ્રીમાળની;
અર્બુદાચળની છાંયે, શોભન્તી કંચને મણિ.

એકઃ ઉપમામાં સુલાલિત્યે, ગભીરા અર્થગૌરવે;
વાચસ્પતિ મહામાઘ, ભારતે કવિઓ કવે.

બીજોઃ પિતા સર્વાશ્રયે દીધી, પુત્રને લક્ષ્મીની લીલા;
પુત્રે સરસ્વતી પૂજી, પત્નીમાં વધુ ઉત્કલા.

ત્રીજોઃ શ્રીમાળે માઘની કીર્તિ, સૂર્યશી પ્રસરી રહી;
વિસ્તરી ભારતે ત્યાંથી, યુગે યુગે પછી વહી.

( ગીત )

(રાગ દુર્ગા)

બધાં: એણે પૂજી સરસ્વતી મન, એવો સબરસીયો,
જેણે નવલાં કીધાં સર્જન, એવો સબરસીયો,
એણે વહેંચાવ્યાં અઢળક ધન, એવો સબરસીયો,
જેણે તાર્યાં કઇંક નિર્ધન, એવો સબરસીયો,
એણે રેલાવ્યાં કાવ્યગુંજન, એવો સબરસીયો,
જેને લાધ્યાં'તાં રસદર્શન, એવો સબરસીયો,

........એણે પૂજી........



( અનુ. )

એકઃ શ્રીમાળે ધાન્ય ને લક્ષ્મી, વસે કારાગૃહે સદા,
કવિએ જ્ઞાનથી છેદ્યાં, વસમાં બંધનો બધાં.

( લાવણી )

બીજોઃ એક દિવસ ઉજ્જયિની રાજન, આવ્યા'તા શ્રીમાળનગર,
રાજનગરની રૈયત રડતી, માઘકવિને પડી નજર,
ધનભંડારે હતી અમુલખ, સંપતિ ધરતી ભેંય ભરી,
લાજ રાખવા રાજનગરની, ગરીબ લોકને ચરણુ ધરી.

( અનુ )

એકઃ- કવેન્દુ એ દયા સિન્ધુ, દીનબન્ધુ શ્રીનંદન,
લક્ષ્મીને દાનમાં અર્પી, બન્યા એ જગવંદન.

બીજોઃ પત્ની તો પ્રેરણામૂર્તિ, મંત્રિણી સહચારિણી;
અનુરાગી છતાં ત્યાગી, સંસારે તો વિરાગિણી.

ત્રીજોઃ જ્ઞાનીને ન મળે અન્ન, ધનીને જ્ઞાન ના મળે;
સંસારે એ વિધિયોગ, યોગી એ ગતિ ના કળે.

એકઃ પત્નીને શ્લોક સંગાથે, પ્રેરી ઉજ્જયિની પ્રતિ;
શ્રીમાળે કાવ્યનું મૂલ્ય, થયું ના, ના થતું કદી.

બીજોઃ એવા એ કવિ માઘ, હવે સંકેલતા કલા;
સન્ધ્યાને આંગણે આવ્યા, દારિદ્રે અતિ દુર્બળા.

(મન્દા.)

એઃ પુરૂષ } ધીમે ધીમે દશદિશ વહી, કીર્તિની શુભ્ર જ્યોતિ,
અને સ્ત્રી } ને લક્ષ્મી તે તરલ ચપલા, સુકૃપા ઓસરી'તી;
દૌર્બલ્યેથી અવયવ ગળે, ઘેરતી મૃત્યુજાળ,
આવી ઉભો નિકટ ગરવો, એમનો અંતકાળ.

(માલિની)

એકઃસ્ત્રી ઉદધિ જલ વિલોલે, ભાગ્યની એમ લીલા,
દહન કરતી તાપે, ને ઘડી છાંય શીળા;
કવિવર સુખશય્યા, મૃત્યુની માણતા'તા,
ગુણીજન સહુ ભેળા, ભાવથી ગીત ગાતા.

( ગીત )

( રાગ સારંગ )

બધાંઃ ધનધન કવિજન રસયોગી !
લીધું અંતર અવલોકી !

જ્ઞાનજળ ગાળીને નિર્મળ, સબરસ તેં તારવીયાં;
સકળ વિશ્વને અવલોકી, હે કવિ ! બાર ઉંડા સારવીયા.
રસસાર સૌ ઘોળી નવલી, ઉપમા તેં ઉપજાવી;
નવલરંગથી રંગી એને, વધુ લલિત બનાવી.
સરસ્વતી રસવંતી ત્યાંથી, કૃપા પ્રેરણા પીધી;

અલંકાર અણુમોલા પામી, અર્થ ગૌરવી કીધી.
. ........ધનધન કવિજન

(મન્દા)

બે· ધીમેધીમે કવિવરતણી, આંખડી પાંહડીશી
ખીડાતી'તી કમલવદને, પત્ની ત્યાં તો પ્રવેશી;
આવી ઊભી સમીપ શયને, હોય સંજીવની એ,
ખૂલ્યાં નેનો વદન વિકસે, સર્વ એ દૃશ્ય જૂએ.

(અનુ.)

માઘઃ તમે છો જ્ઞાનના પંથી, ટાળ્યા શોક વિમોહને;
પામ્યા છો પદ કૈવલ્ય, હવે દો પામવા મને.

પત્નીઃ મહાભાગ મહામાઘ, રુડા સ્પર્શમણિ તમે,
પામી એ થકી જ્ઞાન, અનંતે મનડુ ભમે.

માઘઃ તમે સરસ્વતી તીર્થ, ક્ષિપ્રાતીર્થ પ્રવાસિની,
કહો યાત્રાતણી વાત, કલ્યાણી મૃદુભાષિણી.

(ઉપજાતિ)

પત્નીઃ સભા ભરી ભવ્ય અવન્તીનાથે,
શોભે વળી પંડિતવર્ય સાથે,
સત્કાર કીધો અતિ હર્ષ લાવી,
સુવર્ણ ને રૌપ્ય ફૂલે વધાવી.



(મન્દા.)

ને મેં ગાયો કવિવર તમે, જે દીધો તે'જ શ્લોક,
હર્ષાશ્રુથી પુલકિત થયા, સાંભળી સર્વ લોક,
માઘ: દેવી કહે અનુપમ, તમે, સંભળાવો મને એ,
લ્હેરો જાઉં રસસરિતમાં, શાંતિથી હું . અનંતે.

(માલિની)

પત્ની: કુમુદવનની શોભા, ખીલતી ઝંખવાય,
રવિશશિ નભ ઊગે આથમે, એમ થાય,
સુખદુઃખ ગનિચક્રે, યોગવૈચિત્ર્ય જાણો,
વિધવિધ વિધિલીલા, માનવી જ પ્રમાણો.

(અનુ)

માઘ: નક્કી એ રાજવી જ્ઞાની, જાણ્યું સત્ય સનાતન;
રસજ્ઞ વિરલા એવા, કલિયુગે કદાચ ન.

(મન્દા.)

પત્ની: માર્ગે લોકો સરળ હૃદયે, માઘની કીર્તિ ગાય,
જ્ઞાનેદાને ધરતી ઉપરે, અન્ય એવો ન થાય;
ને આનંદે ઉછળી ઉજવે, ઉત્સવો ઉજ્જયિની,
છો શ્રીમાળે કવિવર વસે, તો ય એ ભાવભીની.

(અનુ)

માઘ: ધન્ય છે ! ધન્ય છે ! ભાર્યા !, સંસારે પથદર્શિકા;
આજે હું અધિકો મ્હોર્યો, માઘની કીર્તિદીપિકા.

(વસંતતિલકા)

પત્ની: ચિંતા જળ્યા, હૃદયભગ્ન, હતાશ, દુઃખે,
આવ્યા પ્રજાજન ત્યહીં, કજળેલ ભૂખે;
અર્પી દીધી સકળ લક્ષ, સુવર્ણ મ્હોર,
એથી થઈ ઉર પ્રફુલ્લ, પ્રજા ચકોર.

(અનુ)

માઘ: ધન્ય છે ! ધન્ય છે ! દેવી, તમે તો કુલદીવડી;
કાળના ગર્ભથી તાર્યો, ઉજાળી મૃત્યુની ઘડી.

(મન્દા)

પત્ની: સૌલ્લાસે સૌ વચન ઉચરે, માઘ હૈયા વિશાળ,
ત્યાગી એવો ઉદધિઉરનો, દીનશું નિત્ય વ્હાલ;



માઘ: જીત્યા દેવી નૃપવર થકી, ને જીવ્યું ધન્ય કીધુ,
મારું આજે અમર ઉજાળું, મૃત્યુનું કાવ્ય કીધું.

(મન્દા.)

પત્નીઃ ખાલી હાથે અહીં થકી ગઈ, એમ પાછી ફરી હું,
માઘ: ના રે દેવી! વિરલ અહદી, પુણ્ય કીર્તિ વરી તું;
પત્નીઃ સાથી વ્હાલા! જીવનપથના!, સારથિ! આવું સાથ,
માઘ: માંડો સેવા પીડિત જનની, છો તમે શક્તિમાત.

(અનુ.)

માઘ: લક્ષ્મીને દૂર છે રાખી, વિધિએ યોગ્ય છે કીધું,
દીનોને દાનમાં દેતાં, અનોખું પદ છે લીધું.

(આર્યા ગીતી)

એકઃ મરણ નિરખતું દ્વારે, સુખ મધુરું મલકાવે;
પણ અમુલખ લખી, આવી, મંગલ પગલે આવે.

(ગીત)
(રાગ ભીમપલાસ)

બધાં: મરણ રૂપ ધરે નવલું,
નીરખી ભરે લલિત પગલું;

ઉપમાઓ ખંખોળી ખોળી, સંજીવની રૂપ લીધું,
કવિવર દ્વારે આવી એણે, મુખ ઉજિયારું કીધું;

જ્યોતકિરણ ઝગકાવી એણે, પ્રાણ પરોવી લીધા,
માઘકુળને અમ્મર એવા, અક્ષયકીર્તિ દીધા;

કલ્પનાએ ઘડી પાંખી દીધીને, ઊડવાને અવકાશ,
સચરાચરમાં ઊડતાં એને, અંતર લાધ્યો પ્રકાશ.
........મરણ રૂપ ધરે નવલું.

(ઝૂલણા)

એકઃ ગુર્જરીસોમમાં, માઘ મોંઘા કવિ,
કીર્તિની જ્યોત તેં તો જલાવી;
કાવ્ય 'શિશુપાલ વધ' તેં લખી વધ કીધી,
કીર્તિ કૈં કૈં કવિએ જમાવી.

દીનને નિનિત સૌ ભક્ત કવિવરતણા,
ગાય તુજ ગુણકથા મુક્ત કંઠે;
ઊભી આ શારદા આજ ગૌરવહીણી,
મૂક થૈ આમ જાતાં અનંતે

(ગીત)
(રાગિણી ભૈરવી)

બધાંઃ ધન્ય કવિવર! સુંદર જીવનજ્યોત,
આતમના પરતાપે તે તો કીધ પરાજિત મોત;
ધન્ય........

કમળથી અતિ નિર્મળ ઉરમાં, ભાવ કૂંળા રે ભરેલ,
નિર્ધન તો ય હુંફાળે હૈયે, નિત્ય તમે રે વસેલ;
ધન્ય........

ધરતીનાં ફૂલ ધૂપ ધરે અહિ, પમરાવી ભરી મ્હેક,
રૂપ ભરી વાદળિયો, લાવી, મેઘ કરે અભિષેક,
ધન્ય કવિવર........

અણુએ અણુએ રાસ રચાતા, ગાતા મંગળ ગીત,
પ્રાણ કવિવર વિશ્વતણા, મૃત્યુ પરે થઈ જીત,
ધન્ય કવિવર........

(મન્દા.)

પત્નીઃ સંધ્યાકાળે રવિ કમળને, એકલાં જાય છોડી.
એવી રીતે કવિવર તમે, આજ છાતાં વિછોડી;

માઘઃ દેવી વ્હાલાં! સ્મિત હૃદયે, હર્ષથી દો વિદાય,

બધાંઃ પ્રાર્થો ભેળાં પરમ કવિને, સૌનું કલ્યાણ થાય.

तमसो मा ज्योतिर्गमय
असतो मा सद्गमय
मृत्योर्माऽमृतं गमय।

# ગુજરાતી સાહિત્યમાં ગઝલ

'નસીમ'

લેખાંક ચોથો

### તવારૂદ-પંક્તિમેળ :

ગઝલકારોને તવારૂદ વિષે પણ જાણવાની આવશ્યકતા છે. તવારૂદનો ગુજરાતી પ્રયોગ આપણે પંક્તિમેળ કરી શકીએ. ગઝલકારોએ કરેલી સ્વતંત્ર રચના અથવા મુશાયરા–કવિસંમેલનમાં રજુ કરેલી કૃતિ વિષે કેટલીક વાર એવું બને છે કે બે જુદા જુદા કવિઓની પંક્તિઓનો અર્થ સ્વાભાવિક રીતે એક જ પ્રકારનો આવી જાય છે. આટલું છતાં તે બન્ને કવિઓની જાણબહાર હોય છે. બંને કવિઓએ કરેલી સ્વતંત્ર રચના છતાં આવી રીતે ભાવની અથડામણ થઇ જાય છે, તેને ગઝલની પરિભાષામાં તવારૂદ કહે છે. તવારૂદ સ્વાભાવિક અને અનિવાર્ય હોવાથી તેને દોષરૂપ ગણવામાં આવતો નથી. સમકાલિન કવિઓમાં એવા તવારૂદ થાય છે તેમ પૂર્વે થઈ ગયેલા કવિઓએ રચેલી કૃતિઓની જાણ વગર ઉત્તરકાળના કવિઓએ રચેલી કૃતિઓમાં પણ તવારૂદનો અવકાશ રહેલો છે અને એવા દૃષ્ટાંતો પણ મળી આવે છે. આ બીજા પ્રકારના તવારૂદમાં સંભાળ લેવાની આવશ્યકતા છે, નહિતર અપહરણના દોષનો કવિ ભોગ થઇ પડે છે.

ઇરાનના વિખ્યાત રાજદ્વારી અને કવિ અમીરઅલી શીર ફનાઇએ પોતાના મુરબ્બી રાજાની પ્રશંસામાં એક કસીદા–પ્રશસ્તિ કાવ્ય લખ્યું હતું પરંતુ તેનું અંતિમ ચરણ બની શક્યું નહોતું. આ દરમ્યાન તેમના એક કવિમિત્ર તેમને ઘેર આવી ચડયા. એમણે પણ મજકુર રાજાની પ્રશંસામાં એક કસીદો લખ્યો હતો તેઓ પણ તેનું અંતિમ ચરણ રચી શક્યા નહોતા. તેમણે ફનાઇને આ વાત કરી. આ વાત જાણીને ફનાઇનો રસ વધ્યો. તેમણે પણ પોતાની સ્થિતિ પેલા કવિમિત્ર આગળ રજુ કરી. બંનેએ એક ઓરડો બંધ કરી જુદા જુદા બેસી અંતિમ ચરણો રચી કાઢયાં. આ બંને ચરણનો ભાવ કુદરતી રીતે એકબીજાને મળતો આવતો હતો. એટલું જ નહિ પણ જાણે ચમત્કાર હોય તેમ બંને ચરણ શબ્દશઃ મળતા હતા. શબ્દરચના બંનેની એક જ હતી અને કસીદા રાજાની હજુરમાં રજુ કરવામાં આવ્યા અને આ તવારૂદની વાત પણ ત્યાં ચર્ચાઇ. ફારસી કવિઓના તઝકેરાઓમાં આ બિનાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ગુજરાતી ગઝલમાં પણ નિર્દોષ રીતે આ પ્રકારના તવારૂદનો અવકાશ રહેલો છે. અને તવારૂદ થાય તો બહુ ચિંતા કરવાનું કારણ નથી.

### સરીકા-અપહરણ:

તવારૂદનું બદસ્થાન પણ છે અને એ બદસ્થાનને સરીકા કહેવામાં આવે છે. આપણા ગુજરાતી સાહિત્યમાં અપહરણનો જે પ્રયોગ પ્રચલિત છે તે એના અનુકૂળ અર્થમાં વાપરી શકાશે. અપહરણ નીતિ અને કલા બંનેની દૃષ્ટિએ દોષપાત્ર છે, એનો કોઈ ઇન્કાર કરી શકશે નહિ. મૂળ કાવ્યની રચના બદલી નાખીને ભાવ, વિચાર કે અન્ય પ્રકારનું કરેલું અપહરણ કાવ્યકલા અને કવિના વ્યક્તિગત વિકાસનો નાશ કરે છે. કોઇની માલમત્તા છીનવી લેવા જેવું જ આ નિંદાપાત્ર કાર્ય છે. અપહરણ કરનારા કવિની પંક્તિઓ પકડાઇ આવે છે ત્યારે તેની અપકીર્તિ થાય છે.

ફારસી ઉર્દૂ કાવ્યસાહિત્યમાં ઘણા સિદ્ધહસ્ત કવિઓએ પણ એવાં અપહરણો કરેલાં છે. અને તેને સુજ્ઞ અભ્યાસીઓએ પકડી પાડયાં છે. ઘણા અપહરણો તો બુદ્ધિચાતુર્યના નમુના છે. ઘણા જુના વખતથી કાવ્યનાં અપહરણો થતાં આવ્યાં છે અને આજે પણ થાય છે. આ અપહરણો સુંદર

અને સ્વતંત્ર કળાસર્જનની અશક્તિને અંશે થાય છે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. અપહરણ વિષે કવિ ગાલીબે એક સુંદર ફારસી નઝમ લખી છે, અને અપહરણ કરનાર કવિઓને ઉધડા લીધા છે. ઔરંગઝેબના કાળના એક નામાંકિત ફારસી કવિના દીવાનમાંથી સાંપ્રત સમયના એક વિદ્વાને સંખ્યાબંધ અપહરણો પકડી પાડયાં છે. આ અપહરણો તે કવિની કીર્તિને આજે ઝાંખી પાડી રહ્યાં છે.

## અપહરણને કળામાં સ્થાન

અપહરણની સારી બાજુ પણ છે. એ વિષે પણ અત્રે ઉલ્લેખ કરવાની અગત્ય લાગી છે. હીજરી સનના ચોથા પાંચમા સૈકામાં ઇરાનમાં ફારસી કવિતા ખીલતી હતી એ સમય દરમ્યાન અરબી કાવ્યનું જ્ઞાન ધરાવનારા ઘણા જાણીતા ફારસી કવિઓએ અરબી પંક્તિઓને ફારસી કાવ્યોમાં ઉતારી હતી. ફારસી કાવ્ય ખીલવવાની દૃષ્ટિએ તથા અરબી કાવ્યના સમૃદ્ધ અંગોને વિકસાવવાના પ્રમાણિક આશયથી તેમણે એ કાર્ય કર્યું હતું મૂળ કવિના નામસહિત આવી વસ્તુ પીરસવામાં આવે તો આ વસ્તુ દોષપાત્ર ગણાવી જોઇએ નહિ અધ્યાપક દાઉદ પોટાએ અરબી ફારસી કાવ્યની પારસ્પરિક અસર વિષેના પોતાના વિસ્તૃત નિબંધમાં એવી સંખ્યાબંધ પંક્તિઓ આપી છે અને તેનું અંગ્રેજીમા ભાષાન્તરે ય કર્યું છે.

અપહરણની સારી બાજુમાં એક બીજી કળાદૃષ્ટિ પણ રહેલી છે. કદાચ અત્રે અપહરણ વિષે કરેલા ઉલ્લેખથી વાંચકોને આશ્ચર્ય ઉત્પન્ન થશે, પરંતુ આ પ્રકારનું અપહરણ જુદી જાતનું છે એ લક્ષમાં લેવું જોઇએ. દૃષ્ટાંત તરીકે કોઈ પૂર્વે થઈ ગયેલા અથવા સાંપ્રત કાળના કવિની એ પંક્તિમાંથી એક ચરણ લઇને તેમાં દર્શાવેલા મૂળ વિચારને બીજા અનુકૂળ સુંદર વિચાર સાથે રચેલું ચરણ કળાનો ઓપ આપીને કોઇ કવિ બનાવે તો તે વાસ્તવિક છે, અને અપહરણમાં ગણાશે નહિ. આ જાતના અપહરણોએ—ખરી રીતે તેને અપહરણ કહેવું ન જોઇએ—કળા અને સૌંદર્ય વધાર્યાં છે, કારણ કે કવિની પોતાની જ સ્વતંત્ર શક્તિનો તેમાં સમાવેશ થયેલો હોય છે અને મૂળ ચરણ બીજા કવિનું છે, એવો તેમાં સ્વીકાર કરેલો હોય છે.

મુશાઇરા સંમેલનોમાં આપેલી પંક્તિની પૂર્તિ કરવામાં આવે છે, એ પ્રકારની આ પણ એક પૂર્તિ જ હોય છે.

## હમતરાહ ગઝલો

કાવ્યના વિકાસ અર્થે હમતરાહ ગઝલો કહેવાની પ્રથા ફારસી–ઉર્દુ ગઝલકારોમાં પ્રચલિત છે. હમતરાહની રૂઢિ આવકારદાયક છે. હમતરાહ માટે ગુજરાતી પારિભાષિક સપંક્તિક શબ્દ વાપરી શકાશે. અથવા એક જ ભૂમિમાં કહેલી ગઝલો આપણે કહી શકશુ કારણ કે, તે માત્ર એક બહર–છંદમાં જ હોતી નથી બલ્કે એક જ પ્રકારના કાફિયા–રદીફમાં લખાયેલી હોય છે. પૂર્વે થયેલા સમકાલીન ઉસ્તાદ કવિઓની મૂળ ગઝલો ઉપર પોતાની કાવ્યશક્તિ ખીલવવા અને કલાયુક્ત પ્રતિસ્પર્ધી કરવા હમતરાહ ગઝલો રચવામાં આવે છે. સમ્રાટ ઔરંગઝેબના સમયની કોઇ *મખ્ફી નામની કવિયત્રીએ સિરાઝના વિખ્યાત કવિવર હાફિઝની ગઝલો ઉપર હમતરાહ ગઝલો લખી છેઃ હાફિઝનું દીવાન એ કવિયત્રીએ દૃષ્ટિ સમક્ષ રાખ્યું હતુ. મખ્ફીની કેટલીક પંક્તિઓ સુરમ્ય લાગે છે છતાં આખી ગઝલ કે કૃતિસમૂહ જોતાં મખ્ફી ઉપર હાફિઝનું પ્રભુત્વ સિદ્ધ થાય છે.

ઉર્દુ સાહિત્યમાં મીર અને સૌદા, આતિશ અને નાલિબ, દાગ અને અમીર, ઇકબાલ અને સીમાબ, ફાની અને તાજિશની હમતરાહ ગઝલો આપણે જોઇએ છીએ. આ ઉપરથી ઉસ્તાદ ગઝ-

* કેટલાક તઝકેરાઓમાં મખ્ફીને સમ્રાટ ઔરંગઝેબની પુત્રી તરીકે માનવામાં આવી છે પરંતુ એ સમયનાં ફારસી ઇતિહાસ ઉપરથી શિબ્લી આદિ ઇતિહાસકારોએ આ વાત અસત્ય ઠરાવી છે. એટલે મખ્ફી ઔરંગઝેબની પુત્રી ઝેબુન્નિસા નહિ પણ મહેલની કોઇ દાસી હતી એવી અટકળ કરવામાં આવે છે.

લકારોનું કાર્ય ભાષા અને ભાવ ઉપરનું પ્રભુત્વ અને લાલિત્ય જાણવા મળે છે. ગઝલના વિકાસ માટે આ વસ્તુ આવકારદાયક છે.

ગુજરાતી ગઝલકારોની પણું હમતરાહ ગઝલો સાપ્તાહિકો અને માસિકોમાં વાંચકો વાંચી શકે છે. પહેલાં અને પાછળના કવિની ગઝલકૃતિઓ સરખાવીને વાંચી હોય તો બહુ રસ પડે છે. મૂળ કવિનો વાસ્તવિક રંગ શો છે અને પાછળના કવિનો રંગ કેવો છે અને તેણે મૂળ કવિના રંગમાં ચમકવાનો કેવો પ્રયત્ન કર્યો છે, તે જાણી શકાય છે. આ વિષયમાં મૂળ ગઝલકારને ફાળે સન્માન આવે છે તેમ પાછળના કવિને ફાળે પણ આવે છે. પરંતુ, પાછળના કવિએ હમતરાહ ગઝલ કહેવામાં સફળતા મેળવેલી હોવી જોઈએ. ગઝલ ઉપર તઝમીન પણ કરવામાં આવે છે. ગુજરાતી ગઝલમા પણ તઝમીન કરવાના દાખલા મળે છે. તઝમીન પ્રથમ કવિની બહર-છંદ તથા કાફીઆ–રદીફમા લખવામાં આવે છે. કોઈ કવિ તઝમીન કરે છે ત્યારે પ્રથમ કવિની ગઝલના આરંભના બે ચરણ સાથે સરખા ભાવના ત્રણ ચરણ મેળવી સઘળાં પાંચ ચરણ કરે છે અને બીજી પંકિતના પ્રથમ ચરણ સાથે બે તેવા જ ચરણ ઉમેરે છે એટલે ત્રણ ચરણ વચલાં હોય છે અને બાકીના બેમાં મૂળ કવિના ગઝલના કાફીઆવાળા ચરણ સાથે પોતાનું તેવું જ કાફીઆવાળું ચરણ ઉમેરી પાંચ ચરણ બનાવે છે ને એવી રીતે મૂળ કવિના ગઝલની કડીઓ જેટલા પાંચ પદી મુક્તકો રચે છે. તખ્લ્લુસની અંતિમ કડીઓ પણ એમ મિશ્રિત આવે છે.

### ઇઝાફ્ત

દરેક ભાષાની રચનાના નિયમો જુદા જુદા હોય છે, અને તેમાં કેટલીક લાક્ષણિકતાનો પણ સમાવેશ થયેલો હોય છે. ફારસી અને ઉર્દુ ભાષામાં રચનાઓ અંગે એવી કેટલીક લાક્ષણિકતાઓ અસ્તિત્વ ધરાવે છે. આ લાક્ષણિકતામાંની એક ઇઝાફત. ઇઝાફતનો સામાન્ય અર્થ ઉમેરણ થાય છે. ફારસી કે ઉર્દુમાં કાવ્યરચના કરવામાં આવે છે ત્યારે કેટલીક વખત બે શબ્દોને જોડનારો હમ્ઝાહ કે ઝેર ઉમેરીને સંયોજક વાક્ય બનાવવામાં આવે છે. ગુજરાતી ભાષામાં ઇઝાફતનું અસ્તિત્વ નથી. આપણી ગુજરાતીમાં એને કંઇક મળતો સમાસનો નિયમ છે. દાખલા તરીકે ગુજરાતીમાં સામાન્ય રીતે પદની રચના કહેવામાં આવે છે. એ શબ્દનો ટૂંકો પ્રકાર પદરચના એમ કરવામાં આવે છે. આ રીતે 'ની' શબ્દ કાઢી નાખવા છતાં તેનો ભાવ સમાસમાં તેનો તે જ રહે છે આ સમાસનો નિયમ ઇઝાફત સમજવામાં કાંઈક ઝાંખી આપનારો છે, તેને તદ્દન બંધબેસતો નથી

ઉર્દુ ફારસીમાં ઇઝાફત કેમ વપરાય છે, તે હવે જોઇશું. દૃષ્ટાંત તરીકે હુસ્ને યાર, દાગે જીગર, શોલએ ઇશ્ક, સુર્મએ ચશ્મ, અને આ જાતના બીજા શબ્દોપ્રયોગોમાં એનો જે ધ્વનિ નીકળે છે તેને ઇઝાફત કહે છે. હુસ્ને યારનો અર્થ પ્રીતિપાત્રનું સૌન્દર્ય, દાગે જીગરનો અર્થ હૃદયનો દાગ, શોઅલએ ઇશ્કનો અર્થ પ્રેમની જ્વાળા અને સુર્મએ ચશ્મનો અર્થ આંખમાંનો સુરમો તેવો થાય છે. આ શબ્દોમાં નું, ની, નો એ સંયોજક શબ્દો છે એટલે આગળપાછળના શબ્દોને જોડી તે એક ભાવના ઉત્પન્ન કરે છે ઇઝાફતના વિષયમાં પણ એવો જ નિયમ કામ કરે છે. ફારસી ઉર્દૂ ભાષામાં આ રીતે ઇઝાફત ભાષાના સ્વભાવિક બંધારણ પ્રમાણે પ્રચલિત છે.

ઉર્દુ–ફારસી સાહિત્યમાં ઇઝાફતનો અર્થ નિયમ હોવા છતાં કાવ્યકળાની દૃષ્ટિએ તેને મર્યાદિત બનાવવામાં આવ્યો છે, એટલે એક મીસરા–ચરણમાં બે ઇઝાફત સુધી વાપરવાની છૂટ છે. કદાચિત બહુ જ સુંદર પંકિત હોય, અને ભાવદર્શન ઇઝાફત વગર અનિવાર્ય હોય, તો જ ત્રીજી ઇઝાફત વાપરી શકાય છે. સામાન્ય રીતે ત્રણ કે ત્રણથી વધુ ઇઝાફતને દોષપાત્ર ગણવામાં આવી છે.

આ નિયમ ગુજરાતી ગઝલોને જુદી રીતે લાગુ પડે છે. મણિલાલ, કલાપિ, સાગર, આદી ગુજરાતી ગઝલકારોએ પોતાની ગઝલોમાં ઇઝાફતનો પ્રયોગ

કર્યો છે હાલમાં કેટલાક મુસ્લીમ ગઝલકારો પણ ઇઝાફતનો કયારેક કયારેક ઉપયોગ કરે છે ગુજરાતી ભાષાના બંધારણની દષ્ટિએ ઇઝાફતને સ્થાન જ નથી એટલે ભાષા વિશુદ્ધી અને કળાને અંગે ઇઝાફતનો પ્રયોગ કરવો જોઇતો નથી મણિલાલ કલાપિ, અને સાગરે ઇઝાફતના પ્રયોગો કર્યા હોય તો તે અનુકરણીય ગણાવા ન જોઇએ આ ત્રણે ગઝલકારોની દષ્ટિ ગુજરાતીમાં સ્વતંત્ર ગઝલ ખીલવવાની હતી એટલે આવા પ્રયોગો તેઓએ કર્યા છે પણ ગુજરાતી ભાષામાં ઇઝાફત માટે સ્વાભાવિક અનુકૂળતા ન હોવાથી તેનો ત્યાગ જ ઉત્તમ છે આ રીતે ગુજરાતી ભાષાની વિશુદ્ધી અર્થે સેવા બજાવવાની આપણને તક મળશે એ ભવિ કે સાહિત્યકાર ભાષાનો પ્રેમી પણ હોય છે અને તેનો ભાષાપ્રેમ તેની વિશુદ્ધી અને કળાને અર્થે હોવો જોઇએ જો ભાષા ખીલતી હોય અને કલામય બનતી હોય તો તેવા મર્યાદિત વિજાતીય પ્રયોગો આગળ કહેવામાં આવ્યું તેમ દોષપાત્ર થઇ શકતા નથી

ગુજરાતના સુજ્ઞ મુસ્લીમ ગઝલકારોએ પણ ગુજરાતી ગઝલોમાં ઇઝાફતનો પ્રયોગ મુદ્દલ જ નહિ કરવાનો નિયમ એકમત સ્વીકાર્યો છે અને તેઓ પોતાની ગઝલોમાં ઇઝાફતનો પ્રયોગ કરતા નથી ગુજરાતી ગઝલનો આ પહેલો અને બહુ પ્રશંસનિય સુધારો છે ગુજરાતી ગઝલસાહિત્યના ઇતિહાસમાં તે પહેલા ત્યાજ્ય પ્રયોગ મતરૂક-તરીકે ગણાશે જે નવા ગઝલકારોના લક્ષ બહાર આ વસ્તુ હોય તેમણે આ સુધારાને અપનાવી લેવો જોઇએ

### ઇસ્લાહ

ઇસ્લાહ એટલે સુધારણા કાવ્યની પરિભાષામાં તેને પરિશુદ્ધી કહે છે ઇસ્લાહ ગઝલશરીરને સુડોળ બનાવવામાં બહુ અગત્યનો ભાગ ભજવે છે ભાષા રચના ભાવ તથા ગઝલના શાસ્ત્રને અનુસરી કોઇપણ પ્રકારના દોષથી તેને મુક્ત રાખવાની નેમ ઇસ્લાહની છે ફારસી-ઉર્દુમાં શિષ્ટ કવિની ઇસ્લાહ ઉસ્તાદ કવિઓ કરે છે ઇસ્લાહના સાધનથી શિષ્ય જલદી શુદ્ધ ગઝલ લખતા શીખે છે, કારણ ઉસ્તાદ પરિશુદ્ધી કરે છે તેનું કારણ જાણવાથી શિષ્યનું જ્ઞાન વધતું જાય છે અને ઉસ્તાદનું જ્ઞાન તેને સહાયક બને છે કેટલાક કવિઓ અભ્યાસીવૃત્તિના હોઇ પોતાની પરિશુદ્ધી પોતે જ કરે છે ગુજરાતી ગઝલકારને પોતાની જ ઇસ્લાહ કરવાની હોય છે અને તેના ઇસ્લાહની સાત્વિકતા તેના જ્ઞાન ન્યાયશક્તિ અને નિરીક્ષણ ઉપર રહેલી હોય છે સીમાબ અકબરાબાદીએ લખેલા પોતાના કાવ્યગુરુ દાગના જીવન ચરિત્ર અને અમીર મીનાઇના પત્રોની પ્રસ્તાવનામાં એવી ઇસ્લાહના નમુના આપવામાં આવ્યા છે ઇસ્લાહના ઉસ્તાદ કવિઓના જૂદા જૂદા ધોરણ હોય છે આ ધોરણ ઉસ્તાદની રૂચિ અને કાવ્યજ્ઞાન ઉપર આધાર રાખે છે

### સંકેલન

ગઝલમાં કળાને લગતી એવી બીજી ઘણી ઝીણવટ છે આ ન્હાનકડા નિબંધમાં તેનો વિચાર અસ્થાને છે ગુજરાતમાં ગઝલ ખીલતી જશે તેમ તેની કળા અને શાસ્ત્રિયતા પણ ખીલશે છતા ગઝલ એક પ્રકારના જોડકણા કે જોડકણાનું નામ છે એમ તો કોઇ તેની શાસ્ત્રિયતા જેયાજાણ્યા પછી ન કહી શકે ગઝલકળાના જે દર્શન શ્રી બાલાશંકરે અને ગઝલની શાસ્ત્રિયતા સદ્ગત ગણપતરાયને સમજાઇ હતી તે ગુજરાતી જનતાને સમજાય અને ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થાય એવી મ્હારી પ્રાર્થના છે

અભિલાષો અમારા એ બને ગુજરાત નંદનવન –
અમારી ગુર્જરી સરકારનું પામે નવું જીવન.



# રસિયા-વાલમ

ડૉ. હરિપ્રસાદ દેસાઇ

[ગુજરાતના આ જાણીતા સેવક સાહિત્યકારની આ અત્યંત રમૂજી કૃતિ અહિં રજુ થાય છે. ડૉ. હરિપ્રસાદ 'સબ બંદરકા વેપારી' છે. વડોદરામાં લેખકમિલન મળેલું ત્યારે એમણે 'રસિયા વાલમ' ગાઈ બતાવેલું. મને ખૂબ મઝા પડેલી. મેં ત્યાં જ ડૉકટર સાહેબ સાથે નક્કી કર્યું કે રસિયા વાલમે એનું વહાલ 'કવિતા' પર ઢોળવું. એના પરિણામે અમે એ અને એ પછીની કૃતિઓ અહીં રજુ કરીએ છીએ. જેલમાં બેઠા બેઠા ડૉકટર સાહેબના રંગીલા સ્વભાવે જે જે આનંદ માણ્યો તે એમણે એમની કવિતાબાનીમાં ગૂંથ્યો છે. અમે દર અંકે હપ્તે હપ્તે એ રજુ કરીશું-કૌલક]

**પ્રસ્તાવનાઃ** રસિયા વાલમ નાટક આખ્યાન ૪૨ની જેલ વખતે સાબરમતી જેલમાં લખાયું હતું. એક-બે પ્રેમી પ્રીતમો અમારી સાથે હતા અને એમની પ્રિયતમાઓ પણ જેલમાં હતી. એથી એ વધારે વ્યગ્ર બનતા હતા. એમાંનાં એકનાં લક્ષણ આમાં બતાવ્યાં છે.

રસિયા વાલમ શબ્દ બહુ જૂનો છે. ઘણા નવિનો એમ ધારે છે કે ઇંગ્રેજ લોકના સંસર્ગમાં આવ્યા પછી આપણે પ્રેમ શીખ્યા, એ વાત ખોટી છે. આબુ ઉપર દેલવાડાના દેવળોની પશ્ચિમ દિશાએ એક ખૂણે રસિયા વાલમ ને કુમારી કન્યાનાં પૂતળાં છે. વાત એમ ચાલે છે કે એક કન્યા તરફ એક યુવકને પ્રેમ થયો. એણે બેધડક કન્યાની મા પાસે જઇને એના હાથની માગણી કરી માને એની સાથે પોતાની દીકરીને નહોતી પરણાવવી તેથી અશકય શરત મૂકી કે વ્હાણું વાતામાં ત્હારા ઘર અને મ્હારા ઘરની વચ્ચે સડક બનાવી દે તો હું લગ્ન કરાવું. પ્રેમી તો સાહસિક હોય છે. એણે શરત કબૂલ કરી અને તરત સડક કરવા માંડયો. વ્હાણું વાતામાં એ સડક કરી નાખશે એમ માને લાગ્યું એટલે હજી તો ત્રણ વાગ્યા હતા એટલામાં માએ ખોટો કુકડો બોલાવ્યો ને કહ્યું કે વ્હાણું વાઈ ગયું અને તું શરત હાર્યો છે. યુવક ત્યાં ને ત્યાં હૃદય બંધ થવાથી ગુજરી ગયો. છોકરી પણ એ દૃશ્ય જોઇને મરી ગઇ.

તે દિવસથી લોકોએ ત્રણ પૂતળાં કર્યાં છેઃ રસિયા વાલમ, કુમારી કન્યા અને ડોશીનાં. લોકો જે જોવા જાય છે તે આજ પણ ડોશીને ઢેખલા મારે છે ને પેલા બેને ફુલ ચડાવે છે. નાટક-આખ્યાનનું વસ્તુ એવું છે કે રસિયા વાલમ નડિયાદની ભાગોળે તળાવ કિનારે ફરવા નીકળ્યા છે અને પનિહારીઓની ઠમક ઠમક ઠમકતી ચાલ જુવે છે તે વખતે મણીલાલ નભુભાઇની ઉત્તર રામચરિત્રની સીતા-ઝવેરીલાલ યાજ્ઞિકના કાળીદાસના ભાષાંતરની શકુંતલા અને ગોવર્ધનરામની કુસુમ ને બાલાશંકરના હાફીઝની શીરાઝી સંભારતા સંભારતા વિહ્વલ બને છે પણ કોર્ટનો સમય થવા આવ્યો છે એટલે કાયદાના ગુંચવાડામાં પાછું એ રસિક હૃદય ગુંચવાઇ જાય છે. પાછા એ ગુંચવાડામાંથી સાહિત્ય અને ભાગોળમાં મન ખેંચે છે અને પોલિસ વોરંટથી એમને સાબરમતી લઇ જવાનું વારંટ આવે છે.

એ જેલે પહોંચે છે અને વિચાર કરે છે કે હે વિધાતા ! મ્હને શા વાંકે ત્હેં જેલમાં મોકલ્યો ? કોઇ વખત હું ગાંધીજીનું નામ બોલ્યો નથી, ખાદીને સ્પર્શ નથી કર્યો અને ભારતમાતાને દુઃખથી બરાડતી સાંભળી લાગણી થઈ છતાં સ્વાતંત્ર્યના હકક બાબત કોઇ શબ્દ ઉચ્ચાર્યો નથી.

પરંતુ એવા તો ઘણાને વિધાત્રીએ આ વખતે જેલમાં ધોક્યા હતા અને કાંચન અને કામિનીમાં

પડેલાને સ્વદેશસેવા ભૂલવા માટે પણ સજાઓ ભારતમાતાએ કરી હતી. આ રસિયા પાછળ તો એમનાં શ્રી પણ જેલે આવ્યાં કારણ કે એ રાજકારણમાં કંઈક ભાગ લેતાં હતાં.

જેલમાં આવ્યા પછી જે બન્યું તે આ આખ્યાન નાટિકામાં છે. ટેન્ટેલાઈઝર ગ્રીક નાટકનો એક નાયક છે એને એવો શાપ હતો કે જે ચીજ એને જોઈતી હોય તેને એ અડકી જાય એટલે એ જરાક આઘી ખસી જતી. અડકાયે નહિ અને લેવાનો લોભ મટે નહિ એવી જ દશા "આ રસિયા વાલમની થજો" એવો બાગ્દેવીએ એમનાં દેશપ્રત્યેનાં કર્તવ્યમાં હરામખોરી કરેલી તેથી શાપ આપેલો છે. તેથી "દશા ટેન્ટેલાઈઝર" એમ કહેવાયું છે.

### સર્ગ ૧

જંબૂદ્વિપે ભરતખંડે, ભૂમિ આર્યાવર્તમાં
નટપુર પૂરાણી, નગરી ત્યાં, રમ્ય શેરી સરિતા—
નવ બાગોળે, નવ નવ ફળે એક એકે તળાવ
પનિહારીની, ઠમક ઠમતી, ચાલ આ કોણ જોતો?
બાલાશંકર, મણીનભુને, ભવ્ય ગોવર્ધનોથી
કવિ 'કુલગુરુ સ્મૃતિ સરતી, કાપડા ગુંચવાડે
ભવભૂતિ કૃત સીતા, ઉત્તરા રામ રમ્ય
ભુવન મનહરનારી શાન્ત શકુન્તલાને'
ઘડી ઘડી હારીજે ઉઠાને ચિત્ત જોતું શિગાઝી
તલસ્યામ, રૂપસુન્દર ગોરી, ગાલ ગુલાબી મધ્ય
ભુખારાને સપરે નગરે અક્ષયા રજ્જોનોતો—
વાલમજીએ વિહ્વલ બનીને ભાનને છેક ભૂલ્યા!

### ૨

શેરી એમ્ને કૂદયા, વટાવી વેત્રી, ખાગી ખુદી કરીને
હાંફે હાંફે, ધડક હૃદયે, ઉમ જેલે પ્રવેશ્યા'
"મ્હેં શું કર્યું? ક્યારે? આમ શું? બાગ્દેવી?
શા દોષે મા! જેલમાં પુરી દીધો?
ક્યારે માતા! ખાદીશું સ્પર્શ કીધો?
ઉચ્ચાર્યો મા, ગાંધી બોલ્યો, કદાપી?
મ્હેં શું ક્યારે, ઘડી, અધઘડી, 'ગાન્ધ' ઉચ્ચાર કીધો?
ક્યારે માડી! જનમ હકની, વાત સ્વપ્ને કરી છે?
તારાં દુખો સમજી મનમાં, આજ હું દુઃખ પામ્યો,
કિન્તુ કદી જરી હાર્યો? જનનિ! માતા! ત્રાસી બરાડી"—

### ૩

ભાગ્ય દેવી હતી કોપી
લાલા શ્રીમતી શાપીઆં;
"સેવો જેલ જાઇ સાથે
દશા ટેન્ટેલાઇઝર!"

### ૪

શ્રીમતી પગલાં જોતાં
આવ્યાં પાછળ પાછળ
દાદા આદમની પૂંઠે
દાદી હવ સાથે ગયાં—૧

સુંદરચંદ ખાવાને
દોડો લપસ્યો સ્વર્ગથી
વકીલાત તણી માયા
રસિયાજી ફસાવિયા!—૨

થની લાગણી માતાની
ચિત્ત દાઝતું દુખથી
પરન્તુ પનદારામાં
જીવ લપટાનો જતો—૩

### ૫

[જેલની આરીસની પેલીબેથી કોરાનાં છિદ્રોમાંથી શ્રીમતી ને લેવાની લાલચે રસિયાવાલમ, સીડીઓના ખડમાં નજર નાખી રહ્યા છે વરત જ, સી વાર્ડની સાહેલીઓ શ્રીમતીને સબોધીને બોલી રહી છે.]

બાબી અમારી! ઉભા અટારી
પેલા, તમારા પ્રાણ!
રે! દાજમન તાણી, આંખોને આંણી
છિદ્રોમાંથી, છોડે બાણ—
સાખી— મોજાં પગમાં ઘાલીને,
ટુંકી જાંગ સુરવાળ;
બુરો કડકડ વસ્ત્રમાં
તેલ ચમેલી વાળ!—બાબી.

### ૬

રસિયાવાલમ—:

"અસ્યા ગાલો!

જરી મ્હને ઝાલો !

મ્હારા પેટમાં–'આમ, આમ, થાય છે !"

મિત્રોઃ–

"અરે ભાઇ ! ત્હને શું શું થાય છે?"

રસિયાવાલમઃ–

"આમળ ગોટા વળે ને
પગ પાણી થાય છે
માથું ભમે ને મ્હારું
પેટ બળી જાય છે"

(પડદો પડે છે.)

## સર્ગ બીજો

### ૧

સ્થળઃ જેલમાં સ્ત્રીઓનો ખંડઃ

[સ્ત્રી જેલનાં રક્ષક જમના ગાય છે અને બીજી સ્ત્રીઓ ઝીલે છે]

રસિયા વાલમ, ચડિઆ છે, લીંમડે !
શાખે, ડાળેથી જોતા, જાય !–
વારી જાવું વિઠ્ઠલા !

પૂર્વ દિશાએ, દરવાજા જેલના !
પશ્ચિમે, બીજી વાલમ જોડ !–
વારી જાવું વિઠ્ઠલા !

જુવે ઉત્તરે તબેલા ભેંશના
દક્ષિણ દિશી સાહેલીનો સાથ–
વારી.

### ૨

[લીમડા પરથી રસીયા વાલમે એ ગીત સાંભળીને ગાઈ ઉઠે છેઃ]

દૈવે, પાંખો આપી હોત પીંડમાં,
ઉડી આવું, ત્હમારી પાસ ! સાળાનાં બ્હેનડી !

બીજો વાલમો દિન દિન ઘૂસતો
અમે એવાં શાં કીધાં છે પાપ ?–સાળાનાં.

માડી જમના તમે પૂછો એટલું
પત્ર * પૂર્ણિમાનો આવ્યો હાથ–સાળાનાં.

ત્હમે વિધવા શું જાણો વેદના,
જાણો ! પરદેશી પ્રીતમ દાઝ–સાળાનાં.

### ૩

આમ સંવાદ થાતાંને,
સંકેતી ગરબા વિષે;
જોશી જેલર આવીને
વાલમજી ઉતારીઆ !
જમના જોશીને બોલ્યાં,
નનામા[1] પત્રની કથા;
રસિયા જુઠું બોલીને,
પરાણે ત્યાંથી છુટીઆ

ભાઇ રે જોશીડા !
હરખે લ્હેલો
વિયોગ દુઃખે
ગાંડો ઘેલો......

એક જ દે ! ચીનગારી
શગડીમાની એક જ દે ચીનગારી !

*

આખું શરીર નથી મ્હારે જોવું
ટચલી આંગળી, એક ન્હાની !
સ્હેજ જ સ્પર્શથી પુલકિત થાવું
રહીશ સદા ઉપકારી–શગડીમાંની.

---

[* પૂર્ણિમાનો પત્ર, નનામો, રસીઆ વાલમે શ્રીમતી પર મોકલ્યો હતો. એમાં વિયોગનું દુઃખ ઉભરાતુ હતું. દરેક સ્ત્રી એ વાંચે ને બીજીને આપે શ્રીમતી સમજ્યાં પણ એમણે પણ ન સમજ્યાનો ડોળ કર્યો. પછી સમૂહ વાચન થએલુ –બધાં મનમાં સમજી ગયાં હતા કે એ કોનો છે ]

[વાલમજી લીમડાથી પોતાના યાર્ડમાં જતાં રસ્તામાં ગળિયા બળદની જેમ ઉભા રહે છે અને જોશીને વિનતી કરે છે]

# પતીલની એક ઉર્દુ ગઝલ?

અનામી

[આપણા જાણીતા ગઝલકાર શ્રી પતીલની 'કવિતા'ના નવેંબર અંકમાં પ્રગટ થએલી ગઝલ પર ટીકા કરતો આ લેખ અમે અહીં પ્રકટ કર્યો છે. આ ટીકાલેખના લેખક સૂરતના જાણીતા વિદ્વાન શખ્સ છે. અમે કોઈ પણ સિદ્ધાંતિક ચર્ચા-ટીકાને હંમેશા આવકાર આપીશું જ. ભલે પછી તે ટીકા ખુદ આ માસિકના તંત્રી કોલકની કવિતા પર હોય! ભાઈ શ્રી પતીલને આ ટીકા સામે કંઈ ખુલાસો કરવો યોગ્ય લાગે તો તેઓ પણ જરૂર અમને પ્રગટ કરવાને મોકલી આપે છતાં એક વાતનો એકરાર કરવો જોઈએ. કેટલીક શબ્દભૂલો મુદ્રણદોષને લીધે થવા પામી હોય તો તેની જવાબદારી અમારે શિર છે. એ વાતનો એકરાર કરી લઈએ છીએ. તંત્રી]

કવિતા માસિકના નવેમ્બરના અંકમાં શ્રી 'પતીલ'ની એક ઉર્દુ ગઝલ પ્રગટ થઈ છે. ગુજરાત શ્રી પતીલથી પરિચિત થઇ ચૂકયું છે એટલે પરિચિતનો પરિચય શો? તેઓ સંસ્કૃત પિંગળશાસ્ત્રના નિયમાનુસાર ગુજરાતી કાવ્યો લખે છે જ પણ અરબી પિંગળશાસ્ત્રના નિયમાનુસાર ગઝલો પણ રચે છે અને તેમનું નામ "ચાલુ સિક્કા" તરીકે ચાલુ થઇ ગયું હોઇ તેમના નામે જે કંઇ તેઓ પ્રકાશનાર્થે મોકલે છે તે ચાલ્યું જાય છે. એવી જ રીતે એમની એક ઉર્દુ ગઝલ (!) અનુવાદસહિત પ્રગટ થઈ છે. જો કે એ વિવેચનના ઘણુ ખમી શકે એવી નથી છતાં......

સદ્‌ગત 'બાલાશંકરે' જે છંદમાં "ગુજારે જે શીરે તારે જગતનો નાથ તે સહેજે"ની મશહૂર કૃતિ રચી છે તે જ છંદમાં થી પતીલની આ ગઝલ છે.

તેમની પહેલી કડી પ્રથમ (એટલે મતલઅ) લઇએ:

(કડીઓ 'કવિતા'માંથી સાંગોપાંગ ઉતારી છે.)

"અગર મિલ જાય રસ્તેમેં મુઝે વહ દોસ્ત મસ્તાના
ઉસે દૂં બખ્શ પાનોલી વ પીરામન બ નઝરાના."

ફારસીના પ્રખ્યાત કવિ 'હાફિઝ'ની એક કડી આ સ્થળે સ્મૃતિ પર અથડાય છે.

"અગર આં તુર્કે શીરાઝી બદસ્તારદ દિલે મારા
બખાલે હિંદુયશ બખ્શમ 'સમરકંદો' 'બુખારારા.'"

શીરાઝના કવિવર હાફિઝ, સનમના વદન-તલ ઉપર મોહિત થઇ સમરકંદ અને બુખારા જેવાં શહેરો પણ (પોતાના કબજામાં હોય તો) સનમને બક્ષિસમાં આપી દેવાની શુભવાંગ ફેંકે છે. ત્યારે એ જ છંદમાં ગુજરાતના પતીલ એમનું અનુકરણ કરતાં કહે છે કે "જો મને એ મસ્તાના દોસ્ત રસ્તામાં મળી જાય તો એને હું 'પાનોલી' ને 'પીર મણ' બનજરાના-બક્ષિસમાં આપું." ભાષાની વાત પછી કરીશું. પહેલાં એનો અર્થ સમજી લઇએ. કવિ કહે છે કે જો એ વરણાગિયો (મસ્તાનાનો તરજુમો વરણાગિયો કર્યો છે.) મિત્ર રસ્તામાં મળી જાય તો તેને તેઓ બે ગામ બક્ષિસમાં આપી દે. રસ્તામાં મળી જાય તો બક્ષિસમાં બે ગામો આપી દેવાં એમાં નવીનતા છે, કેમકે ક્યાં આપવા છે કે આપવાં છે? પણ કવિમિત્રને શું કહેવું કે આમાં કાવ્યત્વ નથી? એક બાળકબુદ્ધિના વિચાર સિવાય એમાં કશું નથી. 'હાફિઝ'નો નમૂનો ઉપર ટાંક્યો છે એ કોઈ વસ્તુ પર મોહિત થઇને કંઇ અર્પણ કરવાની વાત કરે છે. ફક્ત રસ્તામાં મિત્ર મળી જાય અને બે ગામ બક્ષિસમાં આપી દેવાં એમાં મિત્રનું અપમાન કરવામાં આવ્યું છે કે 'પાનોલી' ને પીરામનનું? "મિલ જાય" નહિ "મિલ જાએ" જોઇએ. બનજરાનામાં -બક્ષિસમાં આપી દેવાનો ભાવાર્થ સમાઈ જાય છે. "દૂં બસ બનજરાના" આ કેવો પ્રયોગ? રાસ્તેમેં કે રસ્તેમેં?

બીજી કડી

"હુએ બરગાદ ફિરતા હુ જિસીકે ઇશ્કમે દરદમ
જિગર બક્ષા હય ઉગ્નેકી મુઝે ઇતના અમીરાના"

આમા 'હુએ મગમાદ' એટલે 'બરગાદ થવા' જ્યારે કવિ કહેવા માગે છે 'બરબાદ થઇને' 'જિસીકે ઇશ્કમે' ખોટુ; 'જિસકે ઇશ્કમે' જોઇએ 'વઝન'ની જાળવણી કરવા જતાં ભાષાની જાળવણી પ્રત્યે દુર્લક્ષ સેવ્યુ છે 'દરદમ' અસંગત છે (જો કે વિચાર સારો હતો) વળી "જીગર બક્ષા અમીરાના" આ સ્થળે ઠીક નથી "જીગર અપના અમીરાના" જોઇએ

ત્રીજી કડી

"કઇ હય દેખને આતે ઝમાનેસે હુઆ મઅારૂફ
ઉસીકે કૂએ સુબ્હામે મિરા મસકન ગરીબાના"

એમણે કરેલ ગુજરાતી તરજૂમો આ પ્રમાણે છે

"એ જ વિભૂતિના પવિત્ર મહોલ્લામા (અર્થાત્ સુમહાન વાડ યાને 'સુભાન વાડ'મા) આવેલુ વર્ષોથી જાણીતુ મારુ કૌતુકપ્રચૂર મકાન જોવા માટે કેટલાયે મહેમાનો દૂર દૂરથી આવે છે"

અહીં 'કૌતુકપ્રચૂર' અને 'મહેમાનો' એ કયા ઉર્દુ શબ્દોના અર્થો છે એ જણાયુ નહિ. અર્થ સમજાવવા પ્રયત્ન કર્યો છે છતા અસ્પષ્ટતા કાયમ રહે છે 'મઅરૂફ' શબ્દનુ 'મઆરૂફ' થઇ ગયુ છે કે લખાયુ જ હતું? 'ઝમાનેસે હુઆ મઅરૂફ' એ કઢંગો પ્રયોગ છે 'ઝમાનેસે હુઆ મઅરૂમ' એમ કદાચ કવિ કહેવા માગે છે 'ઝમાનેસે'મા પણ એ અર્થનો સમાવેશ થાય છે એક "યુગ"થી અથવા "ઘણા સમયથી". અહી પણ એક નિષ્ફળ વિચાર સાથે કવિએ રમત કરવાનો પ્રયત્ન કરી નિષ્ફળતા મેળવી છે. "ઉસીકે" અહિ, ત્યારે જ કહી શકાતે કે જ્યારે કડીના પહેલા ચરણમા કઇ ચટપટાટ કર્યો હોત અથવા 'કૂએ સુભ્હા' વિષે કંઇ ઉલ્લેખ કર્યો હોત–

ચોથી કડી

"છૂપાનેવાલે પર્દેમે કહા હય દૂસરા તેરા
મૂકય્યાદ બેમહલ અઝમા–જવાહર સા અઝીઝાના"

અહીં ભાષાનુ અજ્ઞાન પરાકાષ્ટાએ છે 'છૂપાનેવાલે' એટલે છૂપાવવાવાળો. પહેલા ચરણનો અર્થ એવો થાય કે "પર્દામાં છૂપાવવાવાળા તારો બીજો ક્યાં છે?" 'છૂપનેવાલે' ને બદલે 'છૂપાનેવાલે' અને 'કહાં હય દૂસરા તુઝસા'નુ દુસરા તેરા' ઠોકી બેસાડ્યુ છે આ થઇ પહેલા ચરણની વાત, કડીના બીજા ચરણ માટે મારે એમ કહેવુ જોઇએ કે જે તે ઉર્દુમા લખાયેલી વાચવા મળે તો જ સમજ પડે કે શુ 'ગરબડ' છે. 'બેમહલ' નો 'હ' સાદો છે કે 'guttaral' 'હ' છે? 'અઝમા જવાહરસા અઝીઝાના' કેવી ભાષા! શો અર્થ? એ ચરણ એવુ વિચિત્ર છે કે એનો ગુજરાતી અર્થ જેવી રીતે કરવામા આવ્યો છે તેવી રીતે કરી જ કેમ શકાય? ફક્ત 'ગુસ્સો' અને 'દયા'ની મિશ્રિત લાગણીઓની ખંડણી એ કડી મેળવી લે છે

પાંચમી કડી

"નહી મેહરાબમે પાયા, મનાબર પર નઝર આયા
કિસીકોભી ન દિખલાના તિરા સાયા છબીલાના"

આ કડીનો પણ ગુજરાતી અર્થ આપ્યો છે છતા 'મેહરાબ'નો તરજુમો નથી આપ્યો (મેહરાબ તે જગ્યાને કહે છે કે જે મસ્જીદમા 'ઇમામ' માટે નિયુક્ત થએલી હોય છે) કવિ પહેલા ચરણમાં કહે છે "**નહી મેહરાબમે' પાયા, મનાબર પર નઝર આયા**" એટલે એવો અર્થ થયો **'મેહરાબમાં ન જડયા, વ્યાખ્યાનમચો (મનાબર) પર દેખાયા"** કહેવા એમ ઇચ્છે છે **"નહી મેહરાબમે' પાયા, ન મિન્બર પર નઝર આયા"** (જો કે આ હોત તો પણ દોષરહિત ન હોત) બીજા ચરણમા કહે છે **કિસીકો ભી ન દિખલાયા તેરા સાયા છબીલાના** 'સાયા'નો અર્થ કવિ 'તસ્વીર'ના અર્થમા તારવી એનુ ગુજરાતીકરણ 'છબી કરે છે પણ 'સાયા' એટલે 'પડછાયો' થાય છે. 'છબીલાના' એ શબ્દ ઉર્દુમા છે કે કેમ? કદાચ કવિની નવી શોધ પણ હોય.

છઠ્ઠી કડી

"હુએ હાજિર હય દુન્યાસે તુઝે જો ઢૂઢને નિકલે
ભટકતે જંગલોમે હય વસે દરકાર વીરાના"

એનો તરજુમો આપ્યો છે કે. 'તને શોધવા

નીકળ્યા તેઓએ દુનિયાનો મોહ છોડી દીધો છે. કેટલાક જંગલોમાં રખડે છે અને કેટલાક ગુફાઓ સેવે છે.' જે બરાબર નથી. પણ એનો અર્થ કાઢીએ તો આમ થાય કે...તને શોધવા નીકળ્યા તેઓ દુન્યાથી નિવૃત્ત (ફારિગ) થયા અને જંગલો અને વેરાન સ્થળોમાં ભટકે છે. કવિએ ફારિગનો ખોટો અર્થ કર્યો છે. "વસે દરકારે વીરાના." 'વસે' એટલે શું? 'વસે'નો અર્થ 'સેવે છે' કર્યો છે શું? 'દરકારે વીરાના' એટલે વેરાન સ્થળોને તળીએ. એને કદાચ ગુફાઓ કહી શકાય? વળી બીજી ઊંડી દૃષ્ટિએ જોતાં 'જંગલો અને વેરાન સ્થળો 'દુન્યા'માં જ છે. તો શોધનારાઓ દુન્યાથી નિવૃત્ત શી રીતે થઇ ગયા? એકલો 'દુન્યા' શબ્દ ભાવ વ્યક્ત કરવા માટે અધૂરો છે.

**સાતમી કડી**

"હુઆ ક્યા ગર ન હો તકિયા તજ્જરતગાહમેં અપના
રહો કાયમ કયામત તક મિરા ખિરકા ફકીરાના"

કવિ કયામત સુધી પોતાનો ફકીરી વેશ ટકી રહે એવું વાંચ્છે છે. એમાં અવિશદતા છે, અર્થમાં અવાસ્તવિકતા છે. 'ખિરકા ફકીરાના' નહિ પણ 'ખિરકએ ફકીરાના'-જોઇએ.

**આઠમી કડી**

"યે કૈસા શૌકએ ખુબ થા અહાહા! ગર હુઆ હોતા
કદમોંમેં ઇશતિરે આશિકકા મરજાના શહીદાના"

આ કડીમાં 'વજન'નું ખૂન થએલું છે. પહેલાં તો 'ખુબ'ને કેવો 'ખૂબ' ચમકાવ્યો છે; તે જૂઓ. 'અહાહા......' ખૂબ દીર્ઘથી ઉચ્ચાર થાય છે જે અહીં ખુબ (હ્રસ્વ) થઇ ગયો છે. 'મરજાના શહીદાના' ખોટો પ્રયોગ; ભાષા દોષ. 'શહીદકી મૌત' 'શહીદ હોકે મરના' એમ કહેવાય છે. 'મરજાના શહીદાના' કેમ ચાલે?' 'કદમોંમેં ઇશતિરે' પહેલી દૃષ્ટિએ મેં એમજ અર્થ કર્યો: "ઈશ્વર તારા ચરણોમાં" પણ વિચાર્યું તો 'ઇસ' (એટલે આ') ને બદલે 'ઇશ" લખાઈ અથવા છપાઈ ગયું હશે.

**છેલ્લી કડી અંતિમા (મકતઅ્)**

"અરે ઓ શાયિક ઉલ્ફત મુઝે પરવા ન મજલસગકી
કિ ભલભલ બળબળે મુહતાજ હંય તર્જે પતીલાના."

કવિએ અનુવાદ આપ્યો છે: "ઓ પ્રેમના શોકીન! મને પૈસાની પરવા નથી કેમકે પતીલની કવિતા સાંભળવા કેટલાયે મહાનુભાવ તલસે છે." અહીં 'મજલગ'નો અર્થ પૈસા કરવામાં આવ્યો છે. 'મજલગ'નો અંત્યાક્ષર 'ગ' Gutteral 'ગ' એટલે ઉર્દુમાં જેને 'ગૈન' કહેવામાં આવે છે તે 'ગ' છે. એટલે એ 'મજલગ'નો અર્થ A Sum' (રકમ), અથવા Place of arrival (આગમનસ્થળ) થાય છે, પણ 'ધન' નહિ. કિ ભલભલ બળબળે', કયી ભાષાના શબ્દો છે તે સમજાતા નથી. એ શબ્દોનો ગુજરાતી અર્થ 'મહાનુભાવ' એમને મનફાવતી રીતે કર્યો છે, છતાં અર્થ થતો નથી. 'તર્જે પતીલાના' એટલે પતીલાનાની તરજ'. તો 'પતીલાનાની તરજના ભલભલ બળબળે મુહતાજ છે' એમાંથી શું પ્રતિપાદિત થાય છે? 'પ્રેમના શૌકિન'ને સંબોધી શા માટે કહેવું કે 'મને પૈસાની પરવા નથી.' સાર એ કે આવી ગઝલમાં કોઈ ખાસ વિચારનાવિન્ય, ભાવમાધુર્ય કે અર્થચમત્કૃતિનો સદંતર અભાવ છે અને ઠેરઠેર ભાષાદોષ છે.

શ્રી. પતીલ શા માટે એમના ભૂતપૂર્વ કિર્તિસ્થંભ ઉપર આવી કૃતિઓના કુહાડા મારી રહ્યા હશે?

આ કૃતિ પર એમણે મથાળે 'ગઝલ' લખ્યું છે, પણ એને 'હઝલ' પણ ગણી શકાય કે કેમ એ એક પ્રશ્ન છે! (બારીક દૂષણો મેં છોડી દીધાં છે.)

એમને ખોટું જરૂર લાગશે, પણ ગઝલસાહિત્યને નામે એવી જવાબદાર વ્યક્તિઓ બીનજવાબદાર રીતે એવા પ્રતિષ્ઠિત સામયિકોમાં એવી ગઝલો પ્રગટ કરાવી ગઝલસાહિત્યથી અજ્ઞાન વાંચકોમાં ભલે નામના મેળવતા હોય પણ એમાં 'કવિતા'નું અપમાન છે. સાહિત્યનું ઘોર પાપ છે. મહા કલંક છે. કદાચ એવી જ કૃતિઓ માટે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે:

"ઢંગ વગરના તરંગોના પતંગો ચગાવવા એમાં કયો રસ નિષ્પન્ન થાય છે? એ મસ્તી નથી, મસ્તીઈજર છે. એમાં ભાષાનું કસુંગર છે. એમાં સૌષ્ઠવનું નામ નથી. હા, રમત છે, કરામત છે, બે ઘડી મોજ છે.'

# પાંદડીને

સ્નેહરશ્મિ

પાંદડી, કિયા તે વનની તું પાંદડી !

આઘા આઘા કોક ડુંગરાની પાળે,
ઊંચેરી કોક મ્હેક મ્હેકંતી ડાળે,
કિયા વંટોળ તણે ઊર્મિ ઉછાળે
મોહી સંગાથે રમણે ચડી ! પાંદડી.

નહિ રે દીઠેલો કે નહિ રે પ્રીછેલો,
ક્યાથી ચઢ્યો એ આવી અલબેલો ?—
જાણે હો જગમા એ એક ને અકેલો !
એને કોની ના મના નડી ! પાંદડી.

ઊણું હતું કશું ક્યારે શું તારે ?
ઊડતાં જરી ય જોયું પાછું તેં ના રે !
વનના સોહાગ વિના તારા સૂના રે !
બાધા કશી ય તને ના અડી ? પાંદડી.

આમન તારૂ પડ્યું ખાલી જ ખાલી,
રૂવે વિરહે તારી સૂની શી ડાળી,
જાયે એનાં બધાં પંખીડાં ચાલી,
હવે એની કોણ આખડી ! પાંદડી.

કોકે ભલેને તને ભૂરકી રે નાખી,
સ્મરણોની હો નવી દુનિયા ય આખી,
જૂની પ્રીતિની છતાં મૂંગી ઉરે રાખી
ભૂંસી ભૂલાય કેમ વાતડી ! પાંદડી.

# શ્રી. મહાદેવી વર્મા

## શ્રી જેઠાલાલ જોષી

ડૉ. હરિપ્રસાદ દેસાઇના મુખે હિંદી કવયિત્રી શ્રી. મહાદેવી વર્માના માનવપ્રેમ વિષે ભારોભાર વખાણ સાંભળી આપણું મન આનંદથી તૃપ્ત થાય કે ગુજરાતના સાહિત્યરસિકો હવે હિંદી સાહિત્ય-સૃષ્ટાઓ વિષે રસ લેતા થયા છે. પ્રસંગ આ હતો: બંગાળના ભૂખમરા વિષે છાપાઓમાં અનેક લખાણો આવતાં, મૌખિક સહાનુભૂતિ અને અલ્પાંશે આર્થિક સહાય પણ મોકલવામાં આવતી; પરંતુ આપણે ત્યાંથી એકે કવિ ત્યાં જઇ પ્રત્યક્ષ દુઃખદ દૃશ્યો જોઇ આવવા પ્રેરાયો નહિ. પણ હિંદનાં આ બહેનનું હૈયું ક્ષુધાતુરોના રૂદનથી કંપી ઊઠયું અને તેને શબ્દોમાં ઉતાર્યું અને બીજા કવિઓના કાવ્યો સાથે 'બંગદર્શન' નામે પુસ્તક પ્રગટ કર્યું. તેની કિંમત પાંચ રૂપિયાથી સો રૂપિયા સુધી ઉપજાવીને બધી રકમ બંગાળ રાહતમાં મોકલાવી આપી. થોડા વખત પર મારા નાનાભાઈ શ્રી. કાન્તીલાલ જોષી (એમ. એ.) રાષ્ટ્ર-ભાષા પ્રચાર સમિતિના કામે પ્રયાગ ગયેલા. અને એમણે કહેલું કે 'શ્રી મહાદેવી વર્માને મળ્યો. એ મારા જીવનની ખાસ વિશેષતા છે. એ દેવીના દર્શનથી મારા હૃદયમાં જે ઉમળકો આવ્યો તે એ કે 'એવી માતાને પેટે મને જન્મ મળે' એવી ઇચ્છા થઇ આવી.

શ્રી. મહાદેવી વર્મા બંગાળાના ભૂખમરાથી મહાન દુઃખી છે. તેમણે અનેકવાર પોતાની આગળ આવેલા ભોજનથાળનો ત્યાગ કર્યો છે. અનેકવાર બંગાળાના પ્રત્યક્ષ જોયેલાં ભયંકર દૃશ્યોથી ચોધાર આંસુડે રડયાં છે અને પોતાની નિઃસહાય સ્થિતિ માટે આત્મક્લેશ કર્યો છે.

શ્રી. મહાદેવી વર્માનો જન્મ શ્રી. હેમરાણીદેવીની કુખે સંવત ૧૯૬૪ (ઇ. સ. ૧૯૦૭)માં ફર્રૂખાબાદમાં થયો હતો. તેમના પિતાશ્રી. ગોવિંદપ્રસાદ વર્મા એમ. એ. એલ. એલ. બી. થયેલ સુશિક્ષિત અને શિક્ષાપ્રેમી ગૃહસ્થ હતા. શ્રી. મહાદેવીને બે ભાઇઓ અને એક બહેન છે.

શ્રી. મહાદેવીનું પ્રાથમિક શિક્ષણ ઇન્દોરમાં શરૂ થયું અને પછી ૧૧ વર્ષની બાળવયમાં ડૉ. સ્વરૂપનારાયણ વર્મા સાથે તેમનું લગ્ન થયું. સંવત ૧૯૮૧માં મેટ્રિકની પરીક્ષામાં સમગ્ર સંયુક્ત પ્રાંતમાં એ સર્વ પ્રથમ નંબરે પાસ થયાં. ૨૧ વર્ષની વયે ૧૯૮૫માં સંસ્કૃત ફીલોસોફી લઇ બી. એ. માં પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયા અને ક્રાસ્થવેટ ગર્લ્સ કોલેજમાં સર્વ પ્રથમ આવ્યાં. પછી સંસ્કૃત વિષય લઇ એમ. એ. થયાં.

કવયિત્રી મહાદેવી આજે પ્રયાગ મહિલા વિદ્યાપીઠનાં પ્રિન્સીપાલ છે અને હિંદી સાહિત્યસંસદના પ્રધાનમંત્રી છે. તેમણે 'ચાંદ' માસિકનું વર્ષો સુધી સંપાદન કર્યું છે.

શ્રી. મહાદેવી વર્માને નાનપણથી જ કવિતા રચવાનો શોખ હતો. કવિતા કરતાં તે કાગળ લખતાં, લખતાં વાંચતાં, ને મનમાં ખુશ થઇ કાગળ ફાડી નાખતાં. જ્ઞાન, અનુભવ અને અભ્યાસ વધવાની સાથેસાથ આ કાવ્ય રચવાની વૃત્તિ પણ વધી. પ્રારંભિક રચનાઓ 'ચાંદ'માં છપાઇ; પછી તો 'માધુરી', 'સુધા', 'મનોરમા' વગેરે માસિકમાં પણ એમનાં કાવ્યો પ્રગટ થવા લાગ્યાં. આજે તેઓ હિંદમાં પ્રથમ કોટિનાં કવિઓમાંના એક છે. તેમની કવિતાસમૃદ્ધિ અને તેમનાં પ્રકારનો માટે 'હિન્દી' ગૌરવ લે છે.

આપણે મહાદેવીને વર્તમાન યુગની 'મીરાં' કહી શકીએ. બન્નેમાં અંતર માત્ર સમય અને સમયનાં

ઉપકરણોનુ જ છે. મીરાં સંસ્કાર ગિરિધર વર પ્રભુનાં પરમ ભક્ત કવયિત્રી હતાં, તો મહાદેવી અણુઅણુમાં વ્યાપી રહેલ નિરાકાર બ્રહ્મનાં પરમ ઉપાસક છે કવયિત્રીના અંતરમાં વિરહ માટેની વેદના અને અનુભૂતિ છે. કવયિત્રીનો પોતાનો જ એક જગતનો સંસાર છે તેમને મન તો 'માનવ એક સજીવ કાવ્ય છે. કવિનુ કાવ્ય તો આ સજીવ કાવ્યનુ માત્ર શબ્દચિત્ર છે. અને આ શબ્દચિત્ર-કાવ્ય દ્વારા કવિ પોતાની સંસારની એકતાને સમજી શકે છે.' દુખ અને તેનો કાવ્ય સાથે શો સંબધ છે, તેને કવયિત્રી બરાબર પીછાને છે અને દુખને અપનાવી હસતા હસતાં નિરાકારની કલ્પનામા તેને સમાવી દેવામા મોક્ષ છે એમ માને છે. કવયિત્રીની દૃષ્ટિએ દુખ જીવનનુ એક એવુ કાવ્ય છે જે આખા સંસારને એક સૂત્રમા બાધી રાખવાની શક્તિ ધરાવે છે.

આ દૃષ્ટિએ જોતા કવયિત્રીની રચનાઓમા વેદના, દુ:ખવાદ, અતર્પીડા વિશેષ જોઇ શકાય છે.* પણ ધીમે ધીમે તેમની રચનાઓમા હર્ષ, વિહ્વળતા, આતુરતા, અને પ્રસન્નતા પણ આવતા ગયા છે. છેવટે કવયિત્રી પોતાના વિશિષ્ટ સ્થાને પહોચે છે અને અંતરધ્વનિ સ્ફૂરે છે

**'सजनि ! विश्वका कण कण मुझको आज कहेगा चिरसुहागिनी !**

* प्रणोंका दीप जलाकर करती रहती दीवाली

મહાદેવી વર્મા શરૂઆતમાં 'છાયાવાદી' છે. પછી ક્રમશ 'રહસ્યવાદી' બનતાં ગયા છે. તેઓ એક પ્રૌઢ ગદ્યલેખક અને નિબંધકાર પણ છે. તેમનામાં કવિતાનું હાર્દ અને સાહિત્યનો મર્મ સમજાવવાની અપૂર્વ શક્તિ છે. તેમણે આ વિષે કેટલાક સ્વતંત્ર લેખો પણ લખ્યા છે. તેમની કવિતામાં મીરાંના પ્રેમની ઉષ્મા, કૃષ્ણની મુરલીનું સગીત અને ભગવાન બુદ્ધની કરુણાનુ સમિશ્રણ છે

શ્રી. મહાદેવી કવયિત્રી છે તે સાથે સુંદર ચિત્ર-લેખા અને સગીતકાર પણ છે. 'યામા' 'દીપશિખા'માનાં ચિત્રો અને સુશોભનો તેમના પોતાનાં જ દોરેલાં છે. આટલા સમયમાં તેમણે પદરેક પુસ્તકો પ્રગટ કર્યાં છે તેમાં નીહાર, નીરજા, રશ્મિ, સાંધ્યગીત, દીપશિખા, યામા, અતિતર્ક, બાનમિત્ર, નારીજીવનની શૃંખલાઓ વગેરે મુખ્ય છે.

શ્રી. મહાદેવીને તેમની કૃતિ 'નીરજા' માટે પાંચસો રૂપિયાનુ શેઠ સેકસરિયા પારિતોષિક પૂ. મહાત્મા ગાંધીજીના હાથે મળ્યું છે. તેમનાં સાંધ્યગીત, યામા અને દીપશિખાના પ્રકાશનસૌંદર્ય માટે કોઇપણ ભાષા ગૌરવ લઇ શકે તેમ છે. શ્રી. મહાદેવી વર્મા હિંદનું અમોલુ રત્ન છે ×

× સ્ત્રીજીવનના દીપોત્સવી અંકમાંથી.



# શ્રી. કિસ્મત

## પ્રભુતામાં પગલાં ભરે છે



ઘણી સારી આશા આપતા કવિનાના નિયમિત લેખક, ગુજરાતના ઉગતા કવિ શ્રી કિસ્મતે ભાવનગર ખાતે તા. ૫-૧૧-૪૫ ને રોજ પ્રભુતામાં પગલાં ભર્યાં છે. એ લગ્નપ્રસંગે ભાવનગરના મશ્હૂર મુસ્લીમ શાયરોએ પોતાની કૃતિઓ છાપી એમને અભિનંદન આપ્યાં હતા. એ ભાવનગર ગઝલસભાના આગેવાન શાયર સહ્યો શ્રી રમકાર, મિમસ, ખલીલ, રોશન, આસિફ, નિશાત વગેરે ભાઈઓએ એમને મુબારકબાદી આપી હતી પ્રભુતામાં પગલા ભરતા આ ઉગતા સિતારાને અમો પણ મુબારકબાદી આપીએ છીએ.

●

# કવિતાની પગદંડી

કવિતાની પગદંડીના વિભાગમાં સંખ્યાબંધ કવિતાઓ પડી છે. કેવી રીતે પ્રગટ કરવી એ પણ પ્રશ્ન થઈ પડયો છે. નવીન કવિમિત્રોની આતુરતા સમજી શકાય તેમ છે. આ માટે અમે એક યોજના એ કરી છે કે ફેબ્રુ-માર્ચ-એપ્રીલ-મે એ ચારે અંકમાં ૮ પાનાં પગદંડીનાં આપવાં. અને મે સુધીમાં જમા થએલી તમામ કૃતિઓ ઉધારી કાઢવી. નવીન કવિબંધુઓ જેમની કૃતિઓ સ્વીકારેલી છે તેઓ આટલી વધુ ધીરજ રાખે એ વિનંતિ. —તંત્રી

●

# મિતાક્ષરી મતદર્શન

કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે આ અંકે આપી શક્યા નથી. દિલગીર. અ વતે અંકે અવશ્ય આપવામાં આવશે.

●

# ગુલેચમન

વિખ્યાત આંગ્લ કવિ શેલીને ૧૮૧૩ની સાલમાં વિચિત્ર પ્રકારનો માનસિક ભ્રમ વળગ્યો હતો. એના મનમાં ભૂત ભરાયું હતું કે મુસાફરીમાં એની સામે બેઠેલી એક જાડી બાઈ જેને પગે 'હાથીપગો રસ' ઊતર્યો હતો તે ચેપી રોગ હોવાથી એને પણ એ ચેપના જંતુ લાગ્યા હતા. ત્યાર પછી એ હંમેશા એના પગનું કદ તપાસ્યા કરતો; હાથપગની ચામડીને, ગરદનની ચામડીને, એ સખ્ત રીતે ખેંચી જોતો, અને જો એ જરાય બરછટ લાગતી તો ગાંડાની જેમ પોતાની પાસે બેઠેલા ગમે તે માણસની ચામડી ખેંચીને સરખાવી જોતો. આ રોગને લીધે એ અનેક જુવાન સ્ત્રીઓને ગભરાવી મૂકતો.

ઓસ્ટ્રેલિયાની એક જાણીતી પ્રકાશનસંસ્થા તરફથી અર્ન મેલેના નામથી એક કાવ્યસંગ્રહ બહાર પાડવામાં આવ્યો હતો અને ઓસ્ટ્રેલિયાના કવિઓએ અને સાહિત્ય વિવેચકોએ તે કાવ્યસંગ્રહને કળાની એક સુન્દર કૃતિ તરીકે વધાવી લીધો હતો. આમ તે સંગ્રહ ઉપર ચોતરફથી પ્રશસ્તિઓની વર્ષા વરસી રહી હતી તે દરમિયાન એવી હકીકત બહાર પડી કે આ કાવ્યસંગ્રહના રચનાર બે ઓસ્ટ્રેલિયન મિકેનિકો હતા અને તેમનો આશય ઓસ્ટ્રેલિયાના

સાહિત્યકારોની કેવળ બનાવટ કરવાનો હતો! આ બન્ને સૈનિકો એક દિવસ બપોરે ઑકસફર્ડનો અવતરણસંગ્રહ તેમ જ બીજાં કેટલાંક પુસ્તકો લઈને બેઠા અને બે લીટી અહીંની અને ચાર લીટી બીજેથી એમ મનમા આવ્યુ તેમ વિવિધ સામગ્રી એકઠી કરીને તેમાંથી અર્થ વિનાની કેટલીક કવિતાઓ તેમણે વિણી કાઢી અને સંગ્રહરૂપે બહાર પાડી. એક ચોક્કસ કાવ્યની ત્રણ લીટીઓ તો મચ્છરો ઉત્પન્ન કરતાં સ્થળોની સફાઈ સંબધે કરવામાં આવેલ અમેરિકન રિપોર્ટમાંથી જ સીધેસીધે ઉધ્ધૃત કરવામાં આવી હતી! આ કાવ્યને હર્ષપૂર્વક વધાવી લેનારા કેટલાક વિવેચકોમાં એગ્રી પેંગ્રીન પણ હતા. તેમણે પ્રસ્તુત સંગ્રહને અસાધારણ બુદ્ધિપ્રતિભાના સર્જન તરીકે ઓળખાવ્યો હતો ને જણાવ્યુ હતુ કે તેમણે સેવેર્ન ઓસ્ટ્રેલિયાના એ સમકાલીન સાહિત્યધુરંધરોમાંના એક તરીકે તુરત જ ઓળખી કાઢયો હતો!

●

## જાણું વિશ્વે—

તપી અંગાગશા દિવસભગ્ના તાપ, હળવા
બની શીળા થાશે, રવિક્ષિતિજમાં સૌમ્ય બનશે;
અને રંગો વેરી ગગનપટ સન્ધ્યા સુહરશે,
સખા, ત્યારે લેજે મુજ ગૃહતણો પથ મળવા.

કદી દીવા હોયે ઝગમગ થતા રમ્ય ગૃહમાં,
વિસામો લેજે તું ક્ષણિક નિરખી બાર નિકટે;
શમી જાશે સૌ એ ટગમગ થતા દીપ પડખે
પડયો હોઉં ત્યારે, પુનિત મુકજે પાય ગૃહમાં.

ઊભો રહેજે પાસે ત્વરિત બનતો ના-નિરખજે,
અને જાગે જ્યારે ગત સમયના રંક સ્મરણાં,
ઝમે મારા નેને ગદગદ થતા, અશ્રુઝરણાં,
સખા ત્યારે તારો વરદ કર ભાલે ગસળજે.

કરું શું ? જાણું છું, પર સમયની તું વિહરતો,
છતાં જાણું નિશ્ચે અવસર થતાં આવી મળતો.

નન્દકુમાર પાઠક

●

## ના વાટ પાછી મળી ?

ધીધાગે વનપંખિણી શિશુ કને સાંજે વળે નીડ પે,
ને ધેનૂય વળન્ત વ્હાલ કરવા વાડે વસ્યાં વત્સને;
કિન્તુ તું ગઈ ત્યાંથી ના જ જનની ! અદ્યાપિ પાછી વળી,
કે જાતાં જ ગયું જવાઇ, પણ ના આ વાટ પાછી મળી ?

દેવજી રા. મોઢ

●

## શબ્દ ઘાત

કષ્ટોના અગણિત ડુંગર ઉગે, ખો તું જરા ધૈર્યના,
શસ્ત્રાઘાત અરે ! કદિક રૂઝતો, તેનીય ના વેદના!
કિન્તુ એવું કંઇક છે હૃદય શું છુપા અંગમાં
શબ્દાઘાત થતો યદિ તત્ર પરે, તે રૂઝતો કો'દિ ના ?

નિર્ભય

●

## અમે જગમુસાફરો

અમે જગમુસાફરો, ભ્રમણશીલ જિપ્સી ન કો
સ્વદેશ, પરદેશ વા અખિલ વિશ્વને લેખતા
અમે સદન. એક સ્થાન રહી ના કદી ગાળતા
અસાર ગતિશૂન્ય જીવન, નિસર્ગનાં બાળકો.
અમે વનવનાન્ત, ખીણ, ગિરિ, કંદરા, કોતરો,
અસંખ્ય નગરો, અનેક વળી ગ્રામવિસ્તારમાં
સદા રખડતા પ્રવાહગતિ માતરિશ્વા સમા,
ફરી જીવનસૌરભે ગ્રથિત દેશદેશાન્તરો.
નડે ન અમને કદી વિષમ વિઘ્ન કો માર્ગમાં.
યથારુચિ નિવાસ; સ્વૈરભ્રમણો; ન ચિંતા કશી
સ્પૃહા ન ઘરબાર રાચરચિલાની ચિત્તે વસી.
સદા નિદરતા અમે પ્રકૃતિની મીઠી ગોદમાં
ઉરે પ્રબળ વૃત્તિ રાગ અણુરાગની રાખતા.
નિખાલસ સ્વતંત્ર જિપ્સીજીવને ન લાગે મણા
અમે પ્રતિક્ષણે સ્વરૂપપરિવર્તનો પેખતા
અલિપ્ત હૃદયે સનાતન • વિવર્તલીલાતણાં

અમીદાસ કાણકિયા

○

ગૂંથી મંજુલ પ્રેમ કાવ્ય મધુરાં ફૂલી ફળી ખીલવી,
ને તે પુષ્પ પ્રફુલ્લના ઉઘડતાં જોઈ ઋચા કાવ્ય શ્રીઃ
પુષ્પે કાવ્ય પ્રસન્નને રમણુ ત્યાં આ સુગંધ પુષ્પે વળીઃ
કાવ્યો, પુષ્પ, રસાર્દ્રથી રમણતા સર્જે ત્રિવેણી ત્યહીં.

'પ્રણય કાવ્યો'ના કવિ શ્રી રમણુ નરહરી વકીલ સ્વભાવે અને દેખાવે ગુલાબી, વર્તને વહેવારુ આચાર્ય થઇને બેઠા છે. ગુજરાતમાં એ એક જ કવિ એવા છે કે જે બધા ક્ષેત્રે સફળ થતા જ રહ્યા છે! એઓ કવિ છે તેની જ સાથે વાણિજ્યની દીર્ઘદૃષ્ટિ પણુ એમને વરેલી છે.

અધ્યાપક રહીને પ્રણય કાવ્યો લખ્યાં. પ્રણય કાવ્યો લખીને પ્રિયતમા મેળવ્યાં–પ્રિયતમા મેળવીને પત્ની મેળવ્યાં–અને પત્ની મેળવીને પ્રણય કાવ્યોની પરમકૃપા પામ્યા! પ્રિયતમાને માટે પ્રણય કાવ્યો લખ્યાં કે પ્રણય કાવ્યોને માટે પ્રિયતમા મેળવ્યાં તે તો કોણુ કહી શકે? એમણે પુષ્પમાં કવિતા જોઇ અને કવિતામાં પુષ્પની સૌરભ જોઇ–દર્શન ઘેલા કવિ પ્રફુલ્લ બન્યા અને ગુજરાતને પ્રણયાર્દ્ર સૌરભનાં કાવ્યો મળ્યાં!

નામે જ રમણુ! જીવન પણુ રમણીયરંગ્યું! પત્ની પણુ કવયિત્રી! ગુજરાતને ખોળે આ કવિ દંપતી–ગુજરાતની એક શોભા છે કારણુ કે કવિને કવયિત્રી મળી અને કવયિત્રીને કવિ મળ્યો. પણુ નિરનિરાળાં ઝરણાં એક બીજાને મળવાને વેગે દોડે–પણુ જ્યારે બંને ઝરણાં ભેગાં થાય છે ત્યારે પહોળા પટ પર મંદગતિએ વહે! એવી સર્જન દશા આ બન્નેના એકલીન જીવનની છે છતાં બંનેએ વખતોવખત કાવ્યગ્રંથો પ્રગટ કર્યાં છે!

બંને કેળવણી સંસ્થામાં આચાર્યો છે. શિક્ષણ સર્જન, પર્યટન, વર્તન, જીવનના તમામ વહેવારોમાં એક ત્રાજવાનાં આ બંને પલ્લાંઓ સમતુલા જાળવે છે.

શ્રી વકીલે કવ્યો લખ્યાં છે, નાટકો લખ્યાં છે, વાર્તાઓ લખી છે, સંપાદન કરવાના કોડ સેવ્યા છે. રાજકારણમાં મૂગા કાર્યકરો હોય છે એવીજ રીતે સાહિત્ય ક્ષેત્રે પણુ મૂગા કાર્યકર છે.

કેટલાક કવિઓ સરસ્વતીના સેવક થયા પણુ લક્ષ્મીથી તરછોડાયા! આ સેવક સરસ્વતી અને લક્ષ્મી બંનેની એક સરખી મહેર પામેલા છે. એટલું જ નહી પણુ જીવનમાં પણુ એમણે સરસ્વતી અને લક્ષ્મીની સંયોગિત પ્રતિમા સમાં દેવીની પ્રતિમાની સ્થાપના કરી છે. એમની વ્યવહારુ દૃષ્ટિ આ રીતે તરે છે!

શ્રી. વકીલની કવિતાઓ પ્રણયરંગી છે. એ કવિતાઓ વિશદ છે પણુ વિલાસી નથી, સરળ અને સુરેખ છે પણુ પ્રણયકરુણા જેટલી ગહનપેરી નથી. જેટલા સરળ અને સફાઇદાર દેખાવે–તેટલી જ સરળ અને સફાઇદાર એમની કવિતાઓ! નાટકો લખ્યાં છે ઓછાં પણુ બહુ ભજવાયાં છે!

શ્રી વકીલની સર્જનપ્રવૃત્તિની કલગી છે એમની અંગ્રેજી કૃતિ "યુરોપા"! એ કલગી માત્ર વકીલની જ કીર્તિકલગી નથી–પણુ આખા ગુજરાતની છે–આખા હિંદ દેશની છે! 'યુરોપા' અંગ્રેજી કાવ્યોની પાંચ પાંચ આવૃત્તિઓ થઇ છે–એજ એ કાવ્યની સફળતા છે.

એઓ ગુજરાતી અને અંગ્રેજી કવિતાઓ લખી

છે-પણ પ્રોત્સાહન આપે એવી સફળતા એમણે પ્રેમ કાવ્યોમાં મેળવી છે. ગુજરાતી કવિઓમા એમને પ્રોત્સાહન મળે ચિરંજીવ પ્રોત્સાહન મળે [illegible] મળ્યું છે-તે પ્રણય કાવ્યોના પ્રાણ [illegible] પ્રિયતમા ! આમ સફળતા તો ઉભય ક્ષેત્રે [illegible] છે, માત્ર સફળતાના પ્રકાર જુદા છે !

શ્રી રનણુ વકીલ નરસિંહરાવના ચાર શિષ્યો [illegible]દરાયણ, બેટાઈ, વકીલ, કાણુકિયાંમાંના એક છે. નરસિંહરાવની દીક્ષાને હજી એઓ વફાદાર રહ્યા છે

ગુજરાતી કવિતા હજી એમની પાસેથી કંઇક અપેક્ષા રાખે છે. પણ લાગે છે કે પ્રણયકવિતા પાછળનો ઇચ્છિત પ્રાણ ગળી જતા એમની ભરૂચની વાણિયા મનોવૃત્તિ કવિતા-સર્જનમાં ઉદાસીન ન બનાવે એટલી જ આપણે ઇચ્છા રાખીએ !





વર્ષ ૫ ● અંક ૧ — કવિતા — ફેબ્રુઆરી ● ૧૯૪૬



## રામા

લટકાળી લલનાને લલાટે છઠ્ઠીના લેખ

રામા, કિશોરિ પુતળી, નસજાળ ભૂરે
ટીપેટિપું રુધિર ઓપત પોખરાજી,
તાજા ગુલાબ લજવાય જ જેનિ ઝાંયે.
જ્યાં એ કપોલ પર ખંજન પિચ્છ ફેંકે,
ત્યાં નેત્ર ને અધર શા મરકંત દીપે,
ચીબૂકની લબક આકર શી રહે ને.
એ ટીખળી મૃદુ મુખે મુખ સ્પર્શ ધન્ય
કોના થશે મલપતા, કહિ? બોલ રામા!
એ સ્પર્શથી ચરમ ને સુખ કેરિ લાલી
એ પોખરાજિ મુખનું રચશે ડરવિંદઃ
ને એ સુધામદ રગે રગ દોડતો થૈ
—રામા, કિશોરિ પુતળી, ઉંચકાઇ જાશે,
વેલી થઇ વળગતી ઝુલતી લપાશે,
*બોડો સરિબેયને લટ લટે શાં સ્પષ્ટ સંતાડશે!

ભલવંતરાય ક. ઠાકોર

પખુઃ-ભૂરી નસોની જાળમાં લોહીનું ટીપે ટીપું. ઝાંયઃ ઝાંખી
રં. ખંજન પીછું ફેંકે, કોઈ બી તેવો પ્રસંગ બરાક આવી જતાં.
રવિંદ : લાલ કમળ. રગે રગ બનેની.

* આ સોનેટ લખાયું હશે મેં રાજકોટ છોડ્યું (૧૯૧૩
આખરે) તે પહેલાં. અર્પણ સોનેટ (૧) લખાયું.
…ના મધ્યમાં તે પછી.

## અશબ્દ શબ્દાવલિ

હોઠમાં હજાર વાત,
એથીયે અનેક લાખ વાત નેનમાં;
કૈંક દર્દ, રોષ, શોક, હાસ્ય ને ઉમંગનાં
પળે પળે ફરે છે ચિત્ર રંગભૂમિઢંગનાં.
નેત્ર છે જ નાટ્યચોક,
ત્યાં લખ્યું છ થોક થોકઃ
પાંપણો જરાક ઊંચકાય ત્યાં અપાર દ્રશ્ય
આવીને સમાઇ જાય નેનના ઉછંગમાં.
એ હસે છ ત્યાં કળી ખીલે છ કૈંક દિલની
એ ઢળે છ ત્યાં ઊડે છ ખાખ કૈંક બળેલનીઃ
રહી અશબ્દ, શબ્દ સર્જતી નવીન રંગના.
હોઠને હલાવશો નહિ વધુ હવે!
આંખથી જ કહેવું હોય તે કહો ભલે.

ઇન્દુલાલ ગાંધી

●



## તારલિયા!

આંગણિયે આવો આભેથી રમવા નીચે તારલિયા!
ઊંચા આકાશેથી ઊતરો રમવા નીચે તારલિયા!
—આંગણિયે૦

ઝગમગતા ટગમગતા ધીમા
તેજ-ખરંતાં ડગલાં દેતાં
ચમકારા કરતા આંગણિયે આવો મારે તારલિયા!
—આંગણિયે૦

ગગનતણા ઘુમ્મટને ભરતાં
ગીતો ગાતા હર્ષ-છલકતાં
મલકાતા મુખડે ઉજાળો આંગણાં આ તારલિયા!
—આંગણિયે૦

થનગન થનગન નર્તન કરતાં
તેજફુવારે નભને ભરતાં
અંધારાં ઉલેચો આવી આંગણેથી તારલિયા!
—આંગણિયે૦

પુષ્પા ર. વકીલ

# * ઉ દ યા સ્ત

રેલાવી સૌમ્ય જ્યોતિ ત્યાં અકાળે અણુચિંતવ્યો
બીજના ચંદ્ર જેવો તું કોગનાં આથમી ગયો.

અત્યલ્પ જીવને મીઠી ઉષાની સુરખી રંગી,
તપ્યો મધ્યાહ્ન ને પૂરી રોશની ચમકી નહીં.

ચઢી આંધિ તુફાનોની અંધારે જગ આવર્યું,
ઘોર નૈરાશ્ય ઓળાએ હૈયાને રડતું કર્યું.

કૃતઘ્ની, બેઈમાની ને પ્રપંચે જગ આ ભર્યું;
નિહાળી, વેદના જાગી, હૈયું મૂક બની ગયું.

જીવતાં જંપ ના જાણ્યો, માણી ના તેં કૃતજ્ઞતા,
કહેવા દે મને બંધુ! ભરી હૈયે કઠોરતા—
હોય જો શાંતિ મૃત્યુમાં, ભલો તું પરલોકમાં!!

મર્ત્ય આ લોકના ઘેરા વિષાદો સ્પર્શશે નહીં,
આત્મનો પ્રેમ-જ્યોતિ એ અખંડ જલશે ત્યહીં.
—ને મધ્યાહ્ન અધૂરો જે તપ્યો આ હીન લોકમાં
તપશે પૂર્ણ તેજે ત્યાં, અહીંકી સંધિકાતણાં
મધુરાં તેજ રેલાશે દિવ્ય, શાંત, સનાતન.

રમણ વકીલ






( *ડા. શંકરપ્રસાદ શુક્લના અકાળ મરણે પ્રેરેલું કાવ્ય. )

# કવિ કથાઓ

## મૂળરાજ અંજારિયા

### કવિની વિદાય

પ્રકૃતિએ કહ્યું: "કવિ, તમે જાઓ છો ?"

"હા, હવે હું જાઉં છું." કવિએ હસીને કહ્યું, "જો, જે પળે હું જઈશ, તું મને આનંદથી વિદાય આપીશ ના ?

"અરે, તું આવું તે શું બોલે છે ?" પ્રકૃતિએ કંઇક દુ:ખથી કહ્યું, "પ્રકૃતિનો પ્રાણ કવિ છે; કવિ અને પ્રકૃતિની તે વળી વિદાય કેવી ?"

"તારું કહેવું ઠીક છે. કવિ અને પ્રકૃતિની તે વળી વિદાય કેવી ? પણ મને તારા વિના કેમ ફાવશે ? હવે તો હું ઘણા દિવસ તારો ખોળો ખૂંદી ચૂક્યો. જો, આજ સીત્તેર વર્ષથી હું અહીં બેઠો છું. હવે મારે જવું જ જોઇએ."

કંઇ ખોવાઈ ગયું હોય એમ પ્રકૃતિ કવિની સામે જોઇ રહી, ન જાણે શું. કવિમાં કંઇક શોધી રહી હોય તેમ. કવિને મૌન જોઇ એ બોલી: "એ બધું તો ઠીક, પણ હવે મારી સંભાળ કોણ લેશે ? મારી સાથે સુખદુ:ખ કોણ અનુભવશે ? મારાં ફૂલડાંની કટોરી કાવ્યોમાં કોણ ગુંથી આપશે ? ગરવી ગુજરાતણોને અંજલિમાં અમૃત ઝીલતાં કોણ શીખવશે ? ગુલાબને ગાતાં કોણ સાંભળશે ? એના કરમાવાથી અનોખું તત્વજ્ઞાન કોને સ્ફુરશે ? અને ગ્રીષ્મના બળતા બપોરે પોતાની શીતળ સુરાવલિ સુણાવી અમારું હૈયું કોણ ઠારશે ?"

કવિ હસ્યો: "અરે, આ શી રમત માંડી બેઠી છો ? મારી વિદાયવેળાએ આવું શું કહી રહી છો ? તેં જ તો એક દિવસ વૃક્ષો અને નદીઓ તરફ આંગળી ચીંધી કહ્યું હતું ના કે: 'બેટા, આમના જેવો પરોપકારી થજે,' અને આજ તું જ સ્વાર્થી બની રહી છો ? જો, ક્ષિતિજને પેલે પાર પાર મહાન વિશ્વેશ્વર મને બોલાવી રહ્યો છે. પણે જો, મને પોંખવા પરીઓ અને જગમાલણો આવતી જણાય છે. તારે સ્વાર્થ તરફ ન જોતાં તારા નિયમ પર અટલ રહેવું જોઇએ."

પ્રકૃતિ મૌન હતી; વાતાવરણ શાંત હતું; કલ્પનાની આંખો ભરાઈ આવી હતી. એ પણ કવિને જતો રોકી શકી નહિ.

●

### ODTAA

ઇંગ્લેંડના રાજકવિ સર જહોન મેસફિલ્ડે કેટલાક વર્ષ પૂર્વે "Odtaa" નામે પુસ્તક લખ્યું હતું. કોઇએ એ નામનો અર્થ શું થાય છે તે પૂછતાં કવિએ ફોડ પાડયો:

"One damn thing after another"- (એક પર બીજી ધૃણાસ્પદ વસ્તુ.) સામાન્ય લોકોને કવિતા બહુ ગમતી નથી. ગમે છે તેમને બહુ સમજાતી નથી. સમજાતી નથી ત્યારે તેઓ એ કૃતિ વિષે જે બબડાટ કરે છે તે વાક્યના શબ્દોનો પહેલો અક્ષર લઈ મેં એ નામકરણ કર્યું છે."

### કવિની મુંઝવણ

"હૈયે 'જેવું'" જગત વદતું, "હોઠમાં આવી બેસે"
બધી સત્યો પ્રણયજનને ભાસતાં સૌ મને એ;
જ્યારે જ્યારે તવ નિકટતા સેવું છું વાત માટે,
હોઠે મારે વચન રમતાં છોડી હૈયે સિધાવે.

નંદકુમાર પાઠક

મશહૂર સાલીસીટર અને ન્યાયાધીશ સ્વ. દીનશા મુલ્લાં કવિ પણ હતા. એમણે રૂસ્તમ અને સોરાબના કિસ્સા પર અંગ્રેજીમાં એક લાંબું કાવ્ય લખીને અંગ્રેજ રાજકવિ ટેનીસન પર અભિપ્રાય માટે મોકલ્યું

દિવસો પર દિવસો થયા પણ જવાબ ન આવ્યો. આ ઊગતા કવિને જવાબની તાલાવેલી થઈ. આખરે જવાબ આવ્યો ખરો, દીનશાજી તો ખુશ ખુશ થઇ ગયા. પરબીડીયું ખોલ્યું. ટેનીસને લખ્યું હતું: "કવિતા વાંચી; તમે કાવ્યો લખો છો કે સોલીસીટરનો ધંધો કરો છો? ધારાશાસ્ત્રીના ધંધામાં તમને સફળતા ઇચ્છું છું!"

## ઉમિયાશંકર અને અર્ધનારીશ્વર

ફાર્બસ સભાખંડમાં મહીડા પારિતોષિક સ્વીકાર કરતી વેળા જવાબ આપતાં એમની અગાઉ બોલી ગયેલા વક્તા શ્રી જ્યોતીન્દ્ર દવે અને શ્રી ચંદ્રવદન મહેતાનો ઉલ્લેખ કરતાં ભૂલથી બંને નામનો સમન્વય કરી ઉમાશંકરે કહ્યું કે: "હમણાં શ્રી જ્યોતીન્દ્ર મહેતા જે કહી ગયા..." નહિ પણ દવે.

"જે હોય તે," ઉમાશંકરે કહ્યું, "દવે કે મહેતા એક બીજાથી જૂદા નથી. અર્ધનારીશ્વરની જેમ એક છે."

"અમારા બેમાં નર કોણ ને નારી કોણ એ વાત જવા દઇએ" જ્યોતીન્દ્ર વચ્ચે કૂદી પડયા. "પણ તમે તો અર્ધનારીશ્વર છો જ. ઉમિયા અને શંકર બન્ને તમારામાં સમાયાં છે."

## કવિની દલીલ

દેવદિવાળીના એક પ્રસંગે કવિશ્રી કાંતે કહેલું: "આ જૂનાગઢના નવાબે કૂતરાકૂતરીનાં લગ્નનો મોટો સમારંભ કરી હજારો રૂપીઆનું પાણી કર્યું એ માટે લોકો એને મૂર્ખ ગણે છે. પણ આ બેવકૂફ હિંદુઓ દર વર્ષે હજારોની સંખ્યામાં ઝાડ અને પત્થરનાં લગ્ન કરે છે, એના કરતાં કૂતરાકૂતરીનાં લગ્ન કરનાર નવાબ વધારે ડાહ્યો છે એમ તમને નથી લાગતું?"



# પડછાયા પ્રાત

રતુભાઇ દેસાઇ

(અંજની : પરિવર્ધન)

(૧)

શુદ્ધ સનાતન ઓ, સંગાથી!
જીવનમૃત્યુના ચિરસાથી!
દુનિયા મૂર્ખ ભલે નવ ચ્હાતી,
હું તુજને ચાહું!
ઓળા! ચાહું ને ગાઉં.

(૨)

તરછોડે તુજને કંઈ દુનિયા,
હીણુ કહે છો ને અપશુકનિયા,
ભૂલે રૂપ ભલે સૌ રૂપિયા,
વિસરું ના ઓળા!
બંધુ, ભવભવના ભોળા.

(૩)

નિર્મલ નિર્ઝર તટની પાસે,
પુષ્પોજ્જ્વલ પ્રિય ચંદ્રપ્રકાશે;
રવિદર્પણ આછા આભાસે,
શિશુ વયમાં જોયો,
તુજને જોઈ હું મોહ્યો

(૪)

ભોળા ભેરુઓની સાથે,
શેરીમાં ભાખડતા ભાથે;
ધોળા તડકા રમતા રાતે,
તુજને ગાઢું ચાહ્યો,
મેં તો સાહ્યો ને ચાહ્યો

(૫)

જીવનઅંધારે અથડાતા,
પ્રકાશાનંદજલ ન્હાતાં ન્હાતા;
એકલદોકલ ઉરને રહાતા
સાથે ના સાથે,
ઓળા! તું મુજસ સાથે.

(૬)

સુખના સંગાથી સૌ આછાં–
થાતાં જ્યારે આઘાંપાછાં,
પાછાં પડતાં હૈયા કાચાં;
ત્યારે તું સાથે,
આવે ન્યારી સંગાથે.

(૭)

સ્નેહીઓ કરને તરછોડે,
સ્વજન પણ મુખડાં મચકોડે;
રાજી ના રહેતા કો જોડે,
ત્યારે તું રહોડે,
આવી ઊભો મુજ જોડે.

(૮)

મૃત્યુ કોરે કોઇ ના વે,
દુખડાં માત્ર રડી સૌ ગાવે;
પાધર પોળ સુધી જે આવે,
પાછા સહુ જાતા,
ફરી નિજ જીવને ગૂંથાતા

(૯)

આવે જો કોઈક મસાણે,
બોલી મીઠા બોલ વખાણે;
આંખોમાં આંસુ કંઇ આણે,
ભૂલી તે જતા,
ફરી જીવન પંથે પળતા.

(૧૦)

મુજ શું હસી હસી સૌ બોલ્યાં,
બોલ્યાં સૌ કો ને દિલ ખોલ્યાં;
જગહૈયાં જોતો તું પોલાં–
દૂર મૂક ઊભો,
કરતો ઊંડો મનસૂબો–

(૧૧)

ચાહવા નીસરી સૌ દઈ વાચા,
છોડી બીજણ જંગલઝાડી;
ભરતી પ્રેમતણી લઇ ગાઢી,
ત્યારે તું આવ્યો,
આવી મૂંગો મલકાયો.

(૧૨)

હાસપ્રકાશ બુઝાવે સર્વે,
તિમિરકટાક્ષ મહીં ઉરગર્વે;
ત્યારે તું ભરભર લઇ ખર્વે–
હાસ પ્રકાશ દીવો,
કરમાં કર દઇ તું ઊભો!

(૧૩)

શુદ્ધ સનાતન ઓ! સંગાથી!
જીવનમૃત્યુના ચિરસાથી!
દુનિયા મૂર્ખ ભલે નવ ચ્હાતી
હું તુજને ચાહું,
તુજને ચાહું ને ગાઉં!

# અનામી મિત્રને

પતીલ

જોયાને સૂરતે તો દર ગલેમંદી બૂદમ.
રમીદે ખીશ દર આં જાએ ખુશ ચંદી બૂદમ:

દીદમ્ સૂરત વલે ન સૂરતે સૂરત દીદમ;
બ વતન બાઝ્ આમદમ્ વ "મર ચંદી" બૂદમ:

મરા બાઝારે ઈકલેસર ચૂં હીચ સૂદ ન કર્દ;
બ કિશ્તે માદરી દાશ્તએ ઝરકંદી બૂદમ:

વલી દૂર કારી કે કર્દમ, મરા ઈકબાલ ન શુદ,
ઝીરા કે, અઝ બરાએ યાર સિપંદી બૂદમ।

ખુદપાને મિસ્તરે બુખાર, બુખારા દીદમ્
બખ્વાબ, રફ્તવે રામો સમરકંદી બૂદમ:

કુજા આં ખાલે તો? વ આ કુજા રુખસારે તો!
ખબર અઝ ખાં'રઝમ ન શુદ સુ ખુજંદી બૂદમ:

દર ગહે આશિકાં યકી મનીદમમ્ ગાહા,
બ ખરાબાત ચું રફ્તમ્ દર આં રિન્દી બૂદમ્:

દુમનવાએ તહી હસ્તી ઓ હુમદર્સે ગુઝલ,
ખામ પસ્તી રા વ મોહતાજે બુલંદી બૂદમ;

ચેરા નઝર કુની પતીલ રા બ ઈસ્તિહકાર?
કે મરા નિસ્ત ગુનહ—આં ચે પસંદી બૂદમ!

*

તારા વદનના દર્શન કરવાની લાલસાથી હું ગલેમંદીમાં વસ્યો. પોતાની જાતથી ખોવાઈ ગયેલો એવો હું ઉપરોક્ત સુંદર સ્થળે અમુક સમય રહ્યો.

મેં સૂરત તો દીઠું પરંતુ જોવા જેવી તારી સૂરત નિરખવા ન પામ્યો. મારે વતન પાછો ફર્યો, અને થોડો વધુ વખત ત્યાં કાઢયો. ('મર ચંદી' ને બીજી રીતે અર્થમાં ઘટાવીને કહેતાં, મરચાં'ટ પાને વેપારી બન્યો.)

અંકલેશ્વરના બજારમાં કશો નફો ન મળ્યો; એટલે માતા તરફથી વારસામાં મળેલી જમીન

સમાલી, સોનાના કંદનો માલિક બન્યો ("ઝર કંદ" મારા ખેતર પાસે આવેલા 'જળકુંડ' નામના સ્થળનો પણ ઉલ્લેખ કરે છે)

પરંતુ જે કંઇ કામ મેં હાથમાં લીધું તેમાં નસીબે મને યારી ન આપી કારણ કે મિત્ર પ્રેમને લીધે સિપંદના દાણા જેવી સ્થિતિને હું પ્રાપ્ત થયો હતો (વઘારની કડછીમાં 'રાઇ'ના દાણાની મિસાલ) તાવની પથારીમાં સૂતો સૂતો હું બુખારા વિષેનો ખ્યાલ કરતો, ઊંઘમાં શામ અને સમરકંદની મુસાફરીના સ્વપ્ન સેવતો

તારો પેનો જાણીતો (કાળો) તલ ક્યાં છે ? અને બહુ વખણાયલો પેનો તારો મામ ક્યાં છે ? (જુઓ 'કવિતા'ના ગતાંકમાં પૃષ્ટ ૩૮૧, કોલમ પહેલીમાં શ્રી અનામીએ ટાંકેલી કવીન્દ્ર હાફિઝની કડી)

પ્રભુને માનનાર પવિત્ર પુરુષોના વર્ગમાં હું આસ્તિકપણું સેવતો અને છોકરાઓના સમુદાયમાં છોકરો થઇ જતો

તંગીની સાથે બેસીને નિત્ય ભોજન કરનારો, અજ્ઞાનરૂપી મિત્રનો સહાધ્યાયી, પડતીનો વહાલો અને ઉન્નતિથી વંચિત રહી ગયેલો કહાવું છું

પતીલ તરફ નિષ્ઠુર દષ્ટિએ તું શા માટે જુએ છે ! મારો કશો ગુનો નથી, જેવો તે મને ઘાર્યો હતો તેવો હું બન્યો છું



# તોહમતદારના પિંજરામાંથી

## પતીલ

કવિતા માસિકના જાન્યુઆરી અંકમાં ભાઈશ્રી અનામીના લેખમાં મારે વિષે ઉપસ્થિત થએલી ટીકા પરત્વે ગુસ્સાની લાગણી બતાવવા જેવું, મને કશું લાગ્યું નથી એવો એકરાર કરતાં, સૂરતના એ વિદ્વાન મિત્રનો પ્રથમ તો, પહેલી જ તકે મારે આભાર માનવો જોઈએ. જે નિર્ભીકપણે એમણે મારે વિષે ચર્ચા ઉપાડી છે તેના વડે હું ખરેખર તેમનો ઓશીંગણ થયો છું. હું સમજું છું જ કે ગુજરાતી સામયિકોમાં ઉર્દૂ ફારસી કવિતા છપાય તેનો કશો જ અર્થ નથી; છતાં, મારી એક ધૂનને વશ થઈ આવારનવાર હું એવી કેટલીક રચનાઓ પ્રકાશન માટે મોકલું છું. તેમ કરતાં કેટલીક કૃતિઓ બનતી ચીવટ રાખવા છતાં સદોષ હાલતમાં મુદ્રણ-દોષનો વિશેષ લાભ પામી સામયિકોનાં પૃષ્ઠો ઉપર દેખા દે છે. ગુજરાતી સામયિકોના તંત્રીઓ સાથેના મીઠા સંબંધને પરિણામે મારા અજાણપણામાં ક્ષતિઓવાળી રચનાઓ પણ કવચિત શુદ્ધ કવિતા તરીકે ખપી જાય છે એ પૂરવાર થયેલી સાચી હકીકત છે. આ એક ગુનો છે અને ચોખ્ખી છેતરપીંડી જેવો ગુનો છે; એટલે તેની શિક્ષા પોતાને કે પારકે હાથે થવી જોઈએ અને એને જ લેખકવૃત્તિનો સાચો પુરસ્કાર સમજી હસતે મોંએ સહન કરી લેવી જોઈએ. શ્રી અનામી મને માત્ર ખ્યાતિનો ગુલામ સમજીને મારાથી દૂર ન ન્હાસે તેમજ મારા દોષ તરફ ઉદાર વૃત્તિ કેળવના બંધ ન થાય એવા શુભાશયથી જ આ ખુલાસો લખું છું.

ગુજરાતની ફળદ્રુપ ભૂમિના એક રસાળ ખૂણામાં એકલવાયું જીવન ગુજારનાર આ રંકને ખોળી કાઢી મારા જમાનાના સુશિક્ષિત બંધુઓએ સ્નેહની મિશ્રિત લાગણીઓથી વારંવાર નવાજ્યો છે. શ્રી અનામીએ પણ એવી લાગણીથી પ્રેરાઈ, મારી એક નાચીઝ કવિતાના બારામાં કાવ્યરસિકતાના અધિકારીની રૂએ પૂરા ત્રણ પાનાં રોકવાની તસ્દી ઉઠાવી એ મારા એકલાને માટે નહીં પરંતુ ગુજરાતી લખી વાંચી જાણનાર આલમ માટે અલભ્ય લ્હાવો છે. મારા નામ રહિત ચર્ચાપત્રી હિંદુ હો યા મુસ્લિમ—મને તે વિષે શંકા કરવાનો કશો હક્ક નથી; છતાં એટલું તો ચોક્કસ જણાઈ આવ્યું છે કે તેઓ મારા ઘણા જ નજીકના પડોશી છે અને ઉર્દૂ ભાષાના પરમ ભક્ત છે.

ગુજરાતી ભાષાની સેવાથી આ લેખકે પોતાના હાથ સાવ ધોઈ નાખ્યા નથી. છતાં એના માથા પર અત્યારે એવાં વિઘ્નોના વાદળ છે અને એવી કઢંગી સ્થિતિમાં પોતાના દિવસો નિર્ગમે છે કે સાહિત્ય સેવા તો શું, પણ કેટલીક વાર વર્તમાનપત્રો તરફ નજર ફેરવવા જેટલી નિરાંત અનુભવાતી નથી. મારા લગભગ મજૂરી સરખા ધંધામાં આશાપૂર્ણ એકાદ અલ્પ કિરણ કદીક કદીક ડોકિયાં કરી જાય છે, જેના વડે એક યા અન્ય લિબાસમાં કવિતા સુંદરી સ્વહસ્તે પોતાનું જાણીતું માદક તત્વ મને ધરે છે. હિંદના અન્ય સાહિત્યકારોની સરખામણીમા મારી દશા સંપૂર્ણ ઉજ્જડ જેવી છે, એમ કહું તો ચાલે. મુસ્લિમ બિરાદરોને ગળથૂથીમાંથી મળેલી ભાષા તરફ અનુરાગ સેવી તેની કૃપાપાત્ર થવાના કોડ જન્માવનાર સૂરતના જ એક ગૌરવશાલી મુસ્લિમ સાક્ષર છે. મારામાં જો તેઓ છેતરાયા ન હોય તો તેમનો આશીર્વાદ વહેલોમોડો જરૂર ફળશે જ એમ હું માનું છું.

માતૃભાષાની સેવામાં પણ સૌથી વિશેષ દોષ કરનારો કદાચ હું એકલો જ ગણાતો હોઈશ. કેટલાક

મારી જાણમાં છે અને કેટલાક જાણ બહાર. કવિતામાં શું શું ક્ષમ્ય છે અને શું શું નથી તેનો નિર્ણય કરવાની ગડમથલમાં પડનાર કદાચ કાવ્યતત્વની સાચી કેડીથી વંચિત જ રહે. હરકોઇ ભાષામાં કલમ ચલાવનાર શખ્સે માત્ર પુરોગામીઓના સફળ નિષ્ફળ અખતરાઓ તરફ જ મીટ માંડવી રહી. આમવર્ગમાં બોલાતી ભાષામાં કાળાંતરે જે ફેરફાર થયા કરે છે તેને અટકાવવા જતાં, મને ભય લાગે છે, કે ભાષાનો વિકાસ સદંતર અટકી જાય.

ઊર્દૂભાષાભિમાનીઓની એક મજબૂત કુટેવ પ્રયોગક્ષમતાના અભાવની છે. હું ભૂલતો ન હોઉં તો, આંતરદેશીય ખ્યાતિ પામી ચૂકેલ હિંદના મહાન શાયર ડૉ. ઇકબાલની શાયરી પણ શરૂઆતમાં રૂઢિચુસ્તના હિમાયતીઓના પ્રહારથી બચી ન હતી. મને સંશય છે કે કદાચ એવા જ કોઈ વાસ્તવિક કારણને લીધે અસરારે ખુદી, રમૂઝે ખુદી તેમજ જાવીદનામા જેવી વિશ્વવિખ્યાત સુંદર મસ્નવીઓ ઊર્દૂમાં ઊતારવી મોકૂફ રાખી રૂમીપદ્ધતિની સરાપા ફારસી જબાનનો આસરો એમણે લીધો. ઊર્દૂમાં એમનાં કાવ્યો મુખ્યત્વે લિરિક પદ્ધતિના જ જન્મ્યાં; ગઝલનો દોર નહિવત થઇ ગયો. કતઆતવૈભવમાં માત્ર બેમાલૂમ જ નવીનતા આવી.

લિંગવચનના સંકુચિત કાનૂનો, અકારાંત શબ્દોનો ક્રિયાપદ સાથેનો અનિવાર્ય યોગ, અપૂર્ણ ક્રિયાપદોનું વાક્યોમાં નિશ્ચિત સ્થાન, રૂઢ પ્રયોગોનો બધારે પડતો સમાદર, જાતિ વિષેના ધોરણોની નિતાન્તપંગુતા અને સ્વરોની કાયમની તાણ હિંદી તેમજ ઊર્દૂ જબાનના કલેવરમાં ઘર કરી રહેલી હોઇ, કવિતારચના મોટે ભાગે ગાંધીખાનાની દુકાન જેવી સ્થિતિનું દર્શન કરાવે છે. આ હકીકત ઉપરોક્ત નામી શાયરના કેટલાક પુરોગામીઓને પણ ખૂંચી હતી. સંસ્કૃત પદ્ધતિના છંદો તેમજ મુલાયમ બ્લેંકવર્સ જેવી રચનાઓના દાખલા દફતરેદફતર ફેંદી નાખનારને પણ એમાંથી ભાગ્યે જ જડે. તથાપિ જમાના ઉપર એનું આકર્ષણ છે—માત્ર આકર્ષણ નહિ, મોહિની પણ છે.

ઊર્દૂ ભાષાની ખિદમતમાં હિસ્સો માગવાનો મારો હક્ક શો? કેટલીક વિશેષ ખાનગી બાબતો અત્રે જણાવવી પ્રસ્તુત નથી. ભોધમમાં કહું તો, તાજી વિલાએતી બકરી સમી મારે આંગણે એ વસી છે. જેવો મળે એવો ચારો ખાય છે અને મારાં બાળકોનું યથાશક્તિ રક્ષણ કરે છે. એની ઉછેરને કદાપિ કતલખાને મોકલીશ નહીં, એવા સોગંદ સહિત ખાત્રી આપું છું, કે સર્જનહારે પેદા કરેલી દુનિયામાં માનવજાતની બેહાલીના ઔષધ લેખે બને તેટલું એનું ગૌરવ કરીશ.

ભાઇશ્રી અનામીએ મારી ગઝલમાં જે દોષ બતાવ્યા છે તેમાંથી લગભગ બધા જ સહેલાઇથી નિવારી શકાય એમ છે. કેટલાક મુદ્રણદોષનો હું બીજા જ અંકમાં ખુલાસો કરવાનો હતો; પરંતુ કવિતા સાથે તેનું મુક્તભાષાંતર પણ આપેલું હોઇ, મને તેમ કરવાની ખાસ જરૂર લાગી નહીં. ભાષાન્તર મુક્ત જ કર્યું હતું એ વાત હું ભારપૂર્વક કહું છું અને નોધું છું કે મારા વિદ્વાન ચર્ચાપત્રીને કવિતાની એબજોઇ કરવામાં એને લીધે એટલી તક મળી ગઇ. એમના સંતોષ ખાતર એક તરફ કવિતાલેખકનું ભાષાજ્ઞાન અજ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચેલું માની લેવામાં આવે, તો બીજી તરફ દાનિશમંદ ટીકાકારની તર્કશક્તિ પૂર્વગ્રહની મર્યાદા વટાવી ગયેલી હોય એવું લાગ્યા વિના રહેતું નથી. વાક્યે વાક્યે અને શબ્દે શબ્દે લેખકે જાણે દોષ જ કર્યો હોવા જોઇએ એવી નીતિ રાખીને તેમજ જે જે દોષ જણાય તે બધા અક્ષમ્ય જ હોય એવો ખ્યાલ સેવીને એકેક કડીને જૂના દાગીનાનો નવેસરથી ઘાટ બનાવવા પ્રવૃત્ત થયેલ સુવર્ણકારની અદાથી એમણે પોતાની છીણી ચલાવી છે. 'છીણી ચલાવી' એમ કહેવામા એમનું ગૌરવ કરવાનો જ આશય છે. હું ધારું છું કે એમના હાથમાં સુવર્ણથી વિપરીત કોઈ હલકી ધાતુ પડી નથી.

આખી કવિતામાં શરતચૂકથી રહી જવા પામેલી એક જ ભૂલ, ચોથી કડીનો પહેલો શબ્દ મને સુધા-

રવા યોગ્ય લાગ્યો છે અને તે આ રીતે અહીં જ સુધારું છું.

"એ છુપને વાલે પર્દે મેં કહાં હય દૂસરા તેરા?"

('દૂસરા તુઝસા' કરતાં 'દૂસરા તેરા' જ વધારે અર્થસૂચક છે)

પહેલી કડીમાં "મિલ જાયે રસ્તે મેં" એમ જ ઉર્દૂ સ્ક્રીપ્ટમાં લખતી વેળા ઉતારાય 'રાસ્તે મેં' ને બદલે "રસ્તે મેં" આપણી પ્રાન્તીયતાના દ્યોતક તરીકે ઇરાદાપૂર્વક રાખેલું છે.

બીજી કડીમાં જે વ્યંગ રહેલો છે તેની પૂર્તીમાં "અપસા અમીરાના" કરતાં "ઇતના અમીરાના" વિશેષ અનુરૂપ છે.

ત્રીજી કડી ગદ્યમાં આ રીતે મૂકાય:

"ઝમાને સે મયારૂફ હુઆ (હય જો વુહ) મિરા ગરીબાના મસકન દેખનેકે લિયે ઉસી (દોસ્ત) કે કૂચે સુબ્હોં મેં કઇ (આદમી) આતે હંય."

'ઉસકે' નું 'ઉસીકે' મિત્ર અનામીની ઇરશાદ મુજબ પહેલેથી જ પ્રથમ ચરણમાં દોસ્તની વાત ઉપાડીને તેનો ધરરેફેટ કર્યા બાદ સાભિપ્રેત લખ્યું છે, પરંતુ આપણે દોષ જ કાઢવા હોય તો એક પંક્તિમાંથી, એક તો શું પણ ત્રીસ ત્રીસ દોષ બતાવી શકાય.

ચોથી કડીમાં "મુકય્યદ"નું "મુકથ્થાદ" મુદ્રણદોષને અંગે થવા પામ્યું છે

"મેહરાબ" અને "મનાબર" ('મિંબર'નું બહુવચન) ઇસ્લામના મઝહબી શબ્દો છે. મેં તેમને મંદિરનો "ગોખલો" અને "વ્યાસપીઠ"ના સામાન્ય અર્થમાં વાપર્યા છે. તેમ કરવામાં કંઇ ખોટું થયું હોય તો મારા મુસ્લિમ બંધુઓ ઉદાર દિલથી મને માફ કરે.

"સાયા"નો અર્થ પકડાયો છે. એટલે "ફ્રોક" જેવો અંગ્રેજી શબ્દ યોજવા કરતાં તેને જ એ અર્થમાં કેમ ન વાપરવો એવા ભાનસહિત યોજ્યો છે. "તસ્વીર" જેવા શબ્દથી મારું કામ સરી શકે એમ ન હતું. "ઝ્ગીઝાના" એ ઉર્દૂ-શબ્દ છે એવી શોધ મેં નથી કરી. આ રાંક સેવકના ખિસ્સામાંનો એ છે, એટલું બે હાથ જોડીને કબૂલ કરું. પ્યારી ઉર્દૂ જબાન! શબ્દોની ખોટી આભડછેટથી બચેલી તને ક્યારે જોઇશ?

છઠ્ઠી કડીમાં—

"બસે દર કબ્રરે વીરાના" ને બદલે જે કંઇ છપાયું હોય તે પણ મુદ્રણદોષને આભારી છે. પ્રસ્તુતઃ પંક્તિમાં અર્થનો અનર્થ કરવા ખાતર જ જાણે ખોટું પીંજણ ન કર્યું હોય એવું ઉર્દૂના સાધારણ સમજનારને પણ લાગે.

સાતમી કડીમાં—

"મિરા ફકીરાના ખિર્કા" એવો નઝ્કનો પાઠ છોડીને "ખિર્કએ ફકીરાના" કરવાની જરૂર રહેતી નથી. જનાબ અનામી સાહેબ, મને તો ખાત્રી છે કે, કવિઓને ભાષણ કરતા કરી દેવાનો જ વિશેષ ખંત રાખે છે.

આઠમી કડીમાં અક્ષમ્ય મુદ્રણદોષ છે:

ઉત્તરાર્ધમાં

"તિરે કદમોં મેં ઇસ આશક કા મર જાના શહીદાના" મૂળ કોપીમાં હતું.

"મરજાના શહીદાના" નથાધૂર ખોટો પ્રયોગ! હાય, હાય! ભાષાદોષ' તું કેવી રીતે બાપડા કવિઓને વળગી પડે છે? "શહીદાના" એટલે "શહીદ"ની લાયકી સહિત. બીજી પણ એક ભૂલ એજ પંક્તિમા ગોતરી રહી ગઇ છે

"શહીદ કી મિસાલ મિરા 'મર જાના' હુઆ હોતા" એમ કહ્યું છે તે વ્યાજબી નથી. "મિરા મૌત" અથવા "મિરા મરના" એવું જ કહાય મારા ટીકાકાર બંધુ સૂચવને, "એ-વાઉ-એ" નો ઉચ્ચાર 'ખુશ' નહીં પણ "ખૂશ" થાય એવી ઇરશાદ એમના સરખા ફારસીઅરબીના જ્ઞાતા જ આપી શકે!

છેલ્લી કડી (મકતઅ)માં 'મખસૂસ' શબ્દ થી મુનાદીની પદ્ધતિએ 'ખ' ની નીચે નુકતો મુકીને લખ્યો હતો. "ગોયન્દ કે બઅદ અઝ ઇંતમામે શાહનામા, મહમૂદ મખસૂસી કમતર અઝ આં યે મુકરર શુદા

ખૂદ બ ફિરદૌસી ફિરસ્તાદ." "મગલગે ઝર" એમ કહેવાની ખાસ અગત્ય કોઇએ સ્વીકારી નથી. મઝકૂર શબ્દનો અર્થ Place of arrival; amount, sum, ready money; much, many, little, વગેરે થાય છે તેની હું ક્યાં ના પાડું છું? 'ભલભલ'નો અર્થ ભલે ભલે, બડબડે (અથવા ઉર્દૂ તલફ્ફુઝ મુજબ બળબળે) આપના જેવા મોટા—ઉદારદિલ. 'ફાવતું આવે તે ખાવું અને ભાવતું બોલવું' એ મસલને અનુસરવાનો ક્યાં મારા એકલાનો ઇજારો છે? "તર્ઝ પતીલાના"નો એક અર્થ બંધબેસનો ન આવ્યો તો આપણે બીજો અર્થ કાઢીશું. પણ તેથી નિરાશ થઇને બાપડી કવિતામાંથી આપણે એને રુખસદ શા માટે દઇએ?

ઓ મિત્રાચારીના રસિયા, પૈસાની મને તમા નથી. એવી તમા નથી રાખતો એ બરાબર છે; કારણ કે એક વાર સાધનસંપન્ન સ્થિતિવાળા તેમજ આગળ પડતા કહેવરાવનાર કેટલાએ આદમી, તર્ઝે પતીલાના યાને પતીલ જેવી ઉદારવૃત્તિ કેળવવાને પરિણામે ખાલીખમ થઇ ગયા છે. તાત્પર્ય કે એવી રીતે ખુવાર થઇ જવામાં જ ખરી શોભા છે.

મેં આપેલો અર્થ ઘટાવવા છેલ્લી પંક્તિને છેડે 'કે' શબ્દ અધ્યાહાર રાખેલો છે તે ગદ્યપાઠમાં લઇ લેવો જોઇએ.

*બહોત સઅઇ કરિયે તો મર રહિયે 'મીર';
બસ અપના તો ઇતના હિ મકદૂર હય'

આટલો મારો ખુલાસો છે. હુ કંઇ સાવ જંગલમાંથી ચાલી આવેલો આદમી નથી કે આપની વિદ્વત્તાની કદર ન કરું. માત્ર વિદ્વત્તા ઉપર વારી જવા કરતાં થોડું થોડું અજ્ઞાન સેવવું એ કવિઓના હકમાં વધારે ફાયદાકારક છે. અત્યાર સુધી તો હુ માત્ર ભૂલો જ કરી જાણતો હતો. પણ હવે તો ભૂલો સુધારવાની થોડી ઘણી ગતાગમ આપ જેવાને પ્રતાપે પડી જશે એમ માનીને વિશેષ તસલ્લી અનુભવું છું. ખરોખોટો રસ્તો લીધા વિના કદાપિ મકસદે પહોચી શકાતું નથી. બેદાદીના સહરામાં ટળવળતા કળાના નિરાધાર પથિકોને આત્મવિશ્વાસ સિવાય બીજો વધારે યોગ્ય રાહબર કયો મળી શકે?

ભાઇશ્રી અનામી રખે એમ માની બેસે કે તેમની સાત્વિક ઇમદાદનો હું ઇન્કાર કરું છું. એમના કથનમાં જે હકીકત કોઇને ખૂંચે એવી હોય તે એ છે કે મર્દ થઇને એમના પ્રીતિપાત્ર થવાને સાવ અયોગ્ય નહિ એવા એક સાહસિક શખ્સને નિર્માલ્ય પીછેહઠનો ઉપદેશ આપવાની ભૂલભૂલામણીમા એઓ પડી ગયા. મારો ભૂતપૂર્વ કીર્તિસ્તંભ કયે સ્થળે છે તે હું જાણતો નથી. ભાષાનું ખૂન કરી સાહિત્યનું ઘોર અપમાન કરનાર કલકોના ઘરાક તરીકે ઓળખાવાનું હું વિશેષ પસંદ કરું છું; કારણ કે ભાષાને સંપૂર્ણ વાંઝણી રાખવાનું વિશેષ દયાજનક પાપ કરવામાં શરીક થવું મને હરામ છે.

ફટ ફટ કે મિરા દામન ફટ જાયેગા કહાં તક?
અય દૌર! ખૌફ તેરા બતલાયેગા કહાં તક!
જો સો રહે હંય પત્થર કૂઓં મેં આશકાં કે,
ઉનકો હમારે સર પર બરસાયેગા કહાં તક!
રેહને દે—અગરકે, મૈં ભી હૂં જાનતા યે ક્યા હય;
ખંજર કી સાથ ખંજર અથડાયેગા કહાં તક!
ઓ મસ્ત, મસ્ત શાયિક! હરરોઝ પીને વાલે,
તૂ કૂએ મયકદા સે કતરાયેગા કહાં તક!
મૈં આજ કા નહીં, હૂં કબસે પતીલ! તેરા,
કેહ દે કે "યાર મેરા ફિજરાયેગા કહાં તક!"



*જમાનમાંથી મતરૂક યાને ત્યકત થયેલા શબ્દોના ભારણવાળી ઉપરોકત પંક્તિઓ ઉર્દૂભાષાના એક પાઠ્યપુસ્તકમાંથી સહેતુક ટાંકી છે. ભાષાના નિયમોમાં નવા નવા અપવાદ દાખલ કરીને ધીમે ધીમે આપણે ગેયતાથી દૂર ચાલ્યા જઇએ છીએ એ મારું છૂપું વિધાન સાચું નથી શું?

# કોસિયો

દેવજી ર. મોઢા

થંભી હતી ગગનમાં ગતિ સૂર્ય કેરી,
ને વિશ્વનો પવન મંદ પડી ગયો'તો;
પંખી, પશુ, મનુજ: સૌ નિજ સ્થાન માંડે
બેસી જઈ ઘડીક શાંતિ લઈ રહ્યાં'તાં.

એવે ટાણે ઘુંટાઇને મધુરો સ્વર આવતો:
ધીકતા રણની વચ્ચે જાણે વ્હે સ્રોત શીતળો!

ઘેરા, મીઠા, દૂરથી આવતા એ ધ્વનિને
મેં માની લે વ, દિશા બદલાવી મારી;
ના માનવી તદપિ કોઈ મળે જ સામે,
પાંખે ચડયાં વિહગની મળતી સવારી.

પંખીની પ્રીત પામેલો દેશ ના નિર્જળો હશે:
તસ પાછે પરોવાયું ચિત્ત ઊપડી ત્યાં ધસે.

દીઠું તહીં વિમળ વારિની વાવ માથે
ઝૂકી રહ્યાં તરુવરો તણું એક ઝૂંડ;
જાણે ન હોય મદમસ્ત ગજોની સૂંઢ
એવી દીઠી હીંચકતી વડવાઈઓ મે.

દીઠા મેં ડાળીએ બાંધ્યાં ઠીબકાં જલથી ભર્યાં,
ન દીઠાં પાણી પીવાને પંખી બે ચાર ઊતર્યાં.

ને સાંભળ્યો કિચુડ કીચુડ કોસ કેરો
આવાઝ, પાણી પણ કોસ મહીં પુરાતાં
મેં સાંભળ્યાં, કૃષિકનો ડચકાર કાને
આવ્યો, સુણ્યો ગણુગણાટ વળી બળાંનો.

દૂબળા બેલ દીઠા, ને દીઠા પુચ્છ ઉમેળતા;
ગાલ-બેઠા, કટે-હેઠા, કેડ-વાંગ્યા કિસાનને.

પાણી ભરી ઉપર આવત કોસ દીઠો
દીઠા પડન્ત જલ ત્યા ઠલવાઇ થાળે,
ને છિદ્રથી ઝરી જતા જલબિંદુઓને
વાયે ફરી ટપકીને પડતા ય દીઠા

થાળામાથી ધસે વેગે, પ્રવેશે પરનાળમા,
જાણે દોડી જતા ભાઇ ખોયા ભાઇની ભાળમા

ને જોઇ મે ઝીલતી સૂરજતાપ દેહે
કોદાળી ધારી કર પાણત કો કરન્તી
ને અર્થપૂર્ણ જર સામુ નિહાળી રહેતી
અંગે હુતાશન જલાવતી એક બાળા

આમ આગે ધપ્યે જાઉ, વાગે ઓચિતી ઠેસ ત્યા,
ને પ્રવાસે પડ્યુ મારુ ચિત્ત પાછુ ફરન્ત જ્યા–

ત્યા વાવ ના, પરબ પાણી તણી ય ના ત્યા,
ના કે સિયો, વળી ન પાણતવળી કન્યા,
એમાનુ ના કઇ તહીં, મુજ દૃષ્ટિ આગે
ઓચિતુ કૈંક જુદુ દર્શન આવી લાગે

ભવિના પાણી ઊલેચી ભૂતમા ભરતો જતો
દીઠો મે વૃદ્ધતા-ભારે નમેલો કાલ-કોસિયો !

ને ભાવિના અતલ કૂપ થકી ચડન્તા
એ ભાગ્યના મલિન નિર્મળ નીર ક્યારે
વાળન્તી, ને સફળ નિષ્ફળ થૈ રહન્તી,
રે ! ધીંધ દીઠી તહીં પાણતિયાની શી મે !



# "ચાકીના ચોરો"

બેલ બજ્યો છેલ્લો, થઈ છુટ્ટી,
વર્ગ વિષેથી હડીઓ મૂકી
સાઈકલ ઝાલી જોયું ઝુકી—
ચાકી - કયાં ખૂટી?

ખૂણાખાંચા બધા તપાસ્યા,
શિક્ષિત જન જ્યાં કરે તમાસા
ત્યહીં મળે કયા બીજા ખુલાસા?
બલ કે નિરાશા!

મિત્રો ઉપડયાં કરી 'નમસ્તે'
હાર્દિક સરકયા ખસતે ખસતે,
હું એકલઉર ચાલું હમતે—
કૉલેજને રસ્તે!

દિવાનપરામાં વાસ અમારો,
સુંદરતા! ના બીજો ઠઠારો;
ભવ્ય ઘરો, રસ્તો - રઢિયાળો—
થઈ પડયો અકારો!

કયાં આ કૉલેજ? કયાં ઘર મારું?
દોઢ માઈલનો પંથ વિચારું,
ચાકીચોરો સાથ પનારું—
કયા પડિયું મારું!

'સાઈકલને સૌ દેજો તાળાં,"
પ્રીન્સીપાલે કરેલ ચાળા,
ચાકીને કયાં દેવાં તાળા?—
કહો બુદ્ધિવાળા!

ચાકી હવે નથી મળતી સસતે,
તેથી તો આ સૌ ફારસ છે;
બાકી તો પગ ઘસતે ઘસતે—
પડવાનું રસ્તે!

ચાકીના શિક્ષિત ચોરોની
વાતો કરવી શું વીતકોની?
અનુભવ્યે એ મઝા રસોની—
લેવી કે દેવી!

'શશિન' - ઓઝા

# : સને :

પ્રહાર ધિક્કાર હાર મુજને ભલે ને મળ્યાં,
ભલે ને ઉર આ ધીખ્યું ધખધખ્યું ઊંડાં દુઃખથી,
ખમી ખમી પ્રહાર, રોઈ ખુબ રોઈ રીઢું થયું
હવે હૃદય માહરું; દરદ એક દર્દે ભર્યો
કદી ન સરશે, અસહ્ય પણ આજ સ્હેવું હવે.
ગયાં સ્વજન સૌ અડાબીડ અઘોર અંધાર ત્યાં
રહ્યો જીવનમાં છવાઈ; ઝીણી ધૂમ્રરેખા ચડે
ઉંચે હૃદય-ભેદતી; અગર-બત્તી જેવી જલે,
જલી રહ્યું જ નિત્ય મંદ ઉર મંદ તેવું અરે,
જલે ઘડીક બે ઘડી અગરબત્તી તો યે પ્રભો!
મીઠા મઘમઘાટથી હૃદય કૈંક મ્હેંકાવતી;
રહ્યું હૃદય તેવું આ જલતું ને હજીયે જલે,
પરંતુ નહીં ભવ્ય એ વિલય, ના ઉરે મ્હેંકવાં,
નથી જ, અફસોસ એ! મુજ નસીબ એવું કર્યું.
ગયું બધું ગયું, ગણી જ ગતખંડ આ જીંદગી
ભુકા થઇ જતી અને હૃદય કેવું કે, છેક હા
તૂટે કડકડાટતું તહીંજ રે ફરી ગુંજવું:
ભલે અગરબત્તીના મઘમઘાટથી મ્હેંકતી
બની ન કદી જીંદગી–કરુંજ દર્દ, ફૂગો કશો,
કશો જ અફસોસ?
જીવી જવું, જલી જવું, ખપી જવું ખુમારી થકી
નહીં અદકું ભવ્ય ભવ્યતર જીંદગાની મહીં.'

ઉપેન્દ્ર પંડયા

☆

# તેથી શું?

રજનીની નિરવતા ભરી હતી નયનોમાં,
કીકીઓમાં ભરી હતી રાતની કાળાશ;
દુઃખોથી ભરેલાં આંસુ ખર્યાં તારકોની પેઠે—
તેથી શું ઊઘડી જશે ઉરનું આકાશ?

ભોજન દેશાઈ

## જ ય હિં દ

સુસુપ્ત બળ ભૂમિનું તરવરાટનું આખરે
ધસીં સડસડાટ એ જ જયહિંદના નાદથી
કતાર બની ભોમની લડત મોરચે ઊભશે
પ્રચંડ પડકારથી, કરતું મુક્તિની ઘોષણા.
પ્રકાશ ધરવા અખંડ જલતી મશાલો ઘણી
કરે કર મિલાવી કૂચ કરશે જહીં સૈનિકો
જશે થરથરી તૂટી પ્રબળ પાય સામ્રાજ્યનાં
અને દિશદિશે પ્રજા–વિજયનાં થશે તોરણો.

સમગ્ર ઈતિહાસને નવલ રૂપથી આંકવા
અને સુભગ સંખનાઃ જગ નવાજવા શાંતિથી,
સદા બલિ બનો, અહો પરમ મંત્ર આ ભોમનો !
પુકાર જયહિંદનો ઉરઉરે રહો ગુંજતો
ગુલામ અમ ભોમ તો ય ઉરમાં વસે સર્વદા
પ્રદીપ્ત રવિ તેજ શી વિમલ રંગની ભાવના.

રમણ પટેલ





## ઝિં દા દિ લી

ઝૂકાવું નૈયા મઝધાર ઝૂઝવા
આરે અહીં ક્યાં લગી નાંગરેલી
પડી રહે એ, અનુકૂળ વાયુની
કર્યા કરું ક્યાં લગી હું પ્રતીક્ષા ?
ઝખી રહ્યું સાહસશૂર હૈયું
હિલ્લોળવા ચંડ પ્રચંડ તાંડવે,
ને થનગને યૌવન મસ્ત પ્રાણ
તરંગ તોખાર તીખા પલાણવા !

નિર્ભીક હું, નિશ્ચલ આત્મશ્રદ્ધા,
ને બાવડાં સાબૂત હોય આ, ત્યાં
'હુન્નો સખે મંગલ આ પ્રયાણ'
કહેનાર એવું કદી હોય વા ના,
તમા કશી ? લાપરવા ઝુકાવું
ઝિંદાદિલી છે બસ ઝૂઝવામાં !

"નૌતમ"

# ગીત છે ગાવાં રે

(કાલિંગડો)

મારે ગીત આજ છે ગાવાં રે
હૈયામહીં જે ન સમાયાં રે.

આભ અનંત અસીમ દિશેદિશામાં પ્રસરાવું રે,
સાગર લોલવિલોલ ગિરિવરકંદર છાવું રે;
એવાં મારે ગીત ગજાવા રે,
જનેજન માંહ્ય ઝીલાવાં રે.

તરસતાં ઝરણાં ઉરકેરું રોદન રાતું રે,
વરસતાં ઘન વાદળકેરી વેદન વાતું રે;
એનાં મારે ગીત છે ગાવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે.

તિમિર ઘોર મહીંય ચકોર તણી ઉર આરઝુ રે,
મધુર ચાંદનીનું પૂર શીતલ સરલ નાચતું રે;
એનાં મારે ગીત છે ગાવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે.

ફાગણના રસ-રાગભરેલ વિલાસ ઈશારા રે,
ધખધખેલ ધરાતટના ગૂઢ સ્યામ નિસાસા રે,
એનાં મારે ગીત છે ગાવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે.

નવલ પ્રણયમોરલીના સૂર મોહન મીઠા રે,
દલિતના કકળાટ પરાધીન અંતરપીડા રે;
એનાં મારે ગીત છે ગાવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે.

ઝાકઝમાળ મહાલય-મંદિરનાં તમ ઘેરાં રે,
કાજળના ઢગ શી ઝુંપડીનાં તેજ અનેરાં રે,
એનાં મારે ગીત છે માવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે

શૈશવકાલતણાં સ્મિત યૌવનની નવ આંખડી રે,
કાળતણી ફૂંકથી કરમાતી જીવન પાંખડી રે;
એનાં મારે ગીત છે ગાવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે.

માનવજીવનના જય-મંગલ આશમિનારા રે,
એના જીવનના અકલિત અગોચર આરા રે;
એનાં મારે ગીત છે ગાવાં રે
હૈયા મહીં જે ન સમાયાં રે.

મારે આજ ગીત છે ગાવા રે,
હૈયા મહીં જે ન. સમાયાં રે.

હસિત બુચ

# આવ્યાં છો તો—

આવ્યા છો તો અહીં જ રહી જાઓ હવે, રાહ જોઈ
પાકેલાં આ નયન મીંચવા દો તમારા ઉછંગે;
કહેવાની છે કથની હજી તો દુઃખની રોઈ રોઈ
ગાળ્યા લાંબા વિરહદિન આશ્વાસનોના ઉમંગે.

લંબાવીને ભુવન ભરતો ગાઢ ઘોરે તમિસ્ર
જેમાં તારાગણ નહીં, નહીં ચાંદની ચંદ્રમાની.
એકાન્તોના હતું અધરપે મૌન જામ્યું અમિશ્ર,
જેમાં ના કિરણ રવ તણી હેરતો કૈં નિશાની.

આવ્યાં છો તો અહીં જ રહી જાઓ જરા, પાસ મારીઃ
ઈચ્છું મારે ભવન દ્યુતિછાયા તમારી છવાય;
જામે રાત્રિદિવસ રસના ઉત્સવો ચિત્તહારી,
સૌની જીભે વિરલ ઉજળું ભાગ્ય મારું ગવાય.

સ્થાને સ્થાને તમ સહ રહો નામ-ઉલ્લેખ મારો
કે વિશ્વે ના અસફલ બને યોગ મારો તમારો.

જયન્ત પાઠક

# મિતાક્ષરી મતદર્શન

## રામપ્રસાદ બક્ષી : અરુણુ શ્રોફ

**છીપલાંઃ લેખક મોહન ઠક્કર, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, મૂલ્ય છ આના.**

કાવ્યની જીવાનુભૂત સ્ફુરણાને ભલે સ્વયંભૂ કહીએ, પણ પ્રત્યેક કાવ્યવ્યાપારમાં કૃત્રિમતા અનિવાર્ય છે. આ કૃત્રિમતા કૃતિમાત્રનો સહજ વ્યાપાર છે: कृत्रिम એટલે कृत्वा निर्मितम्. કલા એટલે કૃત્રિમતા. કૃત્રિમને સ્વાભાવિક બતાવવું એ કલા.

કોઈ પ્રૌઢ વ્યક્તિ પોતાના વય અને સ્થાનને અનુરૂપ ભાવોને કાવ્યવ્યાપારનો વિષય બનાવે એમાં કાવ્યસ્વરૂપના નિર્માણમાં કૃત્રિમતાનું તત્ત્વ આવે. પણ વિષયભૂત વિચારસરણી એ વ્યક્તિની સ્વાભાવિક અને સહજ હોય. બાળક પોતાના અપક્વ વિચારોને અપક્વ વાણીમાં પ્રકટ કરે એ વ્યાપાર બાળકને સહજ છે.

પરંતુ જ્યારે પ્રૌઢ પુરુષ નાનાં બાળકોના જીવનને અનુરૂપ પ્રસંગો કે વિચારો આલેખે ત્યારે એનો એ વ્યાપાર વિશેષરૂપે કૃત્રિમ બને છે એ કૃત્રિમતાને સ્વાભાવિક બનાવવાની કલા, વિચાર અને વાણી બંનેની અસાહજિકતાને લીધે, એવડી દુર્ઘટ બને છે. જેથી બાલકાવ્યોની રચનામાં સફળતા સહેલાઇથી મળતી નથી.

બાળકના જ વિચારોને બાળકની જ વાણીમાં સજાવીને પદ્યના ઢાળમાં ઢાળવાથી બાલકાવ્ય બની જતું નથી. બાલસાહિત્યના રચનાર યોજનારને બાલિશ અને બાલભોગ્ય શબ્દોનો અર્થ સમજીને ચાલવું પડે છે. શિશુની કાલી કાલી વાણીમાં બોલીને લાડ લડાવતાં પિતાની રીતે તો બાલસાહિત્ય નથી લખાતું પણ તદ્દન એ રીતે નહિ તો કોઈક એ પ્રકારે બાલસાહિત્ય લખતો લેખક, બાલકાવ્ય ઘડતો કવિ, બાલકથા કહેતો શિક્ષક ભીંત ભૂલે છે; બાલકના રુચિતંત્રને, કલ્પનાપ્રિય માનસને, વર્ધિષ્ણુ જિજ્ઞાસાને એ અન્યાય કરે છે; પાંખાળી બાલપ્રતિભાને ચાલણુ ચોકઠામાં જકડે છે; નવરસની રસિયણ બાલબુદ્ધિને બોધપાઠથી કાયર કરે છે.

અદ્ભુત, વીર, કરુણ અને હાસ્ય એ રસચોક બાલમાનસનું પ્રકૃતિપ્રિય ક્રીડાંગણ છે; अयोगिराम् अपिहितः पिहितश्च किंचित् એ કુતૂહલને ગલીપચી કરતો કાવ્યકોયડો બાલબુદ્ધિનો અખાડો છે; અભિનયકાવ્યવસ્તુ એ બાલકની અનુકરણ વૃત્તિની રંગભૂમિ છે; કાર્યવેગથી ધપતું વસ્તુવિધાન એ બાલજિજ્ઞાસાની ઘોડદોડનો પટ છે.

આજે બાલસાહિત્ય આ દિશામાં પ્રવૃત્ત થયું છે એ આનંદની વાત છે. આ દિશામાં સફળ પ્રગતિ સાધતો શ્રી મોહન ઠક્કરનો બાલગીતસંગ્રહ "છીપલાં" આવકારપાત્ર છે. એ છીપલાં જ નથી, મોતીની છીપો છે.

બાલગીતો એટલે બાલકો માટેનાં ગીતો. એનો વિષય અને એની વાણી બંને બાળકોની બુદ્ધિને ફાવે અને રુચિને ભાવે તેવાં હોવાં જોઇએ. આ ગીતોના વિષયો પૂરેપૂરા બાલભોગ્ય છે; કારણ કે બાલકોના સહચાર દરમ્યાન બાલકોના જીવનમાંથી જ એ વીણ્યા છે. વાણી પણ એકંદર બાલગમ્ય છે. બાલસાહિત્યનો ઉદ્દેશ આનંદદ્વારા અલક્ષિત રીતે બાલકની વિચારસંપત્તિ અને ભાષાસામગ્રી વધારવાનો હોવો જોઇએ. તે સાથોસાથ શબ્દાર્થ સમજવાનો શ્રમ આનંદમાં નડતર કરે એવું ન બનવું જોઇએ. આ દૃષ્ટિએ જોતાં, સમીરણ, સંજીવની, ભાવુક જેવા શબ્દો, ગોરજટાણું, રજનીપૂર જેવા સમાસો, સર્વદમન જેવો ઉલ્લેખ આ પ્રકારનાં બાલગીતોમાં યોગ્ય નથી. આ વાતનો ખ્યાલ ભાઇ મોહન ઠક્કરને ન હોય એવું ગીતોની સમગ્રશૈલી જોતા મનાતું નથી; તેથી આ પ્રયોગોમાં કાં તો અનવધાન-

હોય જોવો પડે કે પછી બાલકને શબ્દજ્ઞાનની સીડીએ જલદી ચડાવવાનો ઇરાદો વાંચવો પડે

કથાકાવ્યો, રસમય વર્ણનો, રમુજી પ્રસંગો, પરીકાવ્યો જેવાં કલ્પનામય કાવ્યો, બાલકના સ્વભાવને અને સહજ વ્યાપારને અથવા એના કુતૂહલને અને અભિલાષને આલેખતાં કાવ્યો—આવું બાલકાવ્યના ક્ષેત્રને સમૃદ્ધ કરતું વૈવિધ્ય આ સંગ્રહ રજૂ કરે છે. બાલગીતોના આવા અનેક પ્રકારો શક્ય છે. તેને, રજૂઆતના ભેદની દૃષ્ટિએ, બે વર્ગમાં મૂકી શકાય. એક, જેમાં બાલકને લક્ષમાં રાખીને, બાલકને માટે લખાયેલાં કાવ્યો; બીજો, જેમાં કવિ પોતે બાલકના વ્યક્તિત્વની ઓથે છુપાઈને બાલમુખે જ બોલતો હોય તેવાં કાવ્યો. આ સંગ્રહમાંના મોટા ભાગનાં–લગભગ ૨૩–ગીતો આ બીજા વર્ગનાં છે. એમાં બાલકોએ સ્વમુખે પ્રકૃતિતત્ત્વોનાં રમણીય, ગતિમય, પ્રકાશમય સ્વરૂપો પામવાની ઝંખના ગાઈ છે; અને એથી આ ગીતો ક્વચિત આછા અભિનય સાથે ગાવા માટેની યોગ્યતા પ્રાપ્ત કરે છે. 'ફુગ્ગાવાળો,' 'ચાડિયો,' "વેપારી" એ ગીતોમાં બાળકને તે પાત્રની ભૂમિકા ભજવવાનો અવકાશ હોઈ અભિનયતત્ત્વ વિશેષ છે. રમુજી પ્રસંગો આલેખતાં "બોલવે બહાદર," "દાદાજીનાં ચશ્માં," "ચાટ પડયા" એ ગીતોમાં માનવસુલભ અથવા બાલકસુલભ સ્વભાવક્ષતિના કે મુગ્ધ બુદ્ધિના, પ્રસંગમાં હાસ્યબીજ રહ્યું છે.

પરીગીતોમાં ભાઈ મોહનની કલ્પના ટૂંકા પ્રયાણથી, થોડીક કૃતિ કે ચેષ્ટા વર્ણવીને, અટકે છે; એમાં પરીપ્રદેશનું છતું અછતું અદ્ભુત રહસ્યમય મોહક વાતાવરણ વિસ્તરતું નથી. તેમ પરીનાં કાર્યોનો, મર્ત્યજીવનની મર્યાદાઓ તોડીને ચમત્કાર દ્વારા ઉપકાર કરવા માટે કે તે માનવની અલ્પમતિને મુંઝવતી મસ્તી મચાવવા માટે, બાળકના જીવનમાં પ્રવેશ થતો નથી. ભાઈ મોહન ઠક્કરની પરી દૂરની દૂર રહે અને પોતાના પરગજુ યા તો ટીખળી સ્વભાવનાં પારખાં કરાવતી નથી તેથી "પરીની" ખરી મોહકતા આ ગીતોમાં અનુભવાતી નથી.

ભાઈ મોહન ઠક્કરે જીવનમાં વ્યાપક નીતિતત્ત્વોને બે બાલગીતોમાં સરળતાથી અને સંક્ષેપથી ઉતારવામાં સ્તુત્ય સફળતા મેળવી છે. આ બે ગીતો તે "કલકલિયો અને કોયલ" અને "ઝરણું અને સાગર"–; સંગ્રહનાં છેલ્લાં બે ગીતો. આ દિશામાં ગીતની માધુરીમાં ઇસપ-ફેબલો જેવું કથાવસ્તુ મેળવીને ખરા કાવ્યાનંદ સાથે શુભ હેતુકતાનો યોગ સાધવાની શક્યતા રહેલી છે

આ સંગ્રહનાં–અર્થાત કવિમાનસનાં પણ–લાક્ષણિક ગીતો જોવાં હોય તો ક્રમાંક ૧ થી ૭ અને ૧૪ થી ૨૬ એ ગીતો જોવા. એમાં જે પ્રકૃતિનાં સુંદર તત્ત્વોની લગનીભરી કદર છે, સાંકડી જીવનપરિપાટી તજીને વિશાળતામાં વિહરવાના સાહસભર્યા કોડ છે, મનોહર પ્રકૃતિ તત્ત્વોમાં મુગ્ધ બાલમાનસના ભાવોનો પ્રતિધ્વનિ છે અને નિર્મલ બાલમાનસમાં તેજસ્વી સૃષ્ટિતત્ત્વોનાં પ્રતિબિંબો છે, તે ભાઈ મોહન ઠક્કરની કવિતાનાં લાક્ષણિક તત્ત્વો છે. એ ગીતોમાંનું પ્રત્યેક બાળક મોહન ઠક્કર છે.

વિષયની વિવિધતા ભેગી ઉપયોગની વિવિધતા પણ 'છીપલાં'માં છે. ગાવાની મજા ખાતર ગાવાં ગમે તેવાં લયમધુર ગીતો છે; છટાથી પાઠ કરી શકાય તેવી રચના પણ છે; મગજને કલ્પનાની પાંખ આપે અને આંખને ઝંખનાથી ઝીણી બનાવે એવાં અભિલાષ ગીતો છે; સાદાં અનુકૃતિ ગીતોથી માંડીને સરલ અભિનયને યોગ્ય પાત્રગીતો અને રંગભરી પૃથ્વી તેમજ ધ્વનિમય વાતાવરણમાં શોભે તેવાં નાટ્ય ગીતો પણ છે.

આપણાં બધા બાળગીતોમાં એક વાતે ઉણપ રહેતી હશે. ગીત રચનાર, બાલગીતો રચે ત્યારે, કુમાર હશે કે યુવક હશે, બાલક જોડે સાચી ભાવસમાનતા અને સહૃદયતા સાધવાની ઉંમરે–Second childhood માં–બાલગીત રચનારા થોડા છે. ભાઈ મોહન ઠક્કરે લક્ષમાં રાખવા જેવી આ વાત છે. કવિવર ટાગોર જેને રેસા વગરની પાકી હાફુસ સાથે સરખાવે છે તેવી પુખ્ત-પુખ્ત જ નહિ "ધપડી"–વયે રચાયેલાં બાલગીતો પણ હાફુસ જેવાં મધુરાં બને. બાળકોને એ કાવ્યહાફુસો જોઈએ; તેઓ કહે છેઃ–

"આંબા તારા મોર મધુરા
ભીડી મહેક પસારે;
* * *
પણ અમને તો મોર થકી એ
કેરી અદકી ભાવે.

ટૂંકું ને ટચ: લેખક મૂળરાજ અંજારિયા. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કું. મુંબઈ ૨. પૃષ્ઠ. ૨૧૦. કીંમત રૂ, ૩–૮–૦.

છેલ્લા કેટલાક વર્ષોથી 'નવચેતન' માસિકમાં કટાક્ષકણિકાઓ લખી શ્રી અંજારિયાએ સાહિત્ય જગતનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે. કટાક્ષ કરવામાં એમણે કોઇ જ ક્ષેત્ર બાકી રાખ્યું નથી. જ્યાં જ્યાં, જે જે ક્ષેત્રમાં, વ્યક્તિમાં કે પ્રવૃત્તિમાં તેમને ત્રુટિ, દંભ, કે નબળી કડી દેખાણી છે તે તે પકડી લઇ તેમણે તે પર પોતાના કલમકટાક્ષ કરે રાખ્યા છે. "ટૂંકું ને ટચ," "હૈયે તેવું હોઠે" તથા 'નિત નવી વાતો'ના મથાળાં હેઠળ પ્રગટ થઇ ગયેલી એ કટાક્ષ કણિકાઓનો સમૂહ આજે પુસ્તકરૂપે પ્રગટ થાય છે.

ટૂંકામાં ઝાઝું કહી દેવું, સો વાતની એક વાત કરી નાંખવી, એ આપણે ત્યાં લેખનની દૃષ્ટિએ ઘણું ઓછાએ સાધ્ય કરી છે. વિદેશોમાં તો આ હથોડીના ઘણા લેખકો છે અને એ દરેકને તેમની પોતાની શૈલી છે.

આપણે ત્યાં એકાદ જ્યોતીન્દ્રને બાદ કરતાં આ ક્ષેત્રમાં ઝૂઝવા નીકળેલા ભાઇ અંજારિયા પહેલા જ છે. અને હથોડી પણ ઠીક મેળવી લીધી છે. જો કે તેમના કટાક્ષો કેટલીક વાર હથોડીના ઘા જેવા આકરા પણ હોય છે. ને તેમાં રહેલો દંશ સ્પષ્ટપણે તરી આવે છે, જે લેખકની નબળી કડી કહેવાય.

આમાંના ઘણાં પ્રસંગો જોતાં લેખકે વિદેશી સાહિત્યનો, હાસ્યસાહિત્યનો વિપુલ ઉપયોગ કર્યો છે. ને એમની ટૂંકી ને ટચ શૈલી જાણે એમનાં એ વાંચનનો જ પરિપાક હોય એમ સ્પષ્ટ દેખાઇ આવે છે.

હાસ્ય ઉપજાવવા લેખકે હાજરજવાબી અને સામાને મહાત્ કરવા વાક્ચાતુર્યના ઘણા પ્રસંગો રજૂ કર્યા છે. કટાક્ષકથનનો સુંદરમાં સુંદર નમુનો તો "સામળદાસ! તારી માંદગી"વાળો ફકરો પૂરો પાડે છે, જે આપણાં દૈનિક પત્રકારત્વમાં ઘૂસી ગયેલી આડંબરી ભાષાનો સફળ ઉપહાસ છે.

સાહિત્યનાં સુરસુરિયાં, રાજકીય રમુજો, રજવાડી રમુજો, અક્કલ બડી કે ભેંસ, અભિનય અને અદાકારો, તંત્રીકથાઓ, કવિકથાઓ, વેપારવણજના વ્યંગો, જાહેરખબરોની ઝમક, રવિકિરણો, વિગેરે દશ વિભાગોમાં વહેંચાયલું, આ પુસ્તક લગભગ દરેક રુચિ અને કક્ષાનાં વાંચકને રમુજ પુરી પાડી જાય છે. ટીખ્ખળ, ટચાંકવેડા, ચબરાકિયાપણું, એ જાણે લેખકને સહજસાધ્ય થઈ પડયું છે. ને લેખક એમાં પૂરબહારમાં ખીલી ઉઠે છે.

"રવિકિરણો"માંના કવિવર ટાગોરના કેટલાક અપ્રગટ જીવનપ્રસંગો હૃદયસ્પર્શી છે. પ્રતિકાવ્યોમાં લેખક ફાવ્યા નથી. એકાદ "ઝીણીગીના"વાળું મૂકી દેતાં બાકીનાં નબળાં છે.

રમુજનું તત્વ પારખી, તેને પકડી, યોગ્ય કલમ-મરોડ આપવાની અનોખી શક્તિ આ સંગ્રહ દ્વારા લેખકમાં દેખાઇ આવે છે. ને તેઓ જીવનના દરેક ક્ષેત્રમાંથી રમુજ ઉપાડી લે છે.

સંગ્રહાયલા ૫૦૦ રમુજી ફકરાઓમાંથી એક પણ નબળો નથી જતો. શ્રી જ્યોતીન્દ્રની પ્રસ્તાવના એ આ પુસ્તકનો શિરમોર છે.

●

---

## ખાસ નોંધ

અનિવાર્ય સંજોગોમાં આ વખતે 'કવિતા'ના સંપાદનમાં ખૂબ ઉતાવળ કરવી પડતાં કવિતાનાં મુખ્ય અંગો પડતાં મૂકવાં પડયાં છે. તે બદલ વાંચકોની ક્ષમા ચાહીએ છીએ.



વર્ષ ૫ ● અંક ૨-૩ કવિતા માર્ચ-એપ્રિલ ● ૧૯૪૬

# મૃત્યુ ને—

બળવંતરાય ક. ઠાકોર

[ "પંચોતેરમે" એટલે પ્રો. ઠાકોરે ભાવનગરથી પુના લગીની સાત સમારંભસભાઓમાં કરેલાં સાત પ્રવચનોનો સંગ્રહ. આ પ્રવચનોની વિશિષ્ટતા આ છે કે એમાં પ્રો. ઠાકોરે પોતાના અનુભવ અને વાંચનચિંતનમનને બાંધેલા પ્રમુખ આચારવિચારસિદ્ધાંતો એમાં વક્તાએ પોતાની છસાત દાયકાની સ્મૃતિઓની સાથે વણી લીધેલા છે. એ સંગ્રહ છપાઈ ગયો છે અને થોડા સમયમાં બ્હાર પડશે. તેમાં અંતે પ્રો. ઠાકોરે "મૃત્યુને" એ ગુચ્છબંધી પદ નવું રચીને છાપ્યું છે. શ્રી ન્હાનાલાલ કવિના અમદાવાદનાં અવસાનના માઠા સમાચાર અહીં બીજી સવારે આવ્યા તે જ તારીખે પ્રો. ઠાકોરે આ પદ પાછલે પ્રહરે રચ્યું હતું. તે પોતાના "કવિતા" ઉપરના પક્ષપાતને લઈને અહીં અમારા વાચકો માટે આગળથી છાપવાને અમને આપે છે તેથી અમે એમના ખાસ ઋણી છીએ.—તંત્રી 'કવિતા' ] [ ગુચ્છબંધી

મૃત્યુ રે ઉપાડિ લે મ્હને.
સર્વ પુસ્તકો અપૂર્ણ, કાવ્યસ્વપ્ન અર્ધદૃષ્ટ,
છે ન જે ઘણાં, ન મોટ એક જેહમાં,
તે કરી પુરાં હું હોઉં હીંચતો ચડંત ઘૂમ-
ચક્ર શૂન્યનેત્ર ને નિહાળનો સુષુપ્તચિત્ત,
મારિ ત્રાપ ત્યાં જ તૂં ઉપાડજે મ્હને,
પડંત કાયખોખું ધબ્બ દેઇ-
હાક તાહરી ભલે બને !
મૃત્યુ રે ઉપાડી લે મ્હને !
પુત્ર પૌત્ર કોઇ મોટ મારિ મોથ હર્ષભેર
હર્ષ એ મ્હને ય હોય દૈ શકયો, અને પ્રસંગ
ભૂત હર્ષનો હું કો સુણાવતો જ એહને
રમણું એહ હોઉં હું રસંત ભૂતને જિવંત ચાખિને,
મારિ ઝડપ ત્યાં જ તૂં ઉપાડજે મ્હને,
સઘંત વાસ ખોખું બાપ બાપનો જ—

મૃત્યુ રે ઉપાડિ લે મ્હને !
મુહૂર્ત શેષ રાત્રિ ત્યાં સ્ફુરંત સોણું મીઠડૂં,
જાણું સોણું, તોય મુગ્ધ એહને ફુંકી જરા
ફુલાવતો ખિલાવતો યથેચ્છ એમ માણુવા
ઉઠૂં તિહાં જ ખાર દેઇ કાયખોખું વિસ્તરે, અને
કોઈ વ્હેલું જાગનાર મૃત્યુમોડમાં મ્હને
નીંદયો નિહાળિ આર્ત્ત સાંકરે બધાં ય—
મૃત્યુ ત્હારિ હાક એ ભલે બને !
મૃત્યુ રે હશે જ કાન સાન ભાન ગતિ યે ત્હને ?
વિનંતિ સાંભળે તું થં ? કદી તું થં કયૂં કરે !
પાશ નાખતાં તું ય જુવે શિકારની ભણી ?
તું જાણતો શું બાંહ્યપુરાતૃપ્ત ભેદને ?
તું પીછતો શું કવિ—અકવિ ? મોહમુગ્ધ મુક્તને !
ક્રૂર-સૌમ્ય મિષ્ટ-કટુ ત્વરિત-મંદ આવગે તું તાહરી ધૂને !
ઘૂં હું સ-ત્વ, દાપું, ધર્મ, ધર્મ તુ-ત્વ

# કવિસમ્રાટને

આસિમ

કવિશ્રી ન્હાનાલાલના અવસાને ગુજરાતના સંખ્યાબંધ કવિઓને, ન્હાનાલાલ પ્રેમીઓને ગમગીન કર્યા છે "કવિસમ્રાટને અંજલિ"માં આપણા જાણીતા યુવાન શાયર ભાઈ આસીમ રાંદેરી મહાકવિ ન્હાનાલાલને એક ભવ્ય અંજલિ અર્પે છે. એક સાંજે હું સ્ટુડિયો પર બેઠો હતો ત્યાં ભાઈ આસીમ આવી ચઢયા. એમણે મને આ કવિતા બતાવી મેં ગૂંજવા માંડી—જેમ જેમ ગૂંજતો ગયો તેમ તેમ હું મારી દુનિયા ભૂલતો ગયો. ન્હાનાલાલની આ અંજલિએ મને ઘેરો રંગ લગાવવા માંડયો ભાઈ આસીમની આ કૃતિનાં વખાણ કરવાને પૂરતા શબ્દો નથી. જો ન્હાનાલાલ જીવતા જ હોત તો આસીમની આ કૃતિ ન્હાનાલાલની સર્વશ્રેષ્ઠ પ્રિય કૃતિ થઈ હોત. એક નહિ પણ અનેક પંક્તિઓ પહેલદાર હીરાની



હિન્દ–ગૌરવ તું, તને ગુજરાત! હો સો સો નમન,  
તારી રજ રજ ચાંદ–સૂરજ, તારી ભૂમિ છે ગગન!  
તારા દશ્યો તારી કીર્તિનું કથે નિશદિન કથન,  
સંસ્કૃતિથી પૂર્વની શોભિત હજી છે તુજ વદન!  
તુજ પ્રફુલ્લિત છે ઉષા ચેતન તણું ઊર્મિ-વહન,  
તારી સંધ્યા, એક જાણે શાન્તિ કેરું છે સદન,  
તારી નદીઓ કેરાં અમૃત અર્પે મનને શાન્તવન,  
પાનખર જોયાં ન જેણે, એ છે તારાં ઊપવન!  
તારી મસ્જિદ, મંદિરોની ભવ્યતા એવી ગહન,  
અપ્સરાઓ, દેવ જ્યાં આવી કરે ભક્તિ–ભજન!  
કૂખથી જન્મ્યા છે તારા સેંકડો એવા રતન,  
જેટલાં ગાઉં છે થોડાં એમના યશનાં કવન!  
આજ કિન્તુ એક તુજ બુલબુલનું કરવું છે રૂદન,  
ઉડ્ડયનથી જેના, તારું થઈ ગયું ઉજ્જડ ચમન!

**આવ આવી કર નજર ગુજરાત મારા હાલ પર,**  
**અશ્રુનાં પુષ્પો લૂંટાવું છું હું 'ન્હાનાલાલ' પર!**

# અંજલિ

રાંદેરી

માળા જેમ ગૂંથાઈ છે. આ અંજલિમાં શોકનું એક ભૂગર્ભમાં વહેતું ઝરણું છે. પણ મહાન ન્હાનાલાલની મહત્તાનો એમણે જે ખ્યાલ આપ્યો છે તે જેટલો મૌલિક છે તેટલો જ મહાન છે. "સ્વર્ગની અંજુમન"ની એ પંક્તિઓ ગુજરાતી કવિશ્રી ન્હાનાલાલના નામ સાથે કાયમને માટે ગુજરાતમાં રહેશે. ન્હાનાલાલને અંજલિ અર્પતી કૃતિઓ લખાઈ છે ને લખાય છે. એ સૌમાં સર્વશ્રેષ્ઠ અંજલિ આ છે અને એ કૃતિને હું "કવિતા"માં રજુ કરું છું આ કૃતિનું લાંબું વિવેચન અનિવાર્ય રીતે આવશ્યક છે છતાં અવકાશ નથી એ એક દિલગીરી છે. છતાં એ કૃતિની વિશેષ વિવેચનાનો વિષય ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત વિદ્વાન વિવેચકો માટે રહેવા દઈશું. —લેખક



એ કવિના મૌત પર "આસિમ" કરું ના કાં રૂદન ?
હું છું ગુજરાતી અને ગુજરાત છે મારું વતન !
બાલ, નર્મદ, નરસિંહ, દલપત ને કલાપી ગોરધન,
પ્રેમાનંદ, ભાલણ, દયારામ સમા ગુર્જર-સુમન,
સ્વર્ગમાં ગુર્જરગિરા દરબારનાં એ નવ રતન,
શું, થયા વ્યાકૂળ "ન્હાનાલાલ"નાં સુણવા કવન ?
કે, કદર ના થઇ અહીં, એથી કર્યું સ્વર્ગે ગમન ?
કેમ રીસાઈ ગયા એ મૌતનું પહેરી કફન ?!
પણ નહીં, કારણ જુદું લાગ્યું, કર્યું જ્યારે મનન,
થઈ ગયું હા, એ થકી કંઇ મારી શંકાનું શમન !
સ્વર્ગ-બાગે જ્યારે જગ-કવિઓ બધા રચતા કવન,
ટાગોરો, ઇકબાલ, ગેટે, શેક્સપિઅર-થાતું મિલન !
ગાતાં સૌ બંગાલી, ઉર્દૂ, જર્મન, ઇંગ્લિશનાં કવન,
કિન્તુ ગુજરાતી વિના ફિક્કી હતી એ અંજુમન !
એથી આમંત્રણ મળ્યું ને એ ગયા છોડી વતન,
પૂર્ણ કરવા સ્વર્ગમાં જો જગ-કવિનું સમ્મેલન !
દાદ લેવા કાવ્યની પરલોકમાં ચાલી ગયા
હાય ! એ ગુર્જરગિરા વાડી તણા માળી ગયા !

# છેડો કાં....

[ ભાઇ નંદકુમારની આ ટૂંકી છતાં અત્યંત મીઠી ગેય કૃતિ "એક વાર ગાઇ ભૂલાય નહિ" એટલી સમર્થ બની છે 'છેડો કાં નેણુલાં હઠીલાં' એ ભાવ અનુકૂળ શબ્દોમાં વ્યક્ત થયો છે–કહો કે એ ભાવ વ્યક્ત કરવાને આ જ 'અનુકૂળ રચના છે શ્રી નંદકુમારની આ વિશદ મધુરી ગેયકૃતિ આપણા સુંદર ગેયગીતોમાં ગૌરવથી સ્થાન લેશે એમાં શંકા નથી. –તંત્રી ]

છેડો કાં નેણુલાં હઠીલાં,
　　　　છબીલવર, છેડો કાં નેણુલાં હઠીલાં;
છેડો તો નાચના તેડો,
　　　　છબીલવર, છેડો કાં નેણુલાં હઠીલાં.
છેડો કાં હૈયા છબીલાં,
　　　　છબીલવર, છેડો કાં હૈયાં છબીલાં;
છેડો તો મૂકો કાં કેડો,
　　　　છબીલવર, છેડો કાં હૈયાં છબીલાં
છેડો કાં જોબન રસીલા,
　　　　છબીલવર, છેડો કાં જોબન રસીલાં;
છેડો તો દુખડા કે ફેડો,
　　　　છબીલવર, છેડો કાં જોબન રસીલાં.

નન્દકુમાર પાઠક



# હું કેમ લખું છું?

કોલક

હું જે કંઇ લખું છું તે વાંચવાને અને વંચાવવાને: અન્તરની લાગણીઓને વ્યક્ત કરવાને લખું છું અને કેટલીયે વાર લખી રહ્યા પછી લખાણમાંથી જ હું આશ્વાસન મેળવું છું. છતાં હવે હવે આ પ્રશ્ન મને પણ મહત્ત્વનો લાગવા માંડયો છે. હું જે કંઈ લખું તેની પાછળ વધુ ઉદાર હેતુ રાખવાની હવે ઇચ્છા રહે છે. છતાં એક વાત તો નક્કી જ છે કે પૈસા કમાવાને ખાતર તો લખતો નથી જ. અને જો પૈસા થોડાઘણા આમતેમથી કમાતો હોઉં તો તે માત્ર ગુમાવ્યા વિના સાચવી રાખવાને પણ લખવાનું બંધ જ કરવું જોઇએ.

જે વાંચે તેને માટે લખું છું. કોલકના કાંઠાથી માંડી અનંત આકાશમાં અદૃશ્ય રહેલા પ્રભુ સુધી સૌને માટે લખું છું એમ કહી શકું. છતાં મારા અન્તરમાં જેમને સ્થાન છે તેમને માટે જ લખાતું આવ્યું છે, રીબાતી માનવતા, ઘવાતાં અન્તરો અને વગોવાતો ઈશ્વર એ સૌ મારા લખાણના પ્રાણ બને છે.

કલમ–કાગળ–શાહીમાં ખાસ શોખ નથી. માત્ર આરામખુરશીમાં બેસીને લખવાનું હોય તો વિશેષ અનુકૂળ થઇ પડે છે. ઇન્ડીપેનથી લખું છું. ઘણા વખતથી 'કેમલ' ઇન્ડીપેન વાપરતો પણ તે ચોરાઇ જતાં બીજી ઇન્ડીપેન આવી પડી છે એનાથી લખું છું. કાગળમાં તો હું વર્તમાનપત્રમાં (હવે તો વેન્ગાર્ડ સ્ટુડીઓઝમાં છું) હોઇને સહેજે સાધારણ રીતે હલકામાં હલકો ગણાતો કાગળ લખવામાં પસંદ કરું છું કારણ કે પૈસા પણ નથી બેસતા.

લખતી વેળા ખાસ ટેવ નથી જ. લખતા પહેલાં કંઈક છે. ચહા પીવા મળી હોય, પાન ખાવા મળ્યું હોય, સીગારેટ–બીડ્ર ફૂંકવા મળ્યાં હોય તો ગાડીના એન્જીનને કોલસો મળે તેમ લખવા માટે તૈયાર થયો હોઉં એમ ભાસે છે. છતાં ઘણી યે વાર એમાંનું એકકે ન મળ્યું હોય છતાં સારું લખી શકું છું. મારાં બાળકો અને વીંટળાઇને ગડબડ કરતાં હોય તો યે હું લખી શકું છું–પણ બીજું કોઇ મોટું માણસ ખલેલ કરે તો ખલાસ!–સ્વભાવ તીખો થાય છે.

લેખકજીવનમાં મને ઘસડી લાવવામાં શરૂઆતનો મુખ્ય ભાગ ભજવ્યો હોય તો શ્રી. જ્યોતીન્દ્ર દવેએ અને પાછળથી અતિ મહત્ત્વનો–ગુરૂ તરીકેનો–ફાળો આપ્યો હોય તો તે કવિશ્રી ખબરદાર છે.

પ્રેરણા જેવી વસ્તુ હું ઓળખી શકતો નથી. એક વાત છે. અમુક સંજોગોમાં તાન આવે છે, ગીત ગૂંજવા માંડું–એક વખત સારી જહાંના બાદશાહની જેમ ગીતપંક્તિ ગૂંજવામાં તલ્લીન બની જાઉં–પછી સહેજે ગીતને કાગળ પર ઉતારું છું. લાંબાં કાવ્યોમાં પણ તાન મુખ્ય ભાગ ભજવે છે. એ તાનમાં બસો બસો લીટીઓ એક સાથે લખી શકું છું.

એકી દિવસે ને એકી બેઠકે પણ લખાય અને બેત્રણ બેઠકે પણ લખાય. વર્તમાનપત્રની આફિસમાં રહેવાને કારણે ક્રાઉનનાં ૩૨ પાનાં થાય એટલું યે લખી નાખું. પણ કવિતા લખી છે ત્યાં સુધી એકી બેઠકે 'પ્રેમધનુષ્ય' માંના બેત્રણ ખંડો લખાયેલા છે– એ પ્રત્યેક ખંડ ૨૫૦–૩૦૦ લીટીનો છે. પણ એની જ સાથે બીજી હકીકત એ છે કે એક રચના અને બીજી રચના વચ્ચે દિવસોના દિવસો પણ નીકળી જાય છે.

લેખકોના તો ઠીક પણ વાંચકોમાંથી વિચિત્ર કાગળો આવે છે ખરા. 'પ્રેમધનુષ્ય' બહાર પડયા પછી કોઇ અજાણ વ્યક્તિએ મારા પર કાગળ લખ્યો કે 'વ્હાલા કોલક, તારી કવિતા 'પ્રેમધનુષ્ય' પર ફીદા. પણ એમાં 'કબર' શબ્દ કેમ વાપર્યો ?...વગેરે.'

આવા અનુભવો એક નહિ પણ અનેક છે. પણ એમાંથી એક વસ્તુ હું જોઇ શકું છુ કે મારાં પુસ્તકો રસપૂર્વક વંચાય છે અને એથી મને સંતોષ થાય છે.

લેખકજીવન જરૂર ગમે છે. જગતમાં આનંદનાં અનેક સાધનો છે તેમાં સર્જનનો આનંદ પરમાનંદ છે. એનાં ફળ પણ એટલાં જ સુંદર છે. મૃત્યુ પછી કોઈ અમર ચિહ્ન આ ધરતી પર મૂકી જવું હોય તો તે એક અમર સાહિત્યકૃતિ છે. જગતમાં એના જેટલું ચિર આયુ કોઇ વસ્તુનું નથી. અને એ અભિલાષા હોય તેમાં નવીન નથી. દુનિયામાં બે વસ્તુ પ્રાપ્ત કરવાની–પૈસો કે પ્રતિષ્ઠા. એમાં પૈસો તો છે નહિ–મેળવવા છતાં આવતો નથી. પ્રતિષ્ઠા એની મેળે આવતી જાય છે સર્જનના આનંદમાં પ્રતિષ્ઠા એનો પંથ કરે છે. એટલે જ લેખકજીવન ગમે છે.

રાતે લખું કે દિવસે લખું એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. ઘણી વાર મને સાંજનો સમય બહુ અનુકૂળ આવે છે. સાંજના વખતે એકલા આરામ ખુરશીમાં પડી વિચારવાનુ–ગૂંજવાનુ મને એટલું બધુ ગમે છે કે એ સમયે મને મારા બાળકો સિવાય કોઇની પણ ખલેલ પસંદ પડતી નથી–મારાં પત્નીની પણ નહિ. બાકી દિવસે પણ લખાય છે અને રાતે પણ લખાય છે. ઊંઘમાંથી એકાએક જાગીને કદી લખવા બેઠો નથી. સવારમાં ઊઠતાંની સાથે કોઇ કોઇ વાર એકાદ ગીત ટપકે. પણ એ બધામ સંધ્યાકાળે હું મસ્ત બનું છુ–અને એ જ લખવાને સારામાં સારો સમય મને લાગ્યો છે.

"સાંધ્યગીત" અને "સ્વાતિ" નાં ગીતો અને કાવ્યો છૂટક છૂટક લખાયેલાં. ખૂબ લોકપ્રિય બનેલુ 'સાંધ્યગીત' કોઇ અનોખા રંગમાં જ લખાયેલું બીજી વાત એ છે કે મારી લાંબી કૃતિઓ હું એક વખતે જ લખું છું. પણ 'દક્ષસુતા' કવિતા પાંચ પાંચ વાર લખીને ફાડી નાખેલી. જ્યાં સુધી મને પોતાને મારી કૃતિ હૃદયંગમ નથી થતી ત્યાં સુધી હું તેને એક દિવસ પણ મારી સાથે રહેવા દેતે નથી. અને જે સારી રીતે શરૂ થઇ તે સારી રીતે જ પૂરી થાય છે એનો નમૂનો 'સ્વાતિ'માંની 'તાજમહાલ' કૃતિ છે. તે એકી સપાટે લખાએલી. 'પ્રેમધનુષ્ય' કેવી રીતે લખાયું તેની હકીકત તો મેં 'પ્રેમધનુષ્ય' ના નિવેદનમાં આપી છે.

---

'નવચેતન'માં પ્રગટ થએલ

———— :o:————

## जीवन

चाहे जिये बहुत वर्ष मनुष्य किन्तु
जीता नहीं जीवनके हर एक क्षणको।
हो चेतना स्फुरित अन्तरमें-जीवनमें-
.क्षण वे ही सच्चे क्षण हैं जीवन के ॥
तो चंद गर इस जिन्दगीके
क्षण गये तो रंज क्यों?
जिये ज़रा-है जी लिया,
तो फिर अधिकसे मोह क्यों?

—मन्जुल

'केडीमें'-श्री भानुशंकर व्यास 'बादरायण'की इसी नामकी एक कविताका पद्यानुवाद॥

## મોતી સમર્પ્યાં

હૈયા મહીંથી સ્મૃતિવારિ ઊંચકી
બની ગઇ પાંપણુ ભીની વાદળીઃ
ધીમે ધીમે ઢાંકી અનિદ્ર આંખને
મોતી સમર્પ્યાં મરુભોમને સૂકી.

ઇન્દુલાલ ગાંધી

# ગઝલ—કળા

## કૃષ્ણ માતરી

ગઝલ એ કોઇ છંદનું નામ નથી. કાવ્યનો એ એક પ્રકાર છે. અનેક છંદમાં અનેક રીતે ગઝલ કહેવાય છે. ગઝલનો શબ્દાર્થ પ્રિયતમાના મિલન અને પ્રણયની વાત કરવી એવો નીકળે છે.

ગઝલ નામ કેમ પડયું હશે? એમ કહેવાય છે કે અરબસ્તાનમાં ગઝલ નામનો એક માણસ થઇ ગયો, જેનું સમસ્ત જીવન પ્રણયબાજીમાં વીતી ગયું હતું. હરહંમેશ એ જ્યાં જતો ત્યાં, જેને મળતો તેની આગળ પ્રેમ અને રૂપની જ વાતો કર્યા કરતો, અને એવી કવિતા પણ રચતો. એ પછી જો કોઇ કવિ કાવ્યમાં રૂપ અને પ્રેમની વાત કરે, કે તરત લોકો ગઝલની યાદમાં એવી કવિતાને ગઝલ તરીકે ઓળખતા થઇ ગયા.

સાધારણું નિયમ તરીકે ગઝલમાં, ઓછામાં ઓછી પાંચ અને વધુમાં વધુ ૧૧ કડીઓ હોય છે. પણ પહેલા ઉર્દૂમાં ત્રણ શેર કહેનાર હતા. અને વધુમાં વધુ ૨૫ શેર લખનારા પણ હતા. પ્રાસભ્રમ ડોળ દેખાડવાની એ એક ફેશન ગણાતી, અને એ માટે કવિનું ગૌરવ પણ મનાતું.

શે'ર, અરબી ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ કેશ થાય તે રૂપની શોભામાં કેટલો મહત્વનો હિસ્સો છે. સુંદર મુખ પર પ્રિયતમાની અલકલટ પ્રેમીને મુગ્ધ બનાવી દે છે. કેશ વિનાની સ્ત્રી કદરૂપી દેખાય. ગઝલને સુંદરી કલ્પીએ તો શે'ર એ તેની મોતી ભરી ઝૂલ્ફ છે. ગઝલના એક ચરણને મીસરા કહેવાય છે. ગઝલના પહેલા શે'ર મત્લા અને છેલ્લા શેરને મક્તા તરીકે ઓળખવામાં આવે છે. કાફિયાને ગુજરાતીમાં ઉપાન્ત્ય પ્રાસ કહી શકાય. જેમકે બનાવી ગભાવી, સજાવી, વગેરે. કાફિયાના પછી આવતા શબ્દોને રદીફ કહેવાય છે. તેને માટે અન્ત્ય પ્રાસ શબ્દ વાપરી શકાય. જેમકે કોઇ તને ગુલામ બનાવી 'નહીં શકે.'

આમાં 'બનાવી' કાફિયા તરીકે રજુ કરાયો છે. અને 'નહીં શકે' તે રદીફ છે. દરેક ગઝલના પહેલા શે'ર એકસરખા કાફિયા હોવા જોઇએ. અને રદીફ પણ હોવો જોઇએ. ત્રીજી લીટી સ્વતંત્ર હોય છે જ્યારે ચોથી લીટીમાં નવા કાફિયા સાથે રદીફ વાપરવો પડે છે. બેકી પંક્તિઓ માટે રદીફ બદલાતો જ નથી. આ પ્રમાણે જેટલા શે'ર બનાવવા હોય તેટલા બનાવી શકાય. આ પંક્તિ પર ગીરહ બાંધવી જોઇએ એવું કાંઇ નથી અને માત્ર ચાર લીટીમાં સળંગ વિચાર રજુ કરવો જોઇએ એવું પણ કાંઇ નથી.

અહિં ઉર્દૂના મુશાયરાનો આછો ખ્યાલ આપવો જરૂરી છે. પહેલાં એક પંક્તિ આપવામાં આવે, અમુક સમય આપવામાં આવે. એ સમયમાં કવિ તે પંક્તિના માપમાં ગઝલ તૈયાર કરે. મોટે ભાગે મુશાયરા માટે રાતને જ સમય પસંદ કરવામાં આવે છે. જ્યારે વીજળી નો'તી ત્યારે મુશાયરામાં મીણ-બત્તીઓનો પ્રકાશ માટે ઉપયોગ થતો. એક 'મીરે મજલીસ' અર્થાત પ્રમુખ ચૂંટી લેવાનો. સૌ પોત-પોતાની જગ્યાએ બેસતા અને પ્રકાશમાં ડોલવા લાગતા. જેનો ગઝલ બોલવાનો વારો આવે તેની તેની આગળ એક માણસ બત્તી મૂકતો અને કવિ આગળ પ્રકાશ મૂકાતો. કોઇ ઊભું નહીં, બધા બેઠા બેઠા જ ગઝલ પઢતા. એમા હરીફાઇઓ જામતી, તત્કાળ શે'ર બનાવવા, ચોટ પર ચોટ જામતી. ઉર્દૂમાં ઘણા મુશાયરામાં એવા પ્રસંગો બનેલા જેમાં મોટા મોટા ઉસ્તાદ ગઝલકારોને પહેલી જ વાર ગઝલ લખનારાઓએ હરાવી દીધા હોય. ઉર્દૂના વિખ્યાત કવિ 'સૌદા' એક મુશાયરામાં બેઠા હતા ત્યાં બાર તેર વર્ષના એક બાળકે આવીને એક ગઝલ વાંચી જેનો એક શે'ર આ હતો:

> દિલકે ફફોલે જલ ઉઠે સીનેકે દાગસે
> ઇસ ઘરકો આગ લગ ગઇ ઘરકે ચિરાગસે

'સૌદા' એ પૂછ્યું: આ શેર કોણે કહ્યો! છોકરાને આગળ લાવવામાં આવ્યો. આખી સભા

આશ્ચર્યમુગ્ધ બની ગઈ. 'સૌદા' ડોલી ઊઠ્યા. અને એ શે'રનો એટલો બધો પ્રભાવ પડ્યો કે બધા શાયરો પોતપોતાની ગઝલો ફાડીને મુશાયરામાંથી ઊઠી ગયા !

મીર તકી ઉત્તમોત્તમ ગઝલકાર તરીકે સ્વીકારાયા છે. દિલ્હીથી તંગ આવીને એ લખનૌ ચાલ્યા ગયા. ત્યાં તે દિવસે જ એક મુશાયરો હતો. કવિહૃદય ત્યાં ગયા વિના ચેન કેવી રીતે મેળવે ? લખનૌમાં એમના નામની ધૂમ પણ હતી પણ કોઇ દીઠે ઓળખતું નહીં. પહેરવેશ ગામડિયા જેવો એટલે કોઇએ આગળ જવા દીધા નહીં. ગઝલ બોલવાનો વારો આવ્યો ત્યારે સૌએ ઠેકડી કરી કે 'આપ સાહેબ કયા ગામના ?' મીરે તે ઘડીએ જ કાવ્ય રચ્યું અને જવાબ આપ્યોઃ

કયા બુદો બાશ પૂછે હો પૂરબ કે સાકીનો
હમકો ગરીબ જાનકે હંસ હંસ પુકાર કે,
દિલ્લી જો એક શહેર થા આલમમેં ઇન્તખાબ
રહેતે થે મુન્તખીબ હી જહાં રોઝગાર કે,
ઉસકો ફલકને લુટકે વીરાન કર દીયા,
હમ રહેને વાલે હય ઉસી ઉજડે દયારકે

આ સાંભળીને શરમિંદા બની ગયા. અને સમજી ગયા કે મીર વિના આ ગાનાર બીજો કોઇ હોઇ હોઇ શકે જ નહીં. પછી તેમનાં ભારે સન્માન થયાં.

'સોઝ' પણ જાણીતા કવિ હતા. મુશાયરામાં અજબ ઢંગથી ગઝલ પઢતા અને એવો હાવભાવ કરતા કે સૌને અનેરા વાતાવરણમાં મૂકી દેતા. પોતાના કાવ્યમાં પોતે ખોવાઇ જતા. એક વાર મુશાયરામાં નીચેની ગઝલ પઢીઃ

ગયે ઘરસે જો હમ અપને સબેરે
સલામુલ્લાહખાં સાહબકે ડેરે,
વહાં દેખે કંઇ તીફલે પરી રૂ
અરેરે ! અરેરે ! અરેરે !......

કવિએ સુરવરૂપ છોકરા જોયા હતા. અને એમનું સૌન્દર્ય ઉપાસક મન મુગ્ધ બની ઊઠયું હતું. ગઝલની ચોથી લીટી પઢતાં એ એટલા તદ્રુપ થઈ ગયા કે પઢતાં પઢતાં જ બેહોશ થઇ ગયા. ઘણી વાર એમને મુશાયરામાંથી ઊંચકીને ઘેર લઈ જવામાં આવતા. કાવ્યમાં એ એટલા બધા તદ્રુપ રહેતા અને એટલું અસરકારક લખતા.

'ઇન્શા'નું નામ પણ ઉર્દૂના જાણીતા કવિઓમાં મોખરેનું છે. એમના હરીફ કવિઓએ એક વાર એમની ઠેકડી કરવાનો નિર્ણય કર્યો અને મુશાયરો યોજ્યો. 'ઇન્શા' કાબેલ માણસ હતા. તેઓ મુશાયરામાં ગયા અને રૂવાબભેર નીચેની કવિતા પઢીઃ

યહ તીફલ દબીસ્તાં હે ફલાતું મેરે આગે
કયા મુંહે અરસ્તુ જો કરે ચું મેરે આગે,
કયા માલ ભલા કસરે ફરીદું મેરે આગે,
કાંપે હે ખડી ગુમ્બદે ગરદું મેરે આગે,

આ સાંભળીને સૌ ચૂપ થઈ ગયા.

દયાસાગર 'નસીમ' પણ સારા કવિઓમાં ગણાય છે. કવિ 'નાસીખે' એકવાર તેમને બનાવવા મુશાયરામાં નીચેનો મીસરો પઢયો.

શેખને મસ્જીદ બના મીસ્માર બુતખાના કીયા,

અર્થાત: શેખે મસ્જીદ બનાવીને મંદિરનું ખંડન કર્યું', આ પઢતી વખતે નાસીખે નસીમ તરફ ખાસ આંગળી ચીંધીને કહ્યું: 'પંડિતજી કહ્યુ કૈસી રહી ?'

પંડિતજીએ તરત જવાબ આપ્યો.

'તબ તો યક સુરત ભી થી
અબ સાફ વીરાના કીયા !'

અર્થાત: ત્યારે તો કંઇ નિશાન હતું પણ હવે તો સાવ વેરાન થઇ ગયું !

'નાસીખ' બની ગયા !

મુશાયરાની આવી રંગત છે. એમાં સાચા કવિની તરત પરખ થઈ જાય છે. કવિ 'દાગ' બાર વર્ષની વયના હતા અને એક મુશાયરામાં આ ગઝલ પઢી હતી.

રૂખે રોશન કે આગે યહ
શમા રખ કર યે કહેતે હય

ઉધર જાતા હૈ દેખો યા
ઇધર પરવાના આતા હય!
જો તુમ હસનેકો હો મુશ્તાક
મેં રોનેમેં કામીલ હું
તુમે બીજલી ગીરાના
મુજકો મે બરસાના આતા હૈ

આ ગઝલે સૌને તડપાવી દીધાં. મીરે કહ્યું: 'આ છોકરો મહાકવિ સર્જાયો છે.'

મીસરો કહેવાની પણ એક જબરી કળા છે. ઉર્દૂમાં એવા ઘણા પ્રયોગો થયા છે જેમાં એક કવિએ મીસરો કહ્યો હોય અને બીજાએ બીજો કહીને શે'ર પૂરો કર્યો હોય. એમાંથી ઘણી વાર મનોરંજન પણ ટપકી પડતું.

'જુરઅત' નામના કવિ આંધળા હતા. એક વાર ખૂબ વિચારમાં બેઠા હતા ત્યાં 'ઇન્શા' પહોંચ્યા.

'શું વિચારમાં છો?' કહ્યું: એક મીસરો સૂઝ્યો છે પણ બીજો જડતો નથી.'

કહ્યું: 'બોલો.'

જુરઅતે મીસરો કહ્યો:

ઉસ ઝુલ્ફ પફબતી શબે દેજુરકી સુઝી

ઇન્શાએ તરત કટાક્ષમાં કહ્યું:

અંધેકો અંધેરેમેં બડી દૂરકી સુઝી

અને ઇન્શાનો આ મીસરો ઠેરઠેર આજે વપરાઈ રહ્યો છે.

બાદશાહ બહાદૂરશાહ 'ઝફર' કવિ હતા. એમના કાવ્યગુરુ જૌક હતા. દરબારમાં એક વખત આ બાદશાહ સાથે 'જૌક' બેઠાં હતા ત્યાં એક નાનો બાળક બાદશાહ પાસે હરમમાંથી આવ્યો અને એમનો કોઇ સંદેશ બાદશાહના કાનમાં આપીને તરત ચાલવા લાગ્યો. 'જૌકે' છોકરાને કહ્યું: "બસ: આટલી વારમાં જ ચાલ્યા!'

છોકરાએ તરત જવાબ આપ્યો.

"અપની ખુશી ન આએ ન અપની ખુશી ચલે.'

બાદશાહનું કવિહૃદય ફડકી ઊઠ્યું, જૌકને તેમણે કહ્યું:

ઉસ્તાદ મીસરો સારૂ છે, શે'ર બાંધો.

જૌકે લખ્યું:

લાઇ હયાત આએ કઝા લે ચલી ચલે
અપની ખુશી ન આએ ન અપની ખુશી ચલે

કેવો સરસ શેર?

ગઝલમાં હાસ્ય રેલાવવાના પ્રયોગો પણ થયા છે. અકબર ઇલાહાબાદી એ માટે મશહૂર છે.

હિન્દુ અને મુસલમાનના ફર્ક વિશે તે લખે છે;

અય, બીરહમન હમારા તે રાહે એક આલમ
હમ ખાબ દેખતે હય તું દેખનાહે સપના

આવી રંગત ગુજરાતી ભાષામાં રેલાવવા માટે ગુજરાતી ગઝલકારો કટિબદ્ધ થયા છે, જનતા એ રસમાં સ્નાન કરવા માટે તૈયાર છે. ગુજરાતી ભાષામાં ગઝલની ખીલવણી સંપૂર્ણ શક્ય છે.*

---

*આપણા જાણીતા ગઝલકાર અને ગઝલઅભ્યાસી ભાઈશ્રી કૃષ્ણ માતરીએ સુરત વિદ્યાર્થી સાહિત્ય મંડળના આશ્રયે તા. ૨૧-૧-૪૯ ના રોજ 'ગઝલ-કળા' વિષય પર કરેલા પ્રવચનમાંની કેટલીક કંડિકાઓ શ્રી માતરીએ આ પ્રવચનમાં પોતાના અભ્યાસને પરિણામે રસપ્રદ દાખલાઓ આપ્યા છે જે દરકોઈ ગઝલકાર-ગઝલરસિકને માટે રસપ્રદ થઈ પડશે. ગઝલપ્રવૃત્તિ વિશેની પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના ટીકા આ પ્રવચનમાં ભાઈ માતરીને શરૂઆતમાં એ ટીકા સંબંધે કરેલો ઉલ્લેખ એ બન્નેને અહીં અમે સ્પર્શ કરતા નથી કારણ કે "સાંજવર્તમાન"ના સાહિત્ય સમીક્ષાના પાના પર આ પત્રના સંપાદકે એ અંગેનાં પોતાનાં મંતવ્યો જણાવેલાં જ છે. —તંત્રી.

# કવિવર ન્હાનાલાલને અંજલિ

વિજય ભટ્ટ

શ્રી વિજય ભટ્ટ રામરાજ્ય કે વિક્રમાદિત્યના દિગ્દર્શક-સર્જક જ નથી પણ તેઓ સાહિત્ય અભ્યાસી અને સર્જક પણ છે એ હકીકત એમના નિકટના મિત્રો જાણે છે. 'કવિતા'માં આ અગાઉ પણ એમની કૃતિઓ આવી ગઇ છે. અહીં શ્રી ભટ્ટ ડોલન શૈલીમાં જ મહાકવિને અંજલિ આપે છે. અંજલિનો ઉત્તરાર્ધ હૃદયસ્પર્શી અને સૂચક થયો છે. —તંત્રી.

પરબ્રહ્મનો ઉપાસક,
પ્રેમભક્તિનો ગાનાર,
ગુર્જરીનો લાડલો પુત્ર;
ગુર્જરકુંજની રસરસિયેલ શકુન્તલાઓને
રાસનો મધુરસ પાનાર,
રસિકેશ્વર રસકવિ.
'ન્હાનાલાલ યુગ' કહીએ
તો યુગપ્રવર્તક ખરો
અને આગમવાણીનો ભાખનાર.
આર્ય દૃષ્ટાયે ખરો
ગુર્જરીને પાટે વિરાજ્યા
અનેક કવિરાજો,
પણ આ તો કવિસમ્રાટ્.
અનેકે સિંચી ગુર્જરીની કવિતાલતા,
ન્હાનાલાલના અમીસિંચને
ગુર્જરીની કવિતાકુંજો ફૂલી અને ફાલી.
'જયા-જયન્ત' અને 'ઉષા'નાં ભવ્ય કાવ્યો,
'ઓજ અને અગર'નાં પ્રણય ગીતો,
'ઇન્દુકુમાર' ને 'ગોપિકા,'
'કુરુક્ષેત્ર'ની વીરવાણી,
'શકુન્તલાનું સંભારણું'
ને 'મેઘદૂત'ના મીઠા મહેરામણ,
'વસન્તોત્સવ'નો રસોત્સવ,
ને 'દ્વારિકા પ્રલય'ના તાંડવ તાલ,
'જહાંગીર-નૂરજહાં' ને 'અકબરશાહ'
કવિએ ઊટકીને ઉજાળ્યા
જગજૂનાં એ જવાહિરો.
'જગત્ પ્રેરણા'માં ગાયો
જીર્ણદુર્ગનો જરસૈયો
ને જોગંદર શો ગિરનાર.
હરિવરને ગાયા
ને ગાઈ હરિવરની ગીતાને—
ગુર્જરગિરાનું આ અનર્ગલ કવિતા-ધન,
વૈકુંઠવાસીનો આ ભવ્ય વારસો.
કલ્પનાલોકમાંથી આવ્યા
કે કલ્પનાતીત અવધૂત,
લાવ્યા કવિતાકુસુમ
ધરવા ગુર્જરીને ચરણે.
અણમોલ પુષ્પે પૂજાઅર્ચન કીધાં,
અનોખાં અણદીઠ તપ આદર્યાં,
લોભ ને માયા ત્યાગી,
નિસ્વાર્થે ભક્તિ કરી.
ગુર્જરી દેવી ગૂઠયાં,
પણ ભક્તે વરદાન ન માગ્યું;
માગી અખૂટ ભક્તિ.
મા ગુર્જરીના પુત્રો
ઓળખશે આ ભક્તિને ?
ઓળખીને સાચવશે
આતમનાં ઊંડાણમાં
એના અનુભવ બોલ !

ચક્રવર્તીઓ તો ચાર દિનના ચમકારા,
પણ કવિઓ તો યુગયુગના અમર દીવડા
કાળને ઝપાટે એ નહિ ઓલવાય.
અને કવિએ પણ એ જ ગાયું છે ને ?–
"બાદશાહો તો બે ઘડીનાં ચોઘડિયાં,
અમર છે પૃથ્વીને માટે પુણ્યને બીજાં પુણ્યવંતાં"
ત્યાં નન્દનવનની કવિકુંજોમાં
વિરાજતા હશે કવિકુલગુરુ કાલિદાસ,
ભવભૂતિ ને ભાસ,
ભારવિ ને માઘ,
દલપત ને નર્મદ,
ને ફિલસૂફ 'કલાપી' મસ્ત.
સ્નેહથી સ્વાગત કરશે—
"આવો પનોતા પુત્ર !
પિવડાવો સુધારસ પાન
રહે ના અધૂરાં અરમાન."
પણ ત્યાં તો નરસૈંયો ને મીરાં
વૈકુંઠમાંથી આવતાં હશે
કદી કદી કવિકુંજે માં યે.
દેખીને ઝાઝાં હેત કરશે
કહેશેઃ "તમે પણ ચાલો વૈકુંઠમાં .
છે તમારો અધિકાર
પ્રેમભક્તિના ગાનાર !
હરિવરના ઉપાસક !
તમારું પણ સ્થાન છે ત્યાં.
જયદેવે કહાવ્યું છે કે
'લઈ આવજો વૈકુંઠમાં
એ પ્રેમભક્તિના ગાનારને,
આપણા સહધર્મીને.'
પણ પૂછશે પિતા દલપત
તો એક જ વિકટ પ્રશ્ન કે;
"બેટા, કલમ કોને સોંપીને આવ્યો ?
કોણ સાચવશે–આપણી
ગુર્જરગિરાની પૂજાપરંપરા ?"
ત્યારે શું કહેશે કવિ ?
કે હાથ જોડીને અનુત્તર ઊભા રહેશે ?



# કવિ.કથા.ઓ

## મૂળરાજ અંજારિયા

### કવિતા-લવિતા

"કલ્પનાશી રસેલ કોડીલી યુવતી પરણ્યા પછી પ્રિયતમની જીવનકવિતા થશે" વેન્ગાર્ડ સ્ટુડીઓઝની જાહેર ખબર.

ને "મનહર" કલ્પનાને "છંદે" ચડેલ એ ભોળી બાળા જ્યારે પતિના "શાર્દુલવિક્રિડિત" જેવા "ભુજંગી' સ્વભાવનો એકાદ પરિચય પામશે ત્યારે "રોળા"તા જીવનના અરમાનો પર આંસુઓની "મુક્તધારા" "મંદાક્રાંતા' દ્વારા રેલાવશે.

જીવન કવિતા મટી લવિતા બનશે; "ઇન્દ્ર"ના "વજ્રો" તેના પર તૂટી પડયા હોય એવું લાગશે દુઃખના ડુંગરની "શિખરિણી" એ પહોંચેલી સ્યામા "પૃથ્વી' પર પોતાને અટૂલી પડી ગયેલી અનુભવશે દિલ "તોટક" "તોટક" થશે. ઊર્મિઓને "ધ્વનિત" કરવાનું સામર્થ્ય ગુમાવી બેઠી હશે હાકોરિયા 'સોનેટ" સમ આ ખખ્ખચડા લગ્ન સંસારમાં કયાં સલવાઇ ગઇ તેનો વિચાર કરતાં મગજ "બ્લેંક" (બહેર) મારી જશે ને પરિસ્થિતિ "વર્સ' (વિષમ) બને તે પહેલાં પતિને એકાદ કવિતડું લખવાની પ્રેરણા આપી જશે

### કવિની ભવિષ્યવાણી

બંગાળના એક વેળાના નવલસમ્રાટ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયના માનમાં એક સત્કારસમારંભ થયો હતો. તેમાં બંકિમબાબુએ તેમને પહેરાવવામાં આવેલો હાર ઉતારી બાળ રવીન્દ્રને પહેરાવ્યો ને કહ્યુંઃ "બંગ સાહિત્યનો સાચો ઉત્કર્ષ તો આ બાળકવિને હાથે થવાનો છે."

તેમની આ ભવિષ્યવાણી સાચી પડી.

કવિશ્રી ખબરદારને જ્યોતિષ અને ભવિષ્ય જોવામાં ઘણો રસ છે. એ બાબત ઘણા એમની સલાહ પણ લે છે. જ્યોતિષની રૂએ એઓ માને છે કે કવિઓને અને આંખોને લેણાદેણી હોતી નથી.

એક વાર કોલક અને જ્યોતીન્દ્ર એમની સાથે સાહિત્ય અને જ્યોતિષ સંબંધી વાતોમાં પાંચ કલાક ગાળ્યા પછી જ્યારે દાદર સ્ટેશન પર ટ્રેન ચૂકી ગયા ત્યારે જ્યોતીન્દ્રથી રહેવાયું નહિ; "અલકમલકની બધી વાતો કરી પણ આપણને ટ્રેન મળશે કે નહિ તે પૂછવાનું ભૂલી જ ગયા !" તેમણે કોલકને કહ્યું.

### સહુનો દાસ થઈ જા !

'શ્રી શયદાને જ્યારે જ્યારે કોઇ સભામાં "ગઝલ સમ્રાટ" તરીકે ઓળખાવવામાં આવે છે ત્યારે ત્યારે તેઓ નમ્રતાથી નીચેના ચાર ચરણો કહે છે—

"અનોખો દાખલો દુનિયાને દઇજા,
અવિચળ જે રહે તે વાત કહી જા;
પછી સમ્રાટનો સમ્રાટ થાજે,
પ્રથમ 'શયદા' સહુનો દાસ થઇ જા"

આવી જાઓ કાલથી આપણે ત્યાં, શયદાભાઇ, ઘાટી રોજ ખાડા પાડે છે !

### બેમિસાલ શાયરી

એક રસિક ઉર્દૂ શાયરે તેની સનમને ઉદ્દેશીને ક્યાંક કહ્યું છે કેઃ—

"બેશક તેરા હુસ્ન હૈ બેમિસાલ,
ગર મેરા ઇશ્ક ભી તો કોઇ ચીઝ હૈ"

શાયરે આઝમ, ક્યા ખ્વાહિશ દિલમેં ઊઠતી હૈ કિ કરલું વેવિશાલ ?

### અન્યથા નૈં !

"છે વૈધવ્યે વધુ વિમલતા
બ્હેન સૌભાગ્યથી કૈં;

વીત્યો હો મે પતિજીવનનો
તો જ, હોં, અન્યથા નેં!"

—શ્રી નરવરલાલ ગુપ્ત.

### મુંબઇની બસમાં

I rose with great alacrity
to offer her my seat,
It was a question whether–
she or I should stand–
upon my feet !

### લખજો ખાક પડી આંહી...

"મારી ખાંભી ઉપર એટલું જ લખજો કે હિન્દની જુવાનીને એ ચાહતી હતી.' શ્રીમતિ સરોજીની નાયડુ કહે છે.

અગીઆર વર્ષની વયે સરોજીની બીજગણિતનો એક દાખલો ગણાતા હતા, દાખલો બેસતો ન હતો. તે વખતે આ કિશોર કુમારિકાના અંતરતલમાં પહેલું કાવ્યઝરણું અચાનક પ્રગટી ઊઠ્યું અને દાખલાના ઉકેલને બદલે એ કલમ પર ઝુલઝુલે હિન્દની પહેલી કવિતા ધસી આવી

જેનામાં કાવ્યનું બીજ રહેલું હોય એવી અગીઆર વર્ષની કિશોરી બીજગણિત ગણવાને બદલે કાવ્ય કરીએ ગણગણે ને દાખલો બેસે એવાં કાવ્યમૌક્તિકો વેરી જાય તો બીજા વિષયો આપમેળે એની પાસેથી અગીઆરા ગણી જાય એ સ્વાભાવિક છે.

### સમદુઃખીઆ

એક કવિ કહે છેઃ "જ્યારે જ્યારે હું દિલગીરીમા ડૂબી જાઉં છું ત્યારે દુઃખનો ભાર ઓછો કરવા મારાં કાવ્યો ગાઉં છું."

ને સાંભળનારા તમામ દુઃખે દુઃખી થાય છે, ખરું ?

### : માતરી ને મુશાયરો

શ્રી રૂખમાતરી કહે છેઃ "જ્યોતીન્દ્રમાં મેં કવિતા જોઇ."

"—ને માતરીમાં મેં મુશાયરો." જ્યોતીન્દ્ર હવે કહેશે એમ લાગે છે.

### કોષ અને કવિતા

ગૂજરાતી ચિંતન ગદ્યના આદ્ય પ્રણેતા શ્રી દુર્ગાશંકર મહેતાજી કવિતા વિષે પણ લખતા ને શબ્દ કોષ વિષે પણ લખતા." શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.

એવી કવિતા તો ન્હોતી લખતા ને કે સમજવા શબ્દકોષ ઉથલાવવો પડે ?

"નર્મદની શૈલિ દમણીઆ જેવી છે."

ને હવેના કવિઓ પુરસ્કાર માંગી દમડીઆ શૈલિ કેળવે છે ! અર્થઘન કાવ્યો લખતાં લખતાં અર્થઘન થવાની વાત પણ વિચારતા થયા છે.

"ખબરદાર અને નરસિંહરાવમાં ફિલ્સુફીનો ઘણો કાચો માલ પડયો છે."

તેને લીધે જ આપણા આ સાક્ષરો "બાર ભૈયા ને તેર ચોકા" જેવા જુદા જુદા ચોકા જમાવી બેઠા હશે ?

નર્મદ ફરિયાદ કરે છે કે ગૂજરાતીઓ તેના શૃંગારના કાવ્યો વાંચે છે તેટલા શૌર્યનાં નથી વાંચતા.

ને હજુય ગૂજરાતીઓ "મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા"થી આગળ વધ્યા નથી. પછી ભલે ગૂજરાતી કવિઓએ ઉજાગરા કરી ઉચ્ચ કવિતાઓ લખી હોય !

"નર્મદ આપણો આદ્ય વિવેચક હતો."

આપણો આદ્ય બસુચક કોણ હતો તેની પણ શોધ થવી ઘટે છે હવે !

# આવતી પેઢીના કવિઓ: કિસ્મત

સંપાદક: કૌલક

'આવતી પેઢીના કવિઓ' એ ઊગી ચૂકેલા કવિઓ છતાં કવિતાઓ ગ્રંથસ્થ નથી થઇ એવા સાચા કવિઓની ચારપાંચ કૃતિઓ એક સાથે જ ટિપ્પણ સાથે આપવાનો આ એક પ્રયાસ છે. મુશ્કેલી એ હતી કે તમામ કવિઓની કવિતાઓને કવિતામાં આપવાનો અવકાશ રહેતો નહિ. જે કવિઓનાં પુસ્તકો બહાર નથી પડયાં છતાં–પુસ્તકો બહાર પાડીને નવીન કવિની પેઢીમાં પોતાનું સ્થાન જમાવી શકે એવી પ્રતિભા જેમને વરી છે એવા કવિઓની કવિતાઓને જોઇતું સ્થાન કવિતામા આપી શકાતું નહોતું. આ કવિઓની કવિતાઓને "પગદંડીને પથે" વિભાગમાં મૂકવી એ એમનુ અને ગુજરાતી કવિતાનું અપમાન કરવા બરાબર હતું. બેશક, આ કૃતિઓમાં પણ ઓછેવત્તે અંશે ખામીઓ હશે જ, અને છે જ. છતા–એક સારી કૃતિ તરીકે હું એને જરૂર આલેખું. એક કવિ પાસે જોઇતી શક્તિ આ કવિઓમાં છે–બેશક એનો વિકાસ અપૂર્ણ છે એટલો જ ફેર. પણ એ વિકાસ તો એમની કૃતિઓને યોગ્ય પ્રકાશન સાપડયા પછી એની મેળે જ મળી રહે

આ ઉદ્દેશથી મેં આવા બાર કવિઓનાં નામો હાલમાં મારી યાદીમાં નોંધ્યા છે. એ પ્રત્યેક કવિની ચારપાચ કૃતિઓ પ્રત્યેક અંકમાં એક સાથે આપવી અને ટિપ્પણ આપવું. આથી વાચકને તેમજ કવિતા રસિકને એ કવિની સમગ્ર શક્તિનો આછો ખ્યાલ આવે. બીજી વાર એ કવિતા ઢગલાબંધ કવિતામાં દબાઇ ન જાય અને પ્રોત્સાહન મળતું રહી ન જાય એ બીજી વાત. ત્રીજી વાત વિવેચકો પણ એ કૃતિઓ પર લક્ષ આપી શકે. છેતાં એક' હકીકત સ્પષ્ટ છે કે આમ જે કવિની કૃતિઓ પ્રગટ થાય તે કવિનો વારો વર્ષમાં એક જ વાર આવી શકે. બાર મહિના સુધીની એ કવિની બીજી કૃતિઓ છાપી શકાય નહિ. આ ઉદ્દેશથી આ એક નવો જ વિભાગ શરૂ કરીએ છીએ. એક વાત ચોક્કસ છે કે આ કવિઓમાં એક પણ કવિ એવો નહિ જ આવે કે જે પાણી મૂકે. એ આવતી કાલે પ્રતિષ્ઠિત સ્થાને બિરાજશે એટલી આશા આપનાર અવશ્ય છે. છતાં એ કવિએ પણ એક વાત સમજી લેવાની છે કે એની શક્તિને પગદંડી કે બીજી કોઇ રીતે ન નવાજતાં વિશિષ્ઠ સન્માનથી જોવાને આ વિભાગ શરૂ કર્યો છે. આ વિભાગમાં આવતા કવિઓ જો પ્રયત્નશીલ રહેશે–તો બેશક મારી આશા ફળીભૂત થશે એમાં મને શંકા નથી–લેશ પણ શંકા નથી. એ કવિઓ કડવી ટીકાથી માઠું ન લગાડે અને પ્રશંસાથી ગર્વ ન કરે એટલી જ વિનંતિ.

ભાઇ 'કિસ્મત'ની કવિતાઓ પડી જ હતી એટલે એમને પ્રથમ લીધા એમાં કોઇ ગુણક્રમ નથી. અહીં એમની ચાર કૃતિઓ રજુ થાય છે. આ કવિતાઓનો પ્રધાન ગુણ છે છંદની હથોટી અને ભાષાની સરળતા, અને વિચારની વિશદતા. કાવ્યગુણે પણ રુબાઇઓ સિવાયની કૃતિઓ સરસ છે. કિસ્મત છંદોબદ્ધ કવિતા તેમજ ગઝલ બંનેમાં સફળ રહે છે. "તવારીખે તાજ"માં કવિએ એક નવીન વસ્તુ જ ઉપાડી છે. નણંદ ભોજાઇના વહાલની ગાથા ગૂંથાઇ છે. તાજમહાલનું ચણતર નણંદના સૂચનથી થયું છે એ હકીકત સૂચવાઇ છે. બધી જ કવિતાઓમાં ઘણી પંક્તિઓ હૃદયંગમ છે. એમની આ કવિતાઓ પર વિશેષ ચર્ચા કરવાની જગા નથી. છતાં આ કૃતિઓ પરથી એમની શક્તિનો ખ્યાલ સહેજે આવી શકશે

# તવારીખે તાજ—

હું હોઉં ભેનાં ! . ઇતિહાસકાર,
ખંડેરમાં ના અટનો કરું તો,
કે ના નિહાળું ઇતિહાસ–સ્થાનો
વા ના શિલાલેખ ઉકેલવા મથું;
ગ્રંથાલયોમાં જ પડાવ નાખી,
પુરાવિદોનાં મંતવ્યથી જુદા
મારા અભિપ્રાય કરી પ્રસિદ્ધ
સંતોષ સંશોધનનો સગર્વ
લઇ તવારીખ–દિશા ઉજાળું
તવારીખે તાજ વિશે ધૂમું હું.

(ભલે ન–જોયો યમુના કિનારો)
ને શોધ હું એક કરું નવીનઃ
પ્રેમાળ બેની હતી શા'જહાંને,
વ્હાલી હતી જે મુમતાઝને યે.
સૂતેલ આજે યમુનાતટે જે,
સૂતી હતી માંદગીને બિછાને;
શાહેજહાં ને ભગિની ઘડીયે
તજે ન શૈયા મુમતાઝ કેરી,
બેચેન બેસી બસ અશ્રુ સારે.
વસી ગઇ'તી મુમતાઝ–હૈયે.

નિઃસ્વાર્થ સેવા નણદી તણી અને
ભાભી તણાં લોચન નેહભીનાં
જ્યારે બિડાયાં–ન કદીય ખૂલવા–
નણંદનું અંતર નંદવાયું.
તજી જહાં શાહજહાન કેરી
રે, ખાક–હૈયે મુમતાઝ પોઢી;
એ પ્રેયસી પ્રીતમની રહી ના,
રહી ગઇ પ્રેમજ્યોત પ્રેમની.
શમ્યા નહીં પ્રીતમના નિસાસા,
અર્પી શક્યા ના સ્મરણો દિલાસા.
ઉચ્ચારવા અંતરની દુઆઓ.

ચઢાવવા નેનન–બિંદુમાલા;
આરામગાહે મુમતાઝ કેરી,
એ બેન ને બંધુ સહે ગયાં હતાં.
પ્રિયા તણી કબ્ર પરે ઝૂકેલા
વિષાદના સાગરમાં સરેલા
એ શાહને શોકભર્યા અવાજે
અર્પી રહી સાંત્વન બેનડી ત્યાંઃ
'ગમ્યું ખુદાને બસ એ જ સાચું,
તો આપણો આ ગમ વ્યર્થ ભાઇ!

આકાર દેવા દિલની વ્યથાને
ને પ્રેમને મૂર્ત સ્વરૂપ આપવા
અજોડ એવો અહીંયા રચાવો
મઝાર જે શિલ્પી–કલાધરોનું
બની રહે તીર્થ અને પ્રવાસી
બને જનો દર્શન કાજ જેના,
ના વિશ્વ ભૂલે અહીં પોઢનારને,
ભૂલે નહીં કો'દી બનાવનારને.'
ચૈતન્ય વ્યાપ્યું તન શૂન્ય હૈયે,
ઝીલી લઇ સૂચન બેન કેરું.

પાષાણમાં પ્રેમ ભરી રચાવ્યો
એ તાજ શાહે યમુના કિનારે.
સ્થાપત્યનો એ સરતાજ શ્વેત,
પ્રવાસી કો કેરું પ્રવાસધ્યેય,
સૌંદર્ય–શોભા યમુના–કિનારની
એ શાયરોનું દિલચસ્પ ગીત,
એ પૂર્ણિમાનો શણગાર રમ્ય,
એ પ્રેમનું દિવ્ય, જીવંત કાવ્ય
એ તાજ, એ ગૌરવ હિંદ કેરું
એ તો–
બેની તણી ઉન્નત પ્રેરણા અને
નણંદના પ્રેમ તણો નતીજો.

# રુબાઈઓ

### વિસ્મરણ

જિગર ભૂલ્યું નથી તારા મિલનને,
નયન તુજ યાદ છે મારાં નયનને;
વચન કિંતુ હતાં શાં તુજ વચનનાં,
નથી એ યાદ ભૂલકણા જીવનને.

### કસમ

કસમ આ ચંદ્રના, આ તારલાના,
કસમ આ રાતના, આ પૂર્ણિમાના;
તને ભૂલી ભૂલી પાછો સ્મરું છું,
કસમ મુજ પ્યારના, મારી વફાના.

### બદલો

ન વીણા હું ચહું, બસ તાર માગું;
ન માગું ગીત, બસ ઉદ્દગાર માગું;
હું આજે મુજ જીવન-સર્વસ્વ માટે
ન માગું તુજ જીવન, તુજ પ્યાર માગું;

### આત્માનું સ્વાગત

જિગર મારું હતું તમને ન પ્યારું,
કદી ગમતું ન'તું આયુષ્ય મારું;
ઉભયને આજ આત્માએ તજ્યાં છે,
છતાં પામે ન કાં સ્વાગત તમારું?

### લૂંટારા

નિશાને ચૂંદડી ઓઢાડનારા,
અને એમાં સિતારા ટાંકનારા,
તિમિરની બાથમાં એને ન્હસાથી
ગયા ક્યાં ચંદ્રમાના લૂંટનારા?

### અશ્રુ પણ નથી

ભયાનક શી ઘડી આવી પતનની,
કે અશ્રુ પણ નથી પાસે જીવનની;
નિરંતર વેદનાને સાથ આપી
મરી ખૂટી એ વસ્તી પણ નયનની.

# નથી ભૂલ્યો

એ પ્હેલી મુલાકાતના ઉદ્દગાર નથી ભૂલ્યો,
એ સ્નેહભર્યો તારો વ્યવહાર નથી ભૂલ્યો.
એ રાત નથી ભૂલ્યો, એ ચાંદ નથી ભૂલ્યો,
એ આપણી નૌકાનો સંચાર નથી ભૂલ્યો.
એ ગીત નથી ભૂલ્યો, એ કંઠ નથી ભૂલ્યો;
તારાં એ નૂપુરોનો ઝંકાર નથી ભૂલ્યો.
એ રૂપ નથી ભૂલ્યો, એ આંખ નથી ભૂલ્યો,
તારો એ અલૌકિક હું શણગાર નથી ભૂલ્યો.
શું થઈ ગયું એકાએક એ તારી કૃપાઓને?
એ ક્રોધભર્યો મારો ચમત્કાર નથી ભૂલ્યો.
અપમાન તો ક્યારેય મને યાદ નથી રે'તાં,
ક્યારે ય પ્રિયા! તારાં હું દ્વાર નથી ભૂલ્યો.
'કિસ્મત'ની વફા યાદ કરી કો'દી મળી જાજે,
નિજ હસ્તી એ ભૂલ્યો છે, પણ પ્યાર નથી ભૂલ્યો.

●

# કદિ ના ઝંખેલું

નહીં કલ્પેલું કે કદીક તું જ મારી પ્રિયતમા
બની આવી જાશે જીવનસફરે સાથ કરવા,
અને મારે પંથે પ્રણય તણી સર્જી શીતળતા
બની જાશે મારી અડગ સહભાગી સુખદુઃખે.

કદી તારી સાથે લગીર નવ વાતે કરી હતી,
મિલાવ્યાં નો'તાં મેં નયન પણ તારાં નયનથી,
અટૂલી કૈં વારે નીરખી હતી પંથે વિહરતી,
છતાં ના જાગેલી તુજ સહ થવા લેશ મનીષા.
ભલે ચાલી આવી મુજ કુટિર-દ્વારે સ્મિતભરી,
વસી જા હૈયામાં વિષમપથમાં હામ બનવા;
તને ચાહી નો'તી હૃદય-તલથી કાવ્યરમણી!
અજાણી ના તોયે લગીર તુજ કાં પ્રીત દીસતી?
કદી ના ઝંખેલા તણી થઇ જતાં પ્રાપ્તિ સહસા,
ન કાં જન્મે એના પ્રતિ જીવનમાં ગાઢ મમતા?

# વિખ્યાત કવિ યુગલની પ્રેમકથા

મસ્ત ફકીર

જગતના તમામ પ્રેમ કિસ્સાઓમાં સૌથી ભવ્ય પ્રેમ કિસ્સો ઇંગ્લેન્ડના એક મશહૂર પ્રેમી–યુગલનો છે. બન્નેની દ્રષ્ટિ મળી તે પહેલાં બન્ને એકબીજાને એમની સર્જન–પ્રતિભાથી પિછાનતાં થયાં હતાં.

રોબર્ટ બ્રાઉનીંગે કવિતા લખવાની શરૂઆત કરી હતી એલીઝાબેથ બેરેટ પણ કાવ્યો લખતી. બન્નેનાં મિત્ર મારફત રોબર્ટ અને એલીઝાબેથને એકબીજાનાં કાવ્યોનો પરિચય થએલો. પરસ્પર થોડો પત્રવ્યવહાર થએલો અને પછી એ મળ્યા અને એ કવિ તથા કવિયત્રીનાં દિલનાં તાર ઝણઝણી ઊઠયા !

રોબર્ટ બ્રાઉનીંગનો જન્મ ૧૮૧૨માં કેંબરવેલ ખાતે થયો હતો. એ બહુજ સ્ફૂર્તિવાળો અને અત્યંત તેજસ્વી યુવાન હતો. જરા ફેશનેબલ પણ હતો. એલીઝાબેથ તેના કરતાં ૭ વર્ષ મોટી હતી. બચપણમાં ઘોડેસવારી કરતાં તેની કરોડનું હાડકું ભાંગી ગયું હતું અને તે વર્ષો સુધી પથારીવશ રહી હતી.

એલીઝાબેથના પિતા મી. બેરેટ એ અશક્ત અને અપંગ થઇ ગયેલી છોકરી ઉપર ખૂબ મમતા રાખતો હતો પણ એલીઝાબેથને જાણે એ કેદી હોય એ રીતે પોતાના માંદગીના ઓરડામાં પડયા રહેવું પડતું હતું. એલીઝાબેથનું શરીર ભાંગી ગયું હતું પણ તેના મનની ચંચળતા તેમજ તેની કાવ્ય પ્રતિભા જરાય નબળી પડી નહોતી. એનાં કાવ્યો કોઇ કોઇ શિષ્ટ માસિકોમાં અવારનવાર દેખાવ દેતા અને એ જમાનાના સાહિત્ય સ્વામીઓની પ્રશંસા પામતાં. રોબર્ટ બ્રાઉનીંગના કાવ્યો પણ એ જ અરસામાં બહાર પડયાં હતાં રોબર્ટ અને એલીઝાબેથને એકબીજાના કાવ્યો વાંચતાં અરસપરસ આકર્ષણ થયેલું.

રોબર્ટ પહેલવહેલો એલીઝાબેથને મળવા ગયો ત્યારે પોતાની માંદગીના ઓરડામાં એલીઝાબેથ સૂતી હતી. એ બ્રાઉનીંગ સામે જોઇ રહી. આંખોએ જ એક બીજાના આત્માને પિછાન્યો. આ એમનું પહેલું મિલન હતું. છેલ્લા મિલન વખતે પણ ઇટાલીમાં બ્રાઉનીંગના હાથમાં જ એલીઝાબેથે જરા સંતોષનું સ્મિત કરી છેલ્લો શ્વાસ લીધો.

એ પહેલી અને છેલ્લી મુલાકાત વચ્ચે ૧૬ વર્ષના અદ્‌ભુત પરિણિત જીવનનો આખો ઇતિહાસ આવી જાય છે. છેવટ સુધી બન્ને પ્રેમી જ રહ્યાં હતાં જંગલી કે બનાવટી પ્રેમને, હવસ કે વિલાસને આ બે ભવ્ય આત્માના જીવનમાં જરા પણ અવકાશ નહોતો. પહેલવહેલી એલીઝાબેથને રોબર્ટ બ્રાઉનીંગે જોઇ ત્યારે એ સદા માંદી પણ અત્યંત તેજસ્વી પ્રતિભાશાળી યુવતિને સુખી કરવા, તેને માંદગીના ઓરડાની જેલમાંથી છોડવવા રોબર્ટે નિર્ધાર કર્યો.

બ્રાઉનીંગ માનતો હતો કે એલીઝાબેથ લગ્ન કરે. દક્ષિણના પ્રદેશની સૂર્યવાળી અને સૂકી હવામાં જાય તો તેને તંદુરસ્તી પાછી મળે. રોબર્ટે એલીઝાબેથના પિતા મી. બેરેટ પાસે એલીઝાબેથના હાથની માંગણી મૂકી. એ માયાળુ બાપે પોતાની સંભાળ હેઠળથી દૂર જાય તો ન જ જીવી શકે એ ખ્યાલથી બ્રાઉનીંગની માંગણી નકારી. પ્રેમીઓ પિતાની આ નકારથી જરાય દિલગીર ન થયાં. રોબર્ટે એલીઝાબેથની રજા લઇ લીધી. બંને જણા છૂપી રીતે લંડનના એક દેવળમાં જઇ પરણી આવ્યાં. અને ત્યારપછી મી. બેરેટની નજર ચૂકવી બંને જણાં ઇટાલી પહોંચી ગયાં અને ત્યાં ૧૬ વર્ષ તેમનાં બહુ જ સારાં ગયાં.

રોબર્ટ એલીઝાબેથને સુખી કરવા અને તેને તંદુરસ્ત બનાવવા માગતો હતો. બન્નેનાં લગ્નથી એ બન્નેની કાવ્યપ્રતિભા ખૂબ ખૂબ ખીલી. એકલા

# અજબ પઠાણ

ગુણવંત જોશી

ધારે તો તે શયતાન બનેલ ઇસુ જેવો પોતાનો ચહેરો રાખી શકતો, પણ તેના ચહેરા પરથી તો અતિશય પવિત્ર, એટલી બધી પવિત્ર જિંદગી ગાળી હોય કે તે જિંદગીથી કંટાળી છેવટે પવિત્રતાનો નાશ કરવા કટિબદ્ધ થયો હોય એવો મનુષ્ય લાગતો ને કહેતો, 'એ બધું સરખું છે; મને એની કંઈ નથી પડી.' અને આનો અર્થ શું હશે તેની તો તેને ખબર અવારનવાર–દૃષ્ટિએ પડે ત્યારે તે સ્વચ્છ ને આંતરિક સ્વસ્થતાવાળો લાગતો. તાજી જ હજામત કરેલો તેનો ભરાવદાર ચહેરો જોતાં તે કોઇ સાધુ જેવો લાગતો. રેઇસના ચોપાનિયાં જોતો કે ઘોડાનાં નામ ઉચ્ચારતો. તે ગમગીનીભર્યું હસ્યા કરતો.

જાતે કેવો તે તો ખબર નથી. એની જાત સાથે મારે કંઈ નિસ્બત હતી નહીં. મેં એ બાબતમા કશો પ્રશ્ન પણ નહીં પૂછેલ, હતો તો સીગારેટ શોખીન પણ પૈસે ટકે હંમેશાં ખાલી. મારી પાસે સીગારેટનો સારો જથ્થો હતો. કોઇ પાસે તે સીગારેટ માંગતો નહીં–ખરું પૂછો તો મારી પાસે પણ કોઇ દિવસ તેણે માગણી નહીં કરેલ. હું તેને એકાદ પાકીટ કે બીડીની ઝુડી આપી દઉં. એમ મૈત્રી જામેલી. કાયમ માટે અને ખાસ કરીને હજામત કરાવી હોય ત્યારે તો તેના દુઃખ છવાયેલા ચહેરાથી ઇસુ જેવો લાગતો. એકાએક વાજું ફરી જતું. દાઢી મુંડવી બંધ રાખે–બંધ રાખે રાખે તે બે ત્રણ અઠવાડિયાં સુધી.

તેની ગરીબી અને દુઃખજનક થઇ પડી. બને ત્યાં સુધી બને તેટલી મદદ કરવાનો મારાથી જાણ્યે અજાણ્યે નિશ્ચય થઈ ગયો. રેઇસકોર્સ પરથી નજદિકમાં આવેલ પતરાંની ઝૂંપડીમાં આવેલી એક બંગાર હોટલમાં પૈસાનો 'સીંગલ' ચા પીવા અમે જતા–અને ત્યાં કયા ઘોડા રમવા તે તેને હું પૂછતો. એટલે જીતું તો તેને ગૌરવહાનિ કર્યા સિવાય પૈસા આપી શકું. પણ તે ઘોડા ભાગ્યેજ જીતતા પરિણામે શરતના સ્ટોલમાં, તે અર્ધ ગાંડાની જેમ બબડતો ફફડતો વ્યગ્રતાથી આંટા મારવા માંડતો.

હતો ચાળીસ–પિસ્તાળીસ વરસનો પણ લાગે જુવાન. પડતી દશામાં હતો પણ ચહેરાગોહરા પરથી તેનું વ્યક્તિત્વ દુર્ધર્ષ લાગતું. સ્થિતિ હતી ગરીબ પણ તે તો કોઇ ભૂલ કે અકસ્માતથી ઉત્પન્ન થઇ હોય તેમ લાગતું. ખરી રીતે તો તે માણસ જાત પર હુકમ કરવા જન્મ્યો હોય તેમ દિસતું હતું. જબરું વ્યક્તિત્વ. પૈસાના અભાવે જે દિ' તેને ફૂટપાથપર સુવાનું આવતું તે દિ' મારે જુગારખાનામાં જવું પડતું. ઘોડા કરતાં પાનામાં હું નસીબવાળો નીવડતો. જો જીતતો તો હાથમાં રૂપિયા–બે રૂપિયાની નોટનો કટકો કોઈ ન જુવે તેમ સરકાવી દેતો. તે કશું ન બોલતો, ચુપ કશું ન બોલતો જાણે કંઈ બન્યું જ નથી કોણ જાણે કેમ મેં આપેલ પૈસા જુગાર રમવા માટે નથી આપ્યા તે તે જાણી જતો ને બીજે દિવસે સવારે તેને, જોતાં જ અને ખબર પડી જતી કે બિરાદરને સુવાખાવાની સગવડ ગઈ કાલ રાતે મળી છે.

દરરોજ, મહિનાઓ સુધી અમે આમ મળતા અને ઘોડા વિશે વાતો કરતા-તેના જેવા બીજા કકનેકોને હું ઓળખતો. પણ શૈલીઆ–એક બીજાનું નામ કોઇને કહેવું નહીં ને નામ કોઇને જણાવવું–પુછ્યું નહીં. હું તેને પઠાણ તરીકે મનમાં સંબોધતો ને ત્યાં ઓળખાણ પૂરી થતી.

સ્થિતિ ખરાબ મટી વિષમ બની. અમારી ટોળીની હાલત ચીંથરેહાલ થઇ ગઇ, બેગો હું ય છેલ્લે બે રૂપિયા લઇ રમવા માટે સ્ટોલમાં ગયો ત્યારે પઠાણ કોઇ સાથે ઘોડા સંબંધી વાત કરી

હતો. અમારી આર્થિક પરિસ્થિતિ સુધારવાનો તેને એક કીમિયો જડયો'તો, પણ તેજ ણાવતાં તેને દુઃખ થતું હતું. ચોરી કરવા વિચાર કરે તેવો એ આદમી નહોતો; ગમે તેમ પણ તેનો વિચાર રમ્ય નથી એવું તો તેના ચહેરા પરથી લાગતું હતું. છેવટે તેણે મને બોલાવ્યો, એ સ્વરમાં કંઇ એવું હતું કે એકદા આ કોઇ ગૌરવશાળી પ્રતિભાવન્ત, સારા દિવસો જોયેલો માણસ હતો એમ જણાઇ આવ્યું. દોર્સ બહાર આવી, પોતાની વાત સાંભળવા તેણે મને વિનંતી કરી. કેટલો વિવેક! કેવી નમ્રતા! છતાં કેવી છટા! અમે એકલા પડયા એટલે ખીસા-માંથી તેણે એક પાકીટ કાઢયું.

વેદનાથી તેનો ચહેરો ફિક્કો-નિર્જીવ લાગતો હતો. 'મારે તમારી સાથે એક કામ છે', તેણે કહ્યું, 'શું કરવું તેનો મને કંઇ ખ્યાલ નથી, મારી પાસે તો આ એકજ વસ્તુ છે. બાકીનું તમારા પર છોડું છું. આથી વિશેષ મારું ગજું નથી. આના પરિણામે થોડાઘણા પૈસા આપણને મળે તો સારું.'

તે મારી સામું જોયા સિવાય નીચું ઘાલી બોલતો હતો. વાત સાંભળતા થયું કે આ માણસના ગૌરવાન્વિત જીવનમાં ધૂળ મેળવનાર હું કેટલો અધમ છું.

'મિલ્કત, આબરૂ, જે ગણવું હોય તો આ છે સાવ ગંદાં ચિત્રો કોઇ હલકી કોટિના ચિત્રકારે દોરેલાં. તમે કહો તો દશ દશ આને વેચી નાખું. એક ડઝન મારી પાસે નીકળશે.'

મારી જાત તરફ નફરત ને પરાણુ તરફ અનુકંપા ઉપજી. અમે વાતો કરતા આગળ ચાલ્યા. મને કંઇ સૂઝતું નહોતું. તમને નવાઇ લાગશે પણ પરાણુને મારે એકજ વસ્તુ કહેવાની હતી કે બધું સહન થશે પણ તારો ગૌરવભંગ થાય તે મારાથી સહન થાય તેવું નથી. મારે તેને એ કહેવું હતું કે તારું મન ના પાડે એવી કોઈ વસ્તુ દુઃખી થઇને કરતો હું તને જોઇ શકું તેમ નથી. ને હું અત્યારે દેવાળિયો, ઘરબારહીન, ભૂખ્યો, વેદનાથી રીબાતો બની ગયો છું એવું ભાન તેને થયું ન હોત તો તે પોતાને માટે કશું કરવા તૈયાર નહોતો તે હું સારી પેઠે જાણતો હતો. ચાલતા ચાલતા સચકાઇ અમે ઊભા રહ્યા. મારો કંઠ રુંધાઈ જવાથી બોલી શકું તેવી સ્થિતિમાં નહોતો. મારો દેખાવ પણ ખૂબ કરુણ લાગતો હોવો જોઇએ કારણ કે, છેવટે, તેણે જ કહ્યું; "સલામાલેકુમ, આપકા અહેસાન મંદ હું. શુક્રિયા." ઇસુને જેવું સ્મિત કરતો ચિત્રકારે આલેખ્યો છે તેવું દયાભર્યું નિર્મળ સ્મિત કરી તે છૂટો પડયો. ચાલતાં, થોડે દૂર, એક દુકાન આગળ પડેલ રાતા ટીપમાં ખીસામાંથી પેલું પાકીટ કાઢી મને બતાવી નાખ્યુ ને પછી ઝપાટાબંધ ચાલવા માંડયો તેના પગની સ્ફૂર્તિ જોતાં મને થયું કે ચાલતાં ચાલતાં તે વિચારતો હશે કે, 'ચાલો ઠીક થયું જેવો ગણેતેવો પણ મેં તેને મદદ કરવા પ્રયત્ન તો કરી જોયો, હવે છૂટયા.' રસ્તા પર કામ કરતા દાડિયા અને મજૂરોના ટોળામાં તે વિલુપ્ત થયો. ત્યારે ય હસતા ઇસુનું ગૌરવ તદ્દન ખંડિત નહોતું થયું, હજુ તે તેનો તે જ હતો–અજબ, અણનમ, ગૌરવવન્ત, અજાચક.*

---

*William Sanyanની The man with the French Post Cards નામની વાર્તા પરથી.



# ગુલે ચમન

'ભમર'

## બિહારનાં લોકગીતો

(શ્રીમતી માયાગુપ્તાના બંગાળી લેખને આધારે)

બિહારની સ્ત્રીઓ 'કરમા' નામક એક ઉત્સવ ઉજવે છે. એ પર્વ ભાદરવા મહિનામાં આવે છે. ભાદરવા સુદ અગીઆરસે સ્ત્રીઓ આખો દિવસ ઉપવાસ કરે ને કરમવૃક્ષની શાખાની પૂજા કરી બહેન, ભાઈના મંગળ માટે પ્રાર્થના કરે. એટલે આ 'કરમાપર્વ'નાં ગીતોમાં ભાઈબહેનના મંગળ પ્રેમનું આલેખન થયું છે. રાત્રે જાગરણ કરવાનું હોય ત્યારે બધી સ્ત્રીઓ ભેગી મળીને ગીત ગાય છે. બહેન ગાય છે.

"ભરિ ભાદો ફૂટલે ફૂલોયા ખેલાંજન.
ઘોડા ચઢકે આવે મોર ભાઇઆ
અહે—સબહિ કે ભાઈ આ"

"ભર્યો ભર્યો ભાદરવો મહિનો છે, ખેલાફૂલો ઠેરઠેર ખીલ્યાં છે—મારો ભાઈ ઘોડા પર ચઢીને આવે છે—પણ મારો જ શા માટે, બધાનો ભાઇ ઘોડા પર ચઢીને આવે છે." આમ નાયિકા માત્ર પોતાની જ વાત નથી કરતી, પણ પોતે બધી બહેનોની વતી બોલે છે. એટલે મારો ભાઇ આવે છે એમ કહ્યું તો ખરું પણ તરત જ પોતાની ભૂલ સુધારે છે. નાનપણમાં ભાઇબહેન ખેલાફૂલે રમતાં, પણ એ બાલિકા-બહેન તો માતા થઇને બેઠી. ભાઇ તો નાનો છે; ભાઇ આવીને પહેલાંની જેમ બહેનને કહે છે,

"લે દૂ હે બહનિ,—ફૂલોયા ખેલાંજન હે"

પણ બેન કંઇ હવે રમવા જેવડી છે? એ ભાઇને પોતાની સ્થિતિ સમજાવતાં કહે છે કેઃ—

"કૈસે લિઉ હે ભાઇયા ફૂલ ખેલાંજન
મોરે ગોદે બાલક ગદાધર."

"ભાઇ, હું ફૂલની રમત કેમ કરી શકું? મારી ગોદમાં તો બાળક ગદાધર છે." આમાં હજી રમવા જેવડી છે, રમવાના કોડ જેના પૂરા થયા નથી, જેને યુવાની જરા આવી નથી, તેવી બાળમાતાને રમવાની ઇચ્છા પુત્રની માતા થતાં પરાણે દબાવવી પડે છે તેથી એને થતું દુઃખ ઋજુતાથી વ્યક્ત થયું છે. પણ બાળક ભાઇને કંઇ બાળક ગદાધર નડતર નથી લાગતો. એટલે એ બહેનને કહે છે.

"બાલક સુતાઉ બહનિ—સોનાકે પાલોઇ મેં
લેહિ લેહૂ ફૂલ ખેલાંજન"

"બાળકને સોનાના પારણામાં સુવાડ ને તું ફૂલ ખેલાંજન લે." ભાઇને બિચારાને શી ખબર કે હવે બહેનથી એના છોકરાને મૂકીને રમવા ન જવાય!

બીજું મહત્વનું પર્વ છે 'તીજપર્વ'. એ પર્વ પણ ભાદરવા મહિનામાં આવે છે. એ ટાણે આખો દિવસ ઉપવાસ કરીને રાત્રે બધી સોહાસણ સ્ત્રીઓ મળી જાગરણ કરે ત્યારે ગીતો ગાય, નૃત્ય કરે, પૂજા કરે ને બ્રાહ્મણ પાસેથી કે કોઇ વૃદ્ધ સ્ત્રી પાસેથી પર્વની કથા સાંભળે. એ 'તીજપર્વ'માં નીચેનું ગીત પ્રચલિત છે,

"મહાદેવ ભીંજેલો થૈયા થાકિતો રે રામ
ગૌરીકે શિરે નાહિ પાની રે."

"મહાદેવ વરસાદથી ભીંજાઇને તરબોળ થઇ ગયા છે, પણ ગૌરી તો આટલું આટલું પાણી પડયું તોયે સાવ કોરી રહી ગઇ."

ગીત આગળ ચાલે છે તેમાં આમ કેમ બન્યું તે સમજાવતાં કહ્યું કેઃ -

"બારિ પઇસિ કે કડર નાહિ ભાંગલું હે રામ
ઓહિ વિધિ શિરે નાહિ પાનિ પાનરે."

"ગોરીએ અસાવધપણે ચાલવાથી ઠેસ વાગતાં બાગની તાજી ફૂટેલી કુમળી કુંપળોને કચડી નાંખી નથી" ને

"શાશીકે નિપવા પેરે નાહિ ધરલું
બડા જેઠ કે હુકાર ના મારલું હે રામ
ઓહિ વિધિ શિરે નાહિ પાની રે."

"સસરાએ ગાયના છાણથી લીંપાવેલી લીલી ભૂમિને પગલાં પાડી એણે લીપણુ બગાડયું નથી ને જેઠનું કે એવા મોટેરાઓની સામે એ ઊંચે સાદે બોલી નથી, તેથી ગૌરીનુ શિર કોરું રહ્યું" અહિં ગૌરી એ સ્ત્રીઓનો આદર્શ છે, સુશીલ સ્ત્રીઓ માટે શું નિષિદ્ધ છે તે દર્શાવ્યું છે. આ રીતે ઉત્તમ ને અધમને પોતાની કરણીનું ફળ મળે છે તે દર્શાવવા મહાદેવ ભીંજાયા તે ગૌરી કોરા રહ્યા એમ જણાવ્યું છે.

ત્રીજું મહત્વનું પર્વ છે 'છઠ'પર્વ. એ પર્વમાં બે દિવસ ને એક રાત્રી ઉપવાસ ચાલે છે એમાં ઠંડા પાણીમા ઊભા રહીને સૂર્ય દેવતાને અર્ધ્ય આપવાનો હોય છે. પ્રથમ અર્ધ્ય આથમતા સૂર્યને આપવાનો હોય છે, બીજો ઊગતા સૂર્યને. કારતક મહિનાની સાંજે અને સવારે ન્હાતી વખતે એ અર્ધ્ય આપતાં સ્ત્રીઓ ગાય છે કે—

જોડે નારીયારે બોજાલિ સોરી નૈયા
કે નૈયા પાર ઉતારે હે—
રામ ખેવૈયા કૃષ્ણ બોજ રૈયા
હરિકૃષ્ણ પાર ઉતારે હે.

"સ્ત્રી હાથ જોડે છે ને પૂછે છે કે મારી ભારે બોજવાળી નાવડી પાર કોણ ઉતારશે ? રામ થશે ખેવૈયો ને કૃષ્ણ ભાર ઉપાડશે ને એમ મારી નાવડી પાર ઉતારશે." પછી કહે છે

સાસુ કે જનમલ દેવરકજળ રહતે રે
હાસતે ખેલતે નૈયા પાર હે.
માઇઆ કે જનમલ ભાઇઆ જગ રહતે રે
હાસતે ખેલતે નૈયા પાર હે."

"સાસરામાં દિયરની જોડે હસતાં ખેલતાં મારી નાવડી પાર જાય એવું કરજો."

ભાઇનું જે સ્થાન પિયરમાં છે તે સાસરામાં દિયરને આપ્યું છે.

ચંદ્રકાન્ત મહેતા આ. ૫. ૫

---

કવિતા કોઇનું સર્જન નથી, એ તો સ્વયંભૂ છે. હૃદય એનુ ઉગમસ્થાન છે; ઊર્મિ એની પાંખ છે; અને અનંત બ્રહ્માંડમા એનું ઉડ્ડયન છે, કહેવાતો કવિજન માત્ર સંપાદક જ છે.—નિર્ભય

જીવન જાણે સ્વપ્ન સમું–
ને શેષજીવન અવશેષ સમું.

—શરદ જોષી



# પગદંડીને પંથે

રમેશ પટેલ

'પગદંડી'માં મૂકવાનાં કાવ્યો એટલાં બધાં થઈ ગયાં છે કે એ દબાણમાં 'પગદંડી' પર ચઢીને મોટો માર્ગ જ થઈ જાય. છતાં જેમની કૃતિઓ લેવાનું મેં સ્વીકાર્યું એમને કોઈ પણ સંસ્થાન તો આપવું જોઈએ. ત્રણ ચાર મહિના સુધી આ દબાણ રહેશે. આ કૃતિઓ ઘણી ખામીઓ ભરેલી છે-છતાં એ કૃતિઓના કવિઓને છેક નિરાશ કરવા જેવું નથી. પ્રોત્સાહન ખાતર અહીં કૃતિઓ લેવાઈ છે. અહીં આ અંકે વિગતવાર ટીકાટિપ્પણ કરવાની જગા નથી. આવતા અંકે રાબેતા મુજબની સમીક્ષા આવશે. છતાં ઉલ્લેખ કરી લઉં કે ધૂળધોયો, રાત જાતી નથી, ઝાંઝર જળ, જવાબ, એ કવિતાઓ ધ્યાન ખેંચે તેવી છે. એમાં કવિઓ સહેજ સંભાળ લે તો આજ કૃતિ વિશેષ સારી થાય.

## ધૂ ળ ધો યો

અરુણ આભે પગલી ભરે જ્યાં
એ નિત્ય આવે જ અચૂકરે ત્યાં,
બાપીકે ધંધો નિજ વહાલ સોયો
ના ચૂકતો એ કદિ ધૂળધોયો.

આનંદોથી લહેરિયા લોલતી હરન સૂપડી
ચઢીને ગીત લલકારી છોડતો નિજ ઝૂંપડી.

પારેખ હાટે પથરાઈ ધૂળ જે
રમી રહે રોજ કુટેલ કાળજે,
બાઝી ઝૂડી ખાંચર લાલ ખૂણા
સુવર્ણસ્વપ્નો ધૂળમાં સુઝે કુંણાં

તલાવડી તીરે આવી, હાટેથો કોટ ઉતારતો
આરંભી પ્રીતથી કાંઈ સ્મિતમુખે છલાવતો.

કૌશલ્યથી નાટક દેવ પામે
ફરાવતો જે કચરો નકામો
ને ચાળણાથી રજ ગાળી ગાળી
ચોખ્ખા જલે ધોવણ દે ઝબોળી

પાણીને પરમેશે એ એક હરી પ્રેમ્નથી
પામતો રજમાં સાંજે કોક સોનાતણી કણી.

સુવર્ણ હી તેજ છોળો ઉછાળતો
અરુણ સાંજે મલકી હસી જતો
ત્યમ સાંજ ટાણે રજ એ સુવર્ણી
મૂકે ભરી હસ્તે, સુવર્ણની કણી!

આભ છૂટયાં રશ્મિ તે જ હસ્તે રજ ઝગારતાં
હસ્તે ઝગ્યાં હાસ્ય તે જ હૈયે જાણે હસાવતાં

નિશાળ જાતાં શિશુ સૌ જાગે ત્યાં
થંભી જતાં નીરખવા સુવર્ણ જ્યાં.
અમે બચૂલા નયને નિહાળી
હથેલીમાંની રજ એ છુપાવી
વિમાસતાં "ધૂળ મહીં સુવર્ણ છે!"
અન્યોન્ય પ્રશ્નો સહુ એ જ પૂછે:
"અરે જ શું ધૂળ મહીં સુવર્ણ છે!
મને થતું આજ "હશે શું કોઈ
શો ઝગાતી સત સૂપડીથી
ઉદ્યોગે ચઢયાં જે ઉર માનવીનાં!"

ધૂળથી ઢંકાયેલાં માનવી ઉર-રત્નને
કરે પ્રકાશવંતા કો, ગેરા ત્યાગ પ્રયત્નથી!
ધૂળ ધોયો અહીં આવે સર્વ વિવેકથાળણી
માનવી અંતરે શું ના ઝગાવે મોંઘેરી કણી!

## ગ ઝ લ

ફોરમ રૂપે તું ફોરે છે પુષ્પ–પાંખડીમાં,
કાં દે ન દિવ્ય-દર્શન-જિજ્ઞાસુ આંખડીમાં–૧

હસ્તી હસે તમારી, મસ્તી રડે અમારી,
રોતાં ન કાં હસાવો, આવો ન અબઘડીમાં ?–૨

હું જાઉં છું, ન આવો, શાને સતાવી જાઓ ?
હું કે ન કો દમારો આ વિશ્વવાડલીમાં.–૩

આંસુ કહે ન એને મસ્તીનું માન મોતી,
કો વીરલા ગૂંથે એ દિનરાત આવલિમાં.–૪

તે છે કિરણ કળાનું, ને છે કળા કિરણની,
ચમકાર થઈ ચમકતો રૂપેરી ચાંદનીમાં.–૫

હીરાંઘસુ, નયનના આ બે હીરા ઘસીજા,
કે જોઉં દિવ્યદર્શન તારું ગલીગલીમાં–૬

ઉપદેશ દેશદેશે દેશે, અસર ન એકે,
મુસળી કદી ખપી છે મધુમિષ્ટ બંસરીમાં ?–૭

તે જાણતી કે મારો શૂરવીર પુત્ર થાશે,
જન્મ્યો, પરંતુ જંતુ તે ખીલતી કળીમાં.–૮

મન મોત શું ઝઝુમે ધરી હામ વીર–દરિયે,
તૂટી લગામ, ડૂબ્યો તે અશ્વ દિલ્લગીમાં.–૯

જાલીમ જુલમ નહીં કર, ગણ રંકને ન ટંકર
મચ્છરથી મોત, મોટા માતંગનું ઘડીમાં.–૧૦

મીઠાં અતિ થશો તો લોકો ગળી જશે સૌ,
કડવાં અતિ થશો તો કરશે થુથુ ઘડીમાં.–૧૧

જાસૂસ વિનાશના તેં કૈંકે 'પવાર' વાર્યા,
ક્યાંથી પ્રમાદ પેઠો, આઝાદ છાવણીમાં ?–૧૨

ખંડેરાવ માનાજી પવાર

★

## "કાં ભૂલી જાય."

મનવા કૃષ્ણ ને કાં ભૂલી જાય,
સુખદુઃખ આવી વહી જાય...મનવા.
દીપક આપે છે અજવાળું,
અંધારું તેલ ખૂટેથી થાય...મનવા.
પથિકાશ્રમ જેમ નગર માંહી છે,
મુસાફર એક આવી બીજો જાય...મનવા.
ખીલી પ્રભાતે પુષ્પકલી જો,
મધ્યાન્હે કરમાય ........મનવા.
કામ, ક્રોધ, લોભને તારા,
તે * ભજતાં દુઃખ જાય...મનવા.
"કનક" પ્રભુના ચરણ કમળથી
ભવ સાગર તરી જાય.. મનવા.

લેખિકાઃ ગં. સ્વ. કનકકુંવર
(રાણી સાહેબ માળીયા)

## ઝાંઝવાનાં જળ

સૌ યાતના મૂક મને સહીને,
ને હાસ્ય વેરી જગ જીવવાનું;
જલાવીને જીવન-જ્યોત આંહીં,
એના પ્રકાશે બસ દોડવાનું !
શું ભાગ્યને દોષ દઇ દઇને,
ગુલામીમાં છે સુખ માનવાનુ ?
એકાંત ખૂણે ચખ અશ્રુ સારી
આયુષ્યનું દદ ભૂલી જવાનું ?
મુર્ઝાઇ રે'લા ઉર-પુષ્પને આ,
આશા તણા સિંચન સિંચવાનાં;
ધીખી રહેલી કટુ જિંદગીને,
નિશ્વાસથી મંથન ઠારવાના !
અદીઠ આયુ પથ કાપવાને,
આ ઝાંઝવાનાં જળ છે પીવાનાં!!

રમણલાલ વ્યાસ

## ચિંતનની ધન્ય ક્ષણે—

પણે ગગનજંગમાં વિજયવંત ભાનુ તણા
રુડા પૂજન કાજ, કોડ અનુરો, ધસી પૃથ્વીના
ભર્યાં કનક થાળથી કંઇ ગુલાલ-કંકુ હવે
તળાવ જળ લાલ લાલ અહીંઃ ઓકળી પાડીને
પટુપ્રકૃતિએ પણે વિસ્તૃત ગોળવી ટેકરી
દૂરે બળદ, ગાય બે, મનમૂકી ચરે સીમમાં,
પ્રલંબ લલકારતા ભજનિકો અહો આજ કાં:
હૃદય મર્મ ભેદી જતા !
યથા ક્રમ દિગંતમાં રવિ ઉગી, ગયો આથમી !
અને દિવસ આજનોય મુજ અસ્ત થાતો હવે!
કલાક-દિન-વર્ષ, ભાવિ સહુનું જશે આમ શું!
કર્યો સહન ના વિરોધ પ્રતિપક્ષીનો, ના ગમ્યાં
વખાણ મુજ, આપ્તનાં-ખુદ સ્વજાતનાં શાંત મેં
ન સાંખ્યું તલમાત્ર યે અજ્ઞગતું સુરખ્ખીપણું.
હવે-ઉઘડતી વયે-ખટકતું મને કે જગ
યથા સ્થિત નથીઃ થતી ગતિ વિષે કરી છે ત્રુટિ
તદા 'જનાબંધો, નિયમિતપણું સૌમ્ય-ફગવી,
દણાયા સ્વચ્છંદો શરીર મનના સૌ જગવીને,
જુવાનીને તાને પ્રબળ ઉર તંત્રી બજવી લીં:
—તમા નવ જરા, તણી જરીકે વર્તમાને હવે.
ઝંઝાવાતે, વિટપજૂથ કે પર્વતે પથ્થરો ના,
રેતી કેરા રણકણ વિશે, ને ભૂભંગે વીજોના
ભૂકંપે વા પવન ઝડીએ, ધૂમ્રગોટે છૂપેલું
જ્યાં હો ત્યાંથી, ઉતરી પડજો આંધીનું રૌદ્રરૂપ.
આવોરે જડતા જૂની, ષડરિપુ ને પાપવી વૃત્તિઓ,
બીજેથી હડધૂત થૈ કૃશ બન્યા શેતાન આવો, જુઓ
દંભી, સ્વાર્થભર્યો, હું તોય ઉજળો, ધન્યક્ષણે પાયું કે
ડહોળી દો મુજ ચિત્ત આ રસકસ્યા ક્રાંતિ તણા ખાતરે.
સંક્રાંતિ કાળકેરા આ ઉરસાગર મંથને
શક્ય કે લાધશે હાય, સુષુપ્ત શક્તિ રત્નો.

પ્રશાંત

# જવાબ

મારાં ગુંજન બંધ કરું શું ખરે?
તારી કલ્પના કેટલી ક્રુર અરે!
પૂછું આજ ઉછાંછળો થૈ તુજને, કયમ ભાઈ પૂછેઃ "કવિ કેમ ગમે!"
તુજને ન ગમે? શું મને ન ગમે? પણ પ્રશ્ન પૂછી પૂછી તું શું ચહે?
કવિતા રસ, સંગીત, જ્ઞાન વિના,
નથી રે! જડ જીવન ભોગવવાં.
ભલે લાખ ગરીબની જિન્દગી આજ હજાર ધનિકોને હાથ રમે,
ભલે લાખ ગુલામ દુઃખે ટવળે, કારાગાર તણી નાની કોટડિયે!
એના ક્રંદન કોણ નહિ રે! સુણે?
અલ્યા નેત્ર સમક્ષ બધુંયે બળે!
*ભલે શાયરી છે, લવરી છે ભલા! કવિતા અમ, એ જલતાં જીવને,*
તદપિ ઉર ઊર્મિ ચઢે ને પડે, તું કહે નવ તેથી જ થંભી શકે,
ભલે માનવી પુષ્પ નથી ખીલતાં,
પ્રભુહિન આકાશ ઝરે તણખાં;
ભલે બંસરી, બોલ કિડા પ્રભુની તારે માટે વિહાસનું ગીત કથે,
પ્રભુ, જીવન, પ્રાણ. પ્રફુલ્લ ઉમેદને કાવ્ય કદાપિ ન હાંસી ચહે
નવ બન્ધ થયા, નવ બન્ધ-થશે!
કદી કાવ્ય શું ભાખરી હૈજ શકે?
તારા વિશ્વની જે દિ' ક્ષુધા સમશે, મુજ કાવ્ય શું તે દિ સ્ફુરી શકશે?
આજે ગીતઝરે, ફૂલ તારકના મારે માટ આ ધન્ય પ્રભાત ઊગે.
મારાં ગીત ન મગલ હોઇ શકે?
શું પ્રચારને ક્રાંતિજ શાંતિ રચે?
ગમે નીલ આકાશની સુન્દરતા, ખગકૂજન, ફૂલપરાગ ગમે;
નિત પ્રકૃતિ બ્હાર નિહાળવાથી મારું જીવન ઉન્નત ધન્ય બને;
મને સાગર અંક સુવાનું ગમે,
નદી ગીતથી તો ગીત ગુંજી ઊઠે!
કવિતા, કવિતા રહીને જ જીવે; નવ જુલ્મ કે ભૂખ હટાવી શકે,
જે દિ જુલ્મીના અંતરમાં કવિતા ઝરશે તે દિ જગત જ શાંત થશે;
શું એ દ્વેષ ને ક્રોધ ક્ષુધા અશ્રુ?
દિલને સ્પરશે શ્રેય, તેજ નવું.
પ્રભુતા કવિતા, સમભાવ ગીતો; આજે કાવ્યથી કાવ્યનું પદ્દમ ખીલે,
પ્રતિભામય મંગલ કાવ્ય જ કાવ્યથી મંગલ જગત બનાવી શકે;
આપોઆપજ કાવ્ય બધે ઝરશે
ત્યારે જગત એ કાવ્યસમું બનશે.

નાનુ દેશાઈ

## — ચંદ્ર —

ઝુલે નભમહીં રૂપાળો, પેલો ચંદ્ર જો ઊગ્યો,
ખીલે સૃષ્ટિનું સૌંદર્ય, પેલો ચંદ્ર જો ઊગ્યો.
ચંદ્ર આભનો ઉજાસ,
કરે પૃથ્વીમાં પ્રકાશ;
ભરે અંતરે ઉલ્લાસ, પેલો ચંદ્ર જો ઊગ્યો,
રજની હૃદયમહિં ચંદ્ર,
કુમુદ હૃદયે મકરંદ,
પ્રણયી ઉરનો આનંદ, પેલો ચંદ્ર જો ઊગ્યો.
શીળો સમીર વહે મંદ,
આભ આંગણું અનંત;
સુધા સૌમ્ય મુર્તિમંત, પેલો ચંદ્ર જો ઊગ્યો,
જાણે દેવનો પતંગ,
ઊડે નભમહીં અભંગ,
ભર અંગમાં ઉમંગ, પેલો ચંદ્ર જો ઊગ્યો.
ઝુલે નભ........
ખીલે સૃષ્ટિ........

**દિનકરરાય કેશવલાલ વૈદ્ય**

●

## ...ર્ષાવી પ્રેમની ઝડી

પ્રેરણા અર્પતો ડોસો
કાર્યે નિત્ય યુવાન શો
સારીયે ભારતી ભૂમિ
ભવ્યતા ભરતો ઘૂમે
સત્ય–અસ્તેયનાં સૂત્રો
અહિંસા બ્રહ્મચર્ય ને
પ્રેમને આત્મશાંતિના
અમોલા બોધ આપતો.
વાણીને મન–કાયાથી
વિશ્વને પ્રેમથી ભરી
શત્રુને મિત્રવત્ લેખી
દેશ–નાવ ચલાવતો.
વિસારી જાત પોતાની
વિસારી જ્ઞાત બાપની
વિચારી મુક્તિ માતાની
હંકારી આત્મ–નાવડી

મુક્તિના મંત્ર ત્હેં ભાખ્યા
આત્મના જ્ઞાનના બળે
ઉઘાડયાં ઉર શત્રુનાં
સત્યને પ્રેમની કળે
અણું સત્ય–નિધિનો તું
સત્યની રેખ નિરખી,
આત્મકલ્યાણના પંથે
પળેલો રાજ્ય–માનવી.
ધર્મે–શાસ્ત્રે, નિતિમાં, કે,
દામ્પત્યે, રાજ્ય કારણે
સમાજે, કાર–વ્હેવારે,
એક તું–નિયમાવલિ.
દેશ–વિદેશથી દ્રષ્ટા–
કવિ શું, ક્રાંતિકાર શું,
ત્હારી અગાધ શક્તિથી
અંજાઇ, આત્મસાર્થ કે.

મુક્તિ સાયુજ્ય લેવા કે,
પ્રેમ–પેગામ ઝીલવા,
દૈવી તું–દેહ–યષ્ટિના
દર્શને હિંદ આવતા.
ત્હારાં કૃત્ય અને કહેણી
શંકાવે આપ્ત વર્ગને,
'હજુ શું વેણુ ગીતાનું
'संभवामि युगेयुगे'
વૈષ્ણવી, ભક્તનું સાચો,
'હરિના 'જન' ઓળખી
દોડી તું ભેટતો પ્રેમે
માત શું બાળ નીરખી.
ક્રોધથી, વૈર ઝુસ્સાથી,
આવે કો રાજ્ય મોવડી,
શામતો ક્રોધથી જ્વાળા
વર્ષાવી પ્રેમની ઝડી.

**કૃષ્ણલાલ અંબાલાલ**

# મિતાક્ષરી મતદર્શન

આ વિભાગ છેલ્લા બેએક અંકથી શિથિલ થયો છે. પણ એ અંગે ફરી નવેસરની વ્યવસ્થા કરવામાં આવી છે. જે પુસ્તકો મળ્યાં છે તેમનો સ્વીકાર અહીં કરવામાં આવ્યો છે. એ પુસ્તકોનું મિતાક્ષરી મતદર્શન આવતે અંકે આપવામાં આવશે. –તંત્રી.

**(૧) જ્ઞાન પ્રચારક મંડળી (ભાષણો) ૧૯૪૬:** જુદા જુદા વ્યાખ્યાતાઓએ મંળીના આશ્રયે આપેલાં ભાષણોનો સંગ્રહ. (૨) **ઉમ્મીદ:** તંત્રીઓ: અગન અને બેખુદ: દાઉદી બહોરા લીટરરી એન્ડ વેલફેર સોસાયટીનું ત્રૈમાસિક. કિંમત રૂપિયો એક. (૩) **કલ્યાણયાત્રી:** લેખક કરસનદાસ માણેક, પ્રકાશક: નાલંદા પ્રકાશન, એમ. એમ. ત્રિપાઠી લિ. કિંમત એક રૂપિયો. (૪) **સોવિયેત રશિયા:** લેખક ભોગીલાલ ગાંધી, પ્રકાશક: લોકપ્રકાશન ગૃહ ખેતવાડી, મુંબઇ. કિંમત રૂપિયા પાંચ. (૫) આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય; લેખક નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. પ્રકાશક પદ્મ-પબ્લીકેશન્સ લિ. મુંબઇ. ( ) **ઊડતાં પાન:** (નિબંધિકા સંગ્રહ): લેખક પ્રા. વિજયરાય ક. વૈદ્ય. પદ્મની પ્રકાશન: કિંમત સવાબે રૂપિયા (૭) **રુબાઇયાત અને બીજાં કાવ્યો:** લેખક હરગોવિંદ પ્રેમશંકર કવિ, સંપાદક નાથાલાલ દવે. મુખ્ય વિક્રેતા આર. આર. શેઠની કંપની. મુંબઇ. કિંમત રૂપિયા ચાર (૮) **નર્મદ:** લેખક: રામનારાયણ વિ. પાઠક. પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, મુંબઇ. કિંમત રૂપિયા બે. (૯) **અનિલકુમાર:** (એનોક આર્ડનનું પદ્યાન્વયી ભાષાંતર. ડો. એમ. ઓ. સુરૈયા મુંબઇ. (૧૦) **રસપોળી:** લેખક રમણિક અરાલવાલા. પ્રકાશક જીવન સાહિત્ય મંદિર. કિંમત ૭ આના. (૧૧) **ઈશારા:** લેખક 'દિલાવર' કિંમત દસ આના: પ્રકાશક રફીક, બહારપુરા, કુતિયાણા. (૧૨) **ગીતા માધુરી:** લેખક શ્રી ડાહ્યાલાલ જાની, મિસ્ત્રી મહોલ્લો, વડોદરા. (૧૩) **સાહિત્યનો તપસ્વી:** (મહાકવિ ન્હાનાલાલને અંજલિ) લેખક: દેવીભાઇ શંભુભાઇ આરોડ. નાગર રોડ, જુનાગઢ.

★

## ક્ષમા યાચના

'કવિતા'નો માર્ચ અંક પ્રગટ કરી શકાયો નહિ, તે બદલ ગ્રાહકોની તેમજ લવાજમ આપનારાઓની ક્ષમા માંગું છું. ગયા માસમાં મારા પુત્રની બિમારીને કારણે હું કશું કાર્ય કરી શકયો નહોતો. હવેથી અંક નિયમિત રાબેતા મુજબ બહાર પડશે.



# સ્વ. કવિશ્રી ન્હાનાલાલ

ફીલક

૧૯૩૮માં અમદાવાદમાં સાત દિવસ રહ્યો હતો. એ વખતે ઉતારો ડૉ. હરિપ્રસાદ દેસાઇને ત્યાં એટલે કે સાબરમતીને પેલે પાર હતો. ડૉક્ટર સાહેબ અને કવિશ્રીના નિવાસસ્થાન વચ્ચે ઝાઝું અન્તર નહોતું. સાબરમતી ઓળંગતાં કવિશ્રીનું ઘર સામું આવે. એ વખતે મારી ઇચ્છા કવિશ્રીને મળવાની હતી. પણ આવા મોટા કવિને મળવા જવું અને તે યે કોઇને સાથે લીધા વગર એ સહેજ સંકોચનો વિષય બનેલો. પણ સામાન્ય રીતે ગમે ત્યારે મહાન વ્યક્તિઓને મળવાના પ્રસંગ સાંપડયા છે ત્યારે એકલો જ ગયો છું અને આજસુધીમાં એક પણ અપવાદ સિવાય સૌની પ્રીતિ મેળવી તેમના બારણેથી પાછો ફર્યો છું

એ મહાન વ્યક્તિઓમાં ન્હાનાલાલ એક. હું એમને ત્યાં બપોરે ગયો. ઘર તો પૂછતાં પૂછતા શોધી કાઢયું. એ વખતે એમની તબિયત ખૂબ લથડી ગઇ હતી. માણેકબા હતા, એમની સેવામા જ હતાં. "આવો" શબ્દથી મહાકવિએ મને આવકાર આપ્યો. મેં નમન કર્યાં. સાથે કોઈ હતું નહિ એટલે મેં જ મારી ઓળખાણ કરાવી કે "હું માધુરીનો તંત્રી." તે વખતે "માધુરી' ત્રૈમાસિકનું સંપાદન કરતો હતો એમણે ઉત્તર વાળ્યો "હા, મળે છે. વાંચું છું." એ મારી પ્રથમ મુલાકાતમાં એમની સાથે બે કલાક ગાળ્યા.

અનેક વિષયોની ચર્ચા કરી. રાજકારણમાં ન ઉતરવાનો મેં નિશ્ચય કર્યો જ હતો. મારા એક મિત્રે પણ મને સૂચના કરેલી. છતાં રાજકારણનો વિષય એની મેળે જ અમારી ચર્ચામાં આવશે જ. પણ એ છેક બે કલાકને અંતે આવ્યો ત્યાં હું પણ વેળાસર સંધ્યાકાળ થઈ જવાને કારણે ઊઠવાની રજા લેવા પ્રેરાયો. આ વાતને આજે ૮-૯ વર્ષ વીતી ગયાં છે. અને એ ૮-૯ વર્ષના ગાળામાં કવિશ્રીને એકથી અનેકવાર મળ્યો છું. કોઇ વાર મિત્રોને લઇને ગયો છું તો કોઈ વાર એકલો ગયો છું, અને એ બધા પરિચય પછી એક વસ્તુ સ્પષ્ટ હતી કે ન્હાનાલાલના દિલમાં કવિશ્રી ખબરદાર માટે પ્રેમ હતો અને એમની કવિતા માટે એટલો આદરભાવ પણ હતો.

સૌથી ચિરસ્મરણીય મુલાકાત મુંબઇમાં થઇ. કવિશ્રી બાઇ અનુપમને ત્યાં હતા. હું એમને મળવા ગયો. એમની તબિયત પણ તે વખતે લથડેલી જ હતી. પણ એ તકલીફની યે પરવા કર્યા વગર એમણે આનંદથી અને પ્રેમથી મારી તેમજ કવિશ્રી ખબરદારની ખબર પૂછી, બીજા સમાચારો પૂછ્યા. સાહિત્યની વાતો થઇ. નવા સર્જનની વાતો થઇ. એ જ ક્ષણે કોઈ રાજવીનો ડ્રાઇવર આવ્યો. પછીથી રાજવી આવ્યા. આજે હું ભૂલી ગયો છું કે એ રાજવી ક્યાંના હતા. કવિશ્રીએ મારી તેમજ રાજવીની ઓળખાણ પણ કરાવેલી. એ રાજવી આવીને ત્યાં બેઠા હતા છતાં કવિશ્રીએ એમની મારી સાથેની સાહિત્યચર્ચા ચાલુ રાખી. અને એ ચર્ચામાં મુખ્ય વિષય હતો "હરિસંહિતા"નો.

પછી મેં જ રાજવી તરફ ઈશારો કરીને કવિશ્રીનું ધ્યાન ખેંચ્યું–"બાપુ બેઠા છે." ને ત્યાં કવિશ્રી બોલ્યા: "મારા શિષ્ય છે. નિરાંતે બેસશે.' એમણે હરિસંહિતાના બે ત્રણ શ્લોકો સંભળાવ્યા. પણ મારે યે પાછી જવાની ઉતાવળ હતી, એટલે હું ઊઠયો. સાંજે પાછું મળવાનું કહી, સાંજે પાછો ગયો. હરિસંહિના આગળ ચાલ્યું અને કવિશ્રી બોલ્યા. "આ મારું વિરાટ કાવ્ય–૫૦·૦૦ લીટીઓ થશે. દશ બાર હજાર લખી નાંખી છે. તેમાંની આઠ નવ હજાર લીટી તો અનુષ્ટુપ છે, અને બીજા સંખ્યાબંધ ગીતો છે." મેં પણ કવિશ્રીને તે વખતે એ જ વિનંતિ કરી કે અહીં તેમને અમદાવાદ કરતાં વિશેષ અનુકૂળ વાતાવરણ છે. તમે એ વહેલી તકે પૂરું કરો. એ વખતે એમણે કવિશ્રી ખબરદારના

"મતુરાજ" વિષે પણ મારી પાસેથી કેટલીક હકીકત મેળવેલી અને ત્યાર પછી કવિતાના એક અંકમા પણ ગુજરાતને મળનારાં આ બંને મહાકાવ્યોના સમાચાર આપેલા છે.

'કવિશ્રી ન્હાનાલાલ એ તો ગુજરાતના મહાકવિ હતા જ. એમના અવસાનથી ગુજરાતને ખોટ ગઇ છે. છતાં એઓ મહાન વારસો મૂકી ગયા છે. એ વારસો ગુજરાતની જનતા ભોગવી જાણશે તો ન્હાનાલાલનું જીવ્યુ સદાયે સફળ છે 'હરિસંહિતા' 'અધૂરી છે કવિશ્રીનાં સ્વજનો તરફથી એના પ્રકાશનની જોગવાઇ થશે જ માણેકબાનુ નામ યાદ કરતાં એ મૃત્યુ કરૂણાનો વિષય બને છે માણેકબાની દુનિયા 'કવિશ્રી'. એ આખી દુનિયા જ સમેટાઇ જતા માણેકબાના દુઃખનો ખ્યાલ કરી શકાય તેમ છે પ્રભુ એમને એ સહન કરવાની શકિત આપે.

ન્હાનાલાલ સાથે થયેલી અનેક મુલાકાતોમાથી હું એમની પાસેથી શીખ્યો છું 'ખુમારી' એમની ખુમારી એ વીરત્વની હતી 'લાચારી' શબ્દ એમને મોઢે સાંભળતો નહોતો. ખુશામત એમના સ્વભાવમાં નહોતી કોઇ પણ ગુજરાતીને ન્હાનાલાલના સર્જનમાથી કઇને કંઈ નવીન તત્વો મળશે જ.

હું મારો આછો છતા ગાઢ પરિચયની ઝંખના કરું છું ત્યારે દિલ-કરૂણાથી ઘેરાય છે. પણ છાયા કાયમ રહી શકતી નથી છાયાને સ્થાને પ્રકાશ પાથરવો એ પ્રત્યેકની ફરજ છે.

આજે હું એ પ્રસંગોને યાદ કરું છું કારણ કે ન્હાનાલાલને મળવાનો આ જગતમા હવે અવકાશ નથી. એ પ્રસંગોમાથી જે કંઇ પામ્યો હોઉં, તે માટે કવિશ્રીનો ઋણી છુ એ પ્રસંગો મીઠાં નિરાકાર સસ્મરણો છે દૂર દૂરથી મહાકવિના મંદિરનો સુણાઇ રહેલો ઘંટારવ છે ' ઓમ્ શાન્તિ...

O





વર્ષ ૫ ● અંક ૫-૬ કવિતા મે-જૂન ● ૧૯૪૬

# ઈતિ વાલ્મીકિનૂં રામાયણું

બળવંતરાય ક. ઠાકોર



હે સીતમાતા, તૂં ન નારી, શ્વાપદા ન, ન ખેચરી,
નાગણી ન, ન જંતુડી, તૂં માત્ર ફૂલવેલ્લે કળી;
રામભૃંગે ઇષત પરશી, ડસી કૈકેયી, અને
રાવણે ચૂંટી, પુરી નિજ કોઠિ-સિંહલમાં, ત્હને.
રોળિ રાવણ, ફોડિ કોઠી, ફરી જ્યાં રઘુનંદને
તૂં મેળવી, કળિ ખીલિ ત્યા તો બનિ રહી'તી પક્વ ને.
રસદાર ફૂલ તૂં: એ નિહાળી રૂપરંગામોદને
સૌમ્યશીલ સુસંયમ નૃપ ચુચુબિ ભોગવવા ત્હને
આસ્લેકક્રમ જ્યાં ઉપક્રમે છે, સુવિધ સંયોજી કલા,
ત્યાં તો ગજબ! એ ચોંકવે શૂં! ઝાટકી વિજ! શી બલા!
કો માકડો હૂકે છ વામે? ચીબડી કો ખીજડે
ભૂંડી હુસે છે હાડ ખડખડ? કૂદ ઝપરુપ કે ઉંડે?
ગેબિ હુડે કે ધરા મા તેણે કંપારી સ્ફુરે?
એ કોઈ ઉત્પાતે ચમત્કારે સબળ, વિપલાંતરે
એ ધીર હા! રઘુવીર સાંગોપાંગ વૈકલ્યે ગરે,—
તત્ખેવ સીતા રૂપફૂલ એ ભુજાભ્રષ્ટ ચ્યુતં દ્રુતં
દડિ જાય, થાય અલોપ,—ઈતિ વાલ્મીકિનૂં રામાયણૂં,
વાલ્મીક શૂં કુગવેલ, સંકેલ્યું અષ્ટાદશપદં.

## વસંતને વંદોળિયે

જ્યાં નમ્યાં નમનમાં તુજ સ્નેહભીના
ને પુષ્પ પુષ્પ ઋતુરંગ થયા નગીના;
પદ્મોતણી મૃદુલ મંજરી આજ હાલે
મધ્યાહ્નને રહી નિમંત્રી પ્રસન્ન ભાલે.
પૌરુષ પગલાં તણી રજ ચૂમીને વાયુ નમી
મધુર સ્મિતથી ધરા ઝીલી રહી નવાં સ્પંદનો;
વસંત કુસુમો, છુપાવી મુખ અર્ધ ને પાંદડી
તણા ઘૂંઘટમાં–
નિહાળી તવ નર્તનો; ચરણ, ઉર ને ચક્ષુનો?
સાથે ખેંચે પવન તુજ, તું ખેંચતી સાથ એને
ને દૃષ્ટિ તો અધીર થઈને દોડતી સર્વ પ્હેલી:
નાતું દેખું ચરણપગલે દૃષ્ટિથી દૂર જાતું
એ દેખીને સ્વરની સગુણી કોકિલા બોલી ઊઠી–
'તું' તો સપાટી પરથી શિશુની,
વંટોળિયે આજ ચડી વસંતને.'

ઈન્દુલાલ ગાંધી

## મધુર મિશ્રણો

[ ગઝલ ]

શાં મધુર મિશ્રણો છે તવ નયન–ચલાવણીમાં
દે તરત જે ડુબાડી કો અસર અજાણીમાં
મન લટુક સમ લહેરે રચી ઘુમટ ઘુમરીઓના,
નહીં હૃદય રહે હાથે ઉન્માદ-ઉજાણીમાં
હોઠ પરેથી તેના પદભ્રષ્ટ થતી પ્રજ્ઞા,
બહુ સ્ખલન કરે બુદ્ધિ સંભ્રમ ભરી વાણીમાં
અગણિત વિવર્ત દીઠા પટપર વસુંધરાના,
ના ફેર પડયો કાંઈ મમ પ્રીત પુરાણીમાં
નહિ તવ સુડોળતા છે દિનકરમુખી ફુલોમાં,
ફોરમ ન અધર કેરી કો રાતની રાણીમાં
નથી દર્શન કેરી શોભા કાશ્મીર અનાર ફૂલમાં,
નખ કેરી નહીં આભા સાગરની છીપાણીમાં
તવ સ્ફટિક વદન રહેશે શિલ્પીની કળા માંહે,
મમ પ્રણય તુજ તરફનો રોમાંચ-કહાણીમાં
તૂટેલી પ્રતિજ્ઞાના બે સબળ સાક્ષીઓએ
મુકી શરમ દીધી શીંકે-ગઈ લાજ લહાણીમાં
છલભલથી હા પડાવે મિત્રો પતીલ પાસે
કે છું રહ્યો ઝબે પે નિઃશંક ફસાણીમાં

પતીલ

## દૂધિયા તળાવ—

[ જેહાંગીર માણેકજી દેસાઈ

જાઉં યદા વિહરવા દૂધિયા તળાવે,
સૌંદર્ય પ્રકૃતિ તણું ઉરને ઝુલાવે;
સંધ્યા થીગી હસી રહે નિજ વેરી લાલી
જાણે ધરા કિરમજી વસને મહાલી!
દિગંતમાં દૂરે દૂર રવિ રક્ત દિસે
ધીરે ધીરે સરી જતો અણુદીક વિશ્વે;
છાયા નવાણ મહીં જે પડતી સુરંગી
હારી રહે નયનને સહુ ચારુ અંગી·
લાગે મનોહર સલિલ તળાવ કેરું,
ભેળ્યું કદી દૂધ મહીં કુમકુમ અનેરું!
ક્ષીરોદધિ ગગનમાં હસતો કહે છે
પૌરાણિકો, પણ કદા કવિકલ્પના એ;
હિમાદ્રિ માનસસરોવર કેરું સ્થાન.
સોહાહિત છે ધવળ ઉદક એ નિદાન;
કિંતુ તળાવ દૂધિયા નવસારીમાં જે
ક્ષીરાબ્ધિ શું ચળકતું દૂધરંગ સાજે!
દક્ષિણ-પશ્ચિમ તરુ હરિયાળ સોહે,
વૈકુંઠનું વિપિન નંદન એજ હોય!
ઘંટારવો ભજનના વળી ત્યાં સુણાતા,
મંદિરમાં પૂજનપાઠ સદૈવ થાતા;
પાસે જ મસ્જિદ રહી જહીં સાંજ ટાણે
મુઅઝ્ઝીનો ઉચ્ચ સ્વરે દઈ બાંગ ગાણે:
રહેમાન-રામતણું ઐક્ય અહીં જણાતું
કોમીપણું કુદરતી લવ ના સમાતું!
કુંભારવાડ સમીપે વળી આવી રહેનો,
ઓઝો પિતા જગતણો સ્મૃતિ એજ દેતો
હાંડલાં મટુકી દિસતાં મૃત્તિકા ઘડેલાં,
જાણે કહે, 'મનુજ તો અમ શાં બનેલાં:
આયુષ્ય છે અમસમું ક્ષણનું-જનોનું,
મિથ્યાભિમાન સહુ! તોય ગયું છ કોનું?
શાંતિ સદા નિરવ જે અહીં રાજ્ય રચે
કોલાહલો દૂર બજાર મહીં જ વ્યાપે
સામે ઉભા ભવન બે ભલી શારદાનાં
મુસ્લિમ-હિંદુ શિશુ લે તહીં જ્ઞાનલ્હા
સમૃદ્ધિના પ્રતીક શી ઉભી બંગલી આ
પાસે વસી કુટિર કો માતની વળી આ
સાથે ભૂમિ ઉપર વાપરી લોક રહેતા
એની બહુ ધરતણી! વખરી ન ઉં તાં
લોકો તણી દૃઢ દિસે છ તરાગ પાએ,
વિશ્રાંતિ કાજ અમિતો જઈ વૃક્ષ માગે
આહ્લાદ ત્યાં સમીરની લહરી દીએ·
ઝૂલે વ્યથા જનગણો-ભૂલી એની
આંધી તણા ઉતરતા જવ ઓઘ
ત્યાંથી ઉડી સહુ જનો ધરપે સિધાવે
કાસાર એવું દૂધનું નથી એ ખરો,
અત્યુક્તિના અમૃતનું ગણી લ્યો ખરેખ

## વીક કવિ

"આ તમારા હિન્દુ કવિઓ શરીરે વીક (નબળા) કેમ હોય છે?" એક પારસી મિત્ર પૂછે છે.

કવિ શબ્દ સાથે જ નબળાઇ સંકળાએલી છે: શબ્દને ઉલટાવી જુઓ ને તરત ખબર પડશે.

## ખંડકાવ્ય !

એક હિન્દી કવિએ તેની પુત્રીનુ નામ "કવિતા" રાખ્યું છે. આ જ સત્તાવીશ વર્ષની તેની ઉંમર થઇ પણ તેને વર મળતો નથી.

જો જો, વધી વધીને એ બિચારી રખે ખંડકાવ્ય બની જાય!

## કવિનું સ્મારક

બંગાળ સરકાર કવિવર રવીન્દ્રનાથનુ ઘર ખરીદ કરીને રવીન્દ્રસ્મારક સમિતિને સોંપવાની છે. એ માટે બંગાળ સરકાર તરફથી સ્ત્રીઓ એક લાખ સ્મારક સમિતિને આપવાની જોગવાઇ માટે આવના અંદાજપત્રમાં રાખવામા આવી છે. સમિતિને આજ સુધીમાં ચૌદ લાખ રુપિઆ મળ્યા છે. પણ આખી યોજનાને પહોંચી વળવા માટે પચ્ચીસ લાખની જરૂર છે.

## મુશાયરાનો મિસરો

આઝાદ હિંદ સેનાનું સુત્ર હતું:

"કરો સબ નિછાવર
બનો સબ ફકીર"

શો સુંદર મીસરો છે, કોઇક, આ પર એક મુશાયરો ભલે થઈ જાય પાલીમાં. પણ જો જો, એમાં રખે લાભચંદને બોલાવતા. નાહક બખડ-જંતર ઊભું કરી દેશે.

## રાસ–ગરબા

કાઠિયાવાડના "ગરબા" નામે ગામમાં સશસ્ત્ર ધાડપાડુઓએ લૂંટ ચલાવી હતી.

હવે ગૂજરાતના "રાસ" પર ભય ઝઝૂમી રહ્યો છે!

"ગરબા અને રાસ આપણું અમૂલું કાવ્યધન છે" એમ આપણને વારવાર કહેવામાં આવે છે. પછી એ ધન પર ધાડ પડેરતો!

## ગઝલ અને ગઝલકારો

ગઝલ એટલે પ્રેમકાવ્ય. ગૂજરાત-મહાગૂજરાતના ગઝલકારોમાંથી પ્રેમ ઊડી ગયો છે, હવે કાવ્ય ન ઉડી જાય તો સારું!

## શાયરીના કોંટા

હાથે દાઢી કરેલ શાયદાની દાઢી પર બે-ચાર વાળ રહી ગયેલા જોઇ કોઇએ ટકોર કરી તો પાસે ઊભેલા બીજાએ કહ્યુ

"એ તો શાયરીના કોંટા ફૂટયા હશે, કોંટા!"

## જીવનની કવિતા

"પોતાનું જીવન સમજવાનો પ્રયત્ન તેનું નામ કવિતા." ધૂમકેતુ

ને એ કવિતા સમજવાનો પ્રયત્ન એટલે?



# કવિ કથાઓ

મૂળરાજ અંજારિયા

### મેઘાણી-મિલન

"મુંબઇના લેખક મિલનને આશ્રયે શ્રી. ઝવેરચંદ મેઘાણીનું થનારું પ્રવચન"

એક મથાળું.

'રવીન્દ્રવીણા'ની ત્રીજી આવૃત્તિની કરાવાઇ રહેલી તૈયારી."

એક 'કરાવાવુ' જોઇતું મથાળું.

### સાપના ભારા

શ્રી ઉમાશંકર જોષી કૃત "સાપના ભારા" નાટકોની બીજી આવૃત્તિ બહાર પડી છે.

ત્યારે પ્રકાશકો ફરિયાદ કરે છે કે નાટકો ને કાવ્યગ્રંથો અમારે ત્યાં "સાપના ભારા" થઈ પડયા છે તે વાત હવે ખોટી સમજવી ના'

### ક્રાન્તિકારી ક. દ. ડા.

"અંગ્રેજો જો હિન્દમાંથી નહિ જાય તો તેમને કાન પકડીને હાકી કાઢીશું" સરદાર વલ્લભભાઇ કહે છે.

ક્રાન્તિકારી કવિ દલપતરામ ડાહ્યાભાઇએ હવે, કહે છે કે, ફેરવી તોળ્યું છે ને નીચેની 'કવિતા લખવા માંડી છે –

"દેખ બિચારા અંગ્રેજનો હવે
સહુ કોઈ પકડે રસ્તે કાન,
એ ઉપકાર ગણી વલ્લભનો
હરખ હવે તું હિન્દુસ્તાન!
રે પંખીડાં......

ધ્રાંગધ્રા રાજ્યે ચકલાંને ચણ નાખનારને પ૧) રૂપિયા દંડ જાહેર કર્યો છે.

"કીડીને કણ ને હાથીને મણ" આપનાર પ્રભુ ચકલાંને ચણ પણ આપી રહેશે રાજ્યે મનાઈ ફરમાવી લાગે છે.

આ પછી કલાપીએ સ્વર્ગમાંથી કહાવી છે કેઃ–

રે પંખીડાં! સુખે ન ચણજો
ગીત વા કંઈ ન
રાજા કેરા હુકમે કરીને
દેશ બીજે ઉડી

### કવિમેળા

બંગાળની "વીરભૂમ" (વીરોની પરગણા સાથે ત્રણ મહાન કવિઓનાં નામ એલાં છેઃ જયદેવ, ચંડીદાસ, ને રવીન્દ્રનાથ.

સંસ્કૃત ભાષાના કવિ જયદેવનો જન્મ " ખાતે થયેલો મનાય છે. ત્યાં સૈકાઓ થય નામથી દર જાન્યુઆરીમાં એક મોટો મેળો ? આવે છે, જેની ગણતરી બંગાળના સૌથી અને પ્રાચીન મેળામાં થાય છે. આ વર્ષે અંગે માણસોની સંખ્યા કંઈક ઓછી થઈ તેઓએ જ રોપેલા એક પ્રાચીન વટવૃક્ષ નીચે દિવસે ભોજન તથા આરામ લે છે. અને ગાય છે.

કવિવર રવીન્દ્રનાથે પણ શાન્તિનિકેતન એવા મેળાની યોજના કરી હતી. દર વર્ષે ( બરમાં ત્યાં મેળો ભરાય છે. દેશની પરિસ્થિ અંગે વર્ષો સુધી બંધ રહ્યા પછી ચાલુ વર્ષે મેળામાં ભરાતા અતિથિઓની સંખ્યા "રે સમાન હતી. કેંદુલીના મેળા કરતાં આ મેળો પ્રમાણનો હોવા છતાં ત્યાં આવેલી પ્રસિદ્ધ વ્ય ઓને અંગે તે ખૂબ પ્રખ્યાત થયો છે. આ પ્ર બીજા અસંખ્ય મેળા ભરાતા હોવા છતાં ચ દાસના નામથી કોઇ મેળો ભરાતો નથી શોચનીય છે. (પુસ્તકા

## વીક કવિ

"આ તમારા હિન્દુ કવિઓ શરીરે વીક (નબળા) કેમ હોય છે?" એક પારસી મિત્ર પૂછે છે.

કવિ શબ્દ સાથે જ નબળાઇ સંકળાએલી છે: શબ્દને ઉલટાવી જુઓ ને તરત ખબર પડશે.

## ખંડકાવ્ય !

એક હિન્દી કવિએ તેની પુત્રીનું નામ "કવિતા" રાખ્યું છે. આ જ સત્તાવીશ વર્ષની તેની ઉંમર થઇ પણ તેને વર મળતો નથી.

જો જો, વધી વધીને એ બિચારી રખે ખંડકાવ્ય બની જાય !

## કવિનું સ્મારક

બંગાળ સરકાર કવિવર રવીન્દ્રનાથનું ઘર ખરીદ કરીને રવીન્દ્રસ્મારક સમિતિને સોંપવાની છે. એ માટે બંગાળ સરકાર તરફથી સ્ત્રીઓ એક લાખ સ્મારક સમિતિને આપવાની જોગવાઇ માટે આવતા અંદાજપત્રમાં રાખવામાં આવી છે. સમિતિને આજ સુધીમાં ચૌદ લાખ રૂપિઆ મળ્યા છે. પણ આખી યોજનાને પહોંચી વળવા માટે પચ્ચીસ લાખની જરૂર છે.

## મુશાયરાનો મિસરો

આઝાદ હિંદ સેનાનું સૂત્ર હતું:

"કરો સબ નિછાવર
બનો સબ ફકીર"

શો સુંદર મીસરો છે, કોલક, આ પર એક મુશાયરો ભલે થઈ જાય પાસીમાં. પણ જો જો, એમાં રખે લાલચંદને બોલાવતા. નાહક બબડ-જંતર ઊભું કરી દેશે.

## રાસ-ગરબા

કાઠિયાવાડના "ગરબા" નામે ગામમાં સશસ્ત્ર ધાડપાડુઓએ લૂંટ ચલાવી હતી.

હવે ગુજરાતના "રાસ" પર ભય ઝઝૂમી રહ્યો છે !

"ગરબા અને રાસ આપણું અમૂલું કાવ્યધન છે" એમ આપણને વારંવાર કહેવામાં આવે છે. પછી એ ધન પર ધાડ પડેજ તો !

## ગઝલ અને ગઝલકારો

ગઝલ એટલે પ્રેમકાવ્ય. ગુજરાત-મહાગુજરાતના ગઝલકારોમાંથી પ્રેમ ઊડી ગયો છે, હવે કાવ્ય ન ઉડી જાય તો સારું !

## શાયરીના કાંટા

હાથે દાઢી કરેલ શયદાની દાઢી પર બે-ચાર વાળ રહી ગયેલા જોઇ કોઇએ ટકોર કરી તો પાસે ઊભેલા બીજાએ કહ્યું:

"એ તો શાયરીના કાંટા ફૂટયા હશે, કાંટા !"

## જીવનની કવિતા

"પોતાનું જીવન સમજવાનો પ્રયત્ન તેનું નામ કવિતા." ધૂમકેતુ

ને એ કવિતા સમજવાનો પ્રયત્ન એટલે ?



# ઉમર ખૈયામ:

## નસીમ

ઉમર ખૈયામની રૂબાઈઓના અંગ્રેજી ભાષામાં જુદા જુદા અનુવાદ થયા છે, અને તે બે પ્રકારની વિચારસરણીમાં વિભક્ત થયેલા છે. પ્રથમ વિચાર સરણી તેમને 'જડવાદી વિચારક' તરીકે રજુ કરે છે, જ્યારે બીજી વિચારસરણી તેમને સુફી વિચારક તરીકે આપણી સમક્ષ આણે છે.

ઉમર ખૈયામના પહેલા અને વિખ્યાત અનુવાદક એડવર્ડ ફિટ્ઝરલ્ડ પ્રથમ વિચારસરણીના સમર્થક છે. ત્યારે જોનપોલન, એસ.એસ. ડી, વિનફિલ્ડ તથા બીજાઓ બીજી વિચારસરણીનું પ્રતિપાદન કરે છે.

ફિટ્ઝરલ્ડનો અનુવાદ વાસ્તવિક રીતે 'અનુવાદ' નથી પણ 'અનુકૃતિ' છે. અને તેમાં પણ અનુકૃતિકારની સ્વતંત્ર દષ્ટિ પ્રધાનતા ભોગવે છે ફિટ્ઝરલ્ડે ઉમર ખૈયામની કાવ્યકૃતિઓને જે રંગમાં જોઈ, તે રંગમાં તેમણે પોતાની કાવ્યકૃતિઓ સર્જી. ઉમરખૈયામનો પ્રથમ પરિચય આંગ્લવાચક જનતાને ફિટ્ઝરલ્ડ દ્વારા થયેલો. એટલે જનતા પણ એ દષ્ટિએ જ એમને નિહાળતી થઈ. ખૈયામ વિશે અંગ્રેજી ભાષામા એ સમયે બીજું સાહિત્ય નહોતુ, બીજી દષ્ટિઓ નહોતી. ફિટ્ઝરલ્ડની અનુકૃતિઓ ખુબ લોકપ્રિય બનતા સંશોધકો અને પુરાવિદોનું લક્ષ એ તરફ ખેંચાયું એમણે એ દિશામાં અભ્યાસ કર્યો તેમની કૃતિઓનો અનુવાદ કર્યો અને 'ખૈયામને જુદી જ રીતે ફિટ્ઝરલ્ડે રજુ કર્યો છે' એવુ મંતવ્ય દુનિયા સમક્ષ મૂક્યુ પ્રથમ અસર બળવત્તર હોય છે. એ ન્યાયે આજે પણ વાસ્તવિક વસ્તુસ્થિતિ રજુ કરનારા અનુવાદો અને અભ્યાસીઓનાં મંતવ્યો એટલા લોકપ્રિય બન્યાં નથી.

ફિટ્ઝરલ્ડમાં સ્વાભાવિક કાવ્યપ્રતિભા હતી અને તેનો અનુવાદ સ્વતંત્ર અનુકૃતિના પ્રકારનો હોઈ તેણે જનતાની મનોવૃત્તિ પણ એને અનુકૂળ હતી અને આજે પણ અનુકૂળ છે. એટલે પાછળના અનુવાદકોને સ્વીકારતાં સમય લાગશે, એમ આપણને લાગ્યા વગર રહેતું નથી. પાછળના અનુવાદકો ખૈયામને તેમનાં મૂળ સ્વરૂપમાં અનુવાદ દ્વારા રજુ કરવાની ઇચ્છા રાખતા હોઈ તેઓએ ભાવ અને ચરણને વળગી રહેવાનો પ્રયત્ન કર્યો છે. વળી એમના અનુવાદમાં કાવ્યતત્વ ઓછું દષ્ટિએ પડે છે. મૂળના બધા જ અંગોને વળગીને બીજી ભાષામાં અનુવાદ કરવાની વૃત્તિને આ વસ્તુ ઘણે અંશે ઉત્તરદાયી છે, એમ કહીએ તો કાંઈ ખોટું નથી કાવ્યતત્વ ઓછું તેમ લોકપ્રિયતા પણ ઓછી. બધા જ બંધનો સ્વીકારીને અનુવાદની ચાળણીમાં કાવ્યને ચાળવાથી કાવ્યતત્વને હાનિ પુગે એ સ્વાભાવિક છે.

ફિટ્ઝરલ્ડની તુલનામાં પોલને ખૈયામની સુફીવાદી વિચારસરણી વધારે સારી રીતે રજુ કરી છે અને તે પ્રસ્તાવનામાં એ વસ્તુનો નિર્દેશ કર્યો છે. પોલનનો અનુવાદ મૂળ કૃતિને વળગીને કરવામાં આવ્યો છે પોલનમાં અનુવાદકની વફાદારી છે એટલે અંશે કાવ્યતત્વ ઓછું છે. અલબત્ત તેણે વાસ્તવિક ખૈયામને રજુ કરવાનું મંથન કર્યું છે, એમાં તો કશો સંદેહ નથી.

મી. પોલને ઉમર ખૈયામની રૂબાઈઓનો અનુવાદ જ કર્યો નથી. પોતાની સ્વતંત્ર દષ્ટિએ અભ્યાસ પણ કર્યો છે, જેના પરિણામરૂપ એમની નાની પણ મહત્વપૂર્ણ પ્રસ્તાવના છે. તેઓ લખે છે–:

As a great Astronomer and a true Muslim he believed in One God and he realized that good and evil alike come from God and that Allah the Ultimate was always with his

creatures in all their joys and woes, and look upon himself full responsibility for & His on creation in all its detaileds. Omer's ereed was that "All things were of God", and that 'all-things worked out the precise ends intended and desired-'

આગળ ચાલતાં જોન પોલન વિશેષ સ્પષ્ટિકરણ કરતાં કહે છે:

He saw no reason why he should wait for happiness till he was dead, and so he made his little garden on earth as much like herven as he possibly could and he revelled in the Rose, the Nightingale, and wine To the mystic wine was the symbol of spiritual prousports, the eye of divine severity, the lip of divine loving-kindness, the mole of the dibine unity."

આ અવતરણો પરથી જાણી શકાય છે કે તેઓ તવહીદ પરસ્ત હતા. ભલું અને બુરું ઇશ્વર તરફથી આવે છે, એમ માનતા હતા. પોતાનાં સર્જનના હર્ષ કે શોકમાં ઇશ્વર તેની સાથે છે. સર્વ વસ્તુ ઇશ્વરતી છે અને સર્વ વસ્તુ તેની ઇચ્છાને અનુસરે છે એવો તે સત્તાશીલ છે. મરણ પામવા પછી અનંત સુખની આશા રાખીને બેસી ન રહેતાં આ દુનિયામાં સુખનું સ્વર્ગ કાં ન સર્જવું? પોતાની આ ફિલસુફીને સામાન્ય ફારસી કવિઓની જેમ ગુલાબ, બુલબુલ અને સુરા એવાં નિદર્શનોમાં એ મૂર્તિમંત કરે છે. એક આધ્યાત્મિક સુરા એક પ્રતિક છે અને તે એ દ્વારા આધ્યાત્મિક એકતા સાધે છે-તન્મય બને છે.

અલબત્ત એ ખરું છે કે 'કવિ' તરીકે ખૈયામનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. એમની પોતાની સ્વતંત્ર વિચાર સરણી છે. તેઓ માત્ર સુફી જ નથી, એક ફિલસુફ પણ છે. પોતાની એ મિશ્ર દૃષ્ટિથી તે જીવનની વાસ્તવિકતાઓને જુએ છે. આ ઉપરથી તેઓ પોતાની પંક્તીના સુફી છે, એમ કહીએ તો ખોટું નથી. મૌલવી નજમુલગની અને સૈયદ સુલેમાન નદવી પણ એનું એ પ્રકારે સમર્થન કરે છે. ઇરાનના કેટલાક સુફીઓ એમની કૃતિમાંથી સુફી અર્થો તારવતા હતા, એ વિષેના પ્રમાણો મળી આવે છે. ખૈયામની-કૃતિઓમાં વિશેષ સંશોધન અને એમના ફિલસુફીનું વાસ્તવિક હાર્દ સમજવાને હજી વિચારણાને સ્થાન છે. ખૈયામને એ સિવાય યોગ્ય ન્યાય આપી શકાય એમ નથી.

હવે અત્રે (Jhon Pollen) જહોન પોલનના અનુવાદ અને તેના ગુજરાતી અનુવાદના થોડાક નમુના જોઇશું.

Jhon Pollen:-

Khyyam! for sin why sorrow so?
What profits great or little woe?
Who sins not can not mercy know,
For sin came Mercy here below.

ગુજરાતી:-

ખૈયામ! શાને પાપના પરિતાપથી અંતર દહે?
ઓછા કે અદકા ખેદ અશ્રુ વહાવ્યે શું વળે?
જાણે નહિ જે પાપને ઇશ્વરકૃપા જાણે નહિ;
જો! પાપ અંગે કૃપાનું આગમન નભના તળે!

Epicurian દૃષ્ટિએમાં પાપની સંભાવના અને ઉત્તેજન જ નહિ પણ પાપનાં સમર્થનનો આડકતરો પરિહાસ પણ જોઇ શકે પણ વસ્તુતઃ ખૈયામનો આશય એવો નથી. વસ્તુતઃ પાપથી ઇશ્વિરકૃપાથી નિરાશ થવું જોઇતું નથી. 'લાતકનતુ મિનંરહમ તિલ્લાહાના સુત્રોનો આ પ્રતિઘોષ જ છે.

Jhon Pollen

In schools, in church, in cloister cell,
Some seek far hevren, some fly frome hell,
But who in soul god's secrets knows,
Such seed within his heart ne'er sows.

ગુજરાતી:-

વિદ્યાલયે કે મન્દિરે મઠવાસ કે મઠી આંગણે.
કો નર્કથી ઉડી જવા-કો સ્વર્ગ ઝંખે છે પણે.
આત્મા મહિં પણ ઇસ કેરા મળે જે ખોળે નહિ,
અને રૂદે એ બીજ કયાંથી ઉગશે આરો પણે?

આત્માચિંતનનું બાહ્યસ્વરૂપ વાસ્તવિક રીતે

ફેળવતુ નથી પણ આત્માચિંતનથી જ ઈશ્વરનો મર્મ જાણી શકાય છે, એવો નિર્દેશ અત્રે કરેલો છે આત્મચિંતન 'મુરાકિબા'નુ સમર્થન એમાથી મળી રહે છે વળી વહેદતની મૂળ સર્વવ્યાપી ભાવનાનુ પણ પરોક્ષ દર્શન આ કવનમાથી મળી રહે છે.

Jhod Pollen

The spring-a fairy-form and wine
If this on meadow's slop be mine,
Through every one the thiny should bleme
Better a dog if heaven I d name

ગુજરાતી —

ઉપવન વસંત, વન અપ્સરા, ઉલ્લાસની પૂરક સુધા,
ઢોળાવવાળી બીડ ભૂમિ પ્રાપ્ત હો મારે કના,
પ્રત્યેક જણુ આ વસ્તુનો દપકો મને દેશે જરૂર,
સ્વર્ગો નહિ કા ભાવિનો એક શ્વાન રૂચે દેહ આ ?

આ રૂબાઇમા પાર્થિવ ભાવના સ્પષ્ટ રીતે જાણી શકાય છે મૌલ્વી નજમુલગનીની તથા સૈયદ સુલેમાન નદવીના મતવ્યો જોતાએ તો તેઓ ખૈયામના મૂળ કવનો બીજાઓના મિશ્ર થયેલા કવનને એનુ કારણુ માને છે મેકવીલન લાયબ્રેરીની ખૈયામની રૂબાઇઓની પ્રમાણભૂત ગણાતી પ્રતમા ૩૦૦ થી વધારે રૂબાઇઓ નથી વળી વિનફિલ્ડના અનુવાદમા પણ વધુમા વધુ ૪૦૦ રૂબાઇઓ જ ખૈયામની હોવાનું ઓટો રોપ ફિલ્ડ માને છે એ કરતા વિશેષ પ્રમાણભૂત ખૈયામની રચેલી રૂબાઇઓ હોવા વિષે પુરાવિદો શંકા દર્શાવે છે ખૈયામના સ્વભાવ અનુસાર એની 'હિન્દાનાગોઇ'ની થોડીક રૂબાઇઓ બાદ કરીએ તો પછી તેમને ઓછો જ અન્યાય થાય એમ છે આઝમગઢની પ્રતમાં પણ ૮૫૦ રૂબાઇઓથી વિશેષ રૂબાઇઓ નથી આજે ૧૨૦૦ રૂબાઇઓથી જેટલી સખ્યા ખૈયામના નામે ચઢાવેલ છે આવી ક્ષેપક રૂબાઇઓમા ઉપરોક્ત રૂબાઇ હોય તો શકા જેવુ નથી.

Jhon Pollen

No man may pass behind the veil,
Nor of its secrets t ll the tall,
In earths dull dust alone is rest
Drink wine ! here silence-suiteth best

ગુજરાતી

રે ! આવરણુ પાછળ કોઇ માનવ ન જઇ શકશે કદા
કે જિંદગીના ભેદ કહેનારા નથી નિર્જની ક્યાં,
આ પૃથ્વીની માટી મહિં કેવળ રહ્યુ શાન્તિ-સદન,
એક મૌન ઉત્તમ છે અહિં પી રસઝરિણી શુભ્ર ગ.

જિંદગીના મર્મો અણુ ઉકેલ્યા રહ્યા છે તેના કોયડાનો ઉકેલવાનો પ્રયત્ન કરનારા અસંખ્ય લોકો થઇ ગયા છતા એ અણઉકેલ્યા રહ્યા છે ખૈયામના કોયડાઓનો ઉકેલ અસંભવિત માને છે અને તે માટે ત્રણુજ વસ્તુને અગત્યની ગણે છે મૃત્યુ પછી કબ્રનુ શાતિસદન, જીવનકાળમા આ મર્મો માટેનુ પ્રગાઢ મૌન અને જીવનમા શકા આણુતા સુરામાન શોક ભૂલાવનારી માનસિક પ્રવૃત્તિ કારણુ કે એ વિના માનવી માટે બીજો ઉપાય નથી

ખૈયામની રૂબાઇઓમા દર્શાવવામા આવેલા વિચારોની ઝાખી આ ચાર રૂબાઇના અનુવાદમાથી મળી રહે છે ખૈયામ ઇમજુ રૂશદ કે અબુનસર ફારાબી જેવા ફિલસુફ નથી છતા એમને ફિલસૂફીનો અભ્યાસ અને સ્પર્શ છે જલાલુદ્દીન રૂમી અબુબકર જેવા તેઓ પ્રકાડ સૂફી નથી છતા તસવ્વુફનો રંગ એમના આત્માને સ્પર્શ્યા વગર રહેતો નથી આ ઉપરાત ખૈયામનુ પોતાનુ સ્વતત્ર વ્યક્તિત્વ છે અને ફારસી કવિતાની 'હિન્દાના ગોઇ' જેવી એમની લાક્ષણિકા 'હિન્દાના ગોઇ' છે, ખૈયામના જીવન અને કવનના ઘણા એવા સવાલો છે, જેમા ઉકેલ અત્યારપર્યંત પુરાવિદોએ આપ્યો નથી છતા ખૈયામ બધાને જ પ્રાયઃ ગમે છે અને એની કાવ્યાવાણીમાથી બધા પોતપોતાનો રસ મેળવી લે છે ઇરાનની ખાકમાથી ઉત્પન્ન થયેલા અને આતરરાષ્ટ્રીય ખ્યાતિને વરેલા કવિઓમા ખૈયામ પણ પોતાનુ સ્થાન ધરાવે છે ખૈયામ વિષે માત્ર એક જ દષ્ટિપાત કરવાનો મારો હેતુ હતો અને તે અનુસાર ફિટ્ઝરલ્ડના બહુ જ જાણીતા થઇ ગયેલા અને પોલનના ઓછા જાણીતા એવા મતવ્યો મતવ્યોની એક સાધારણુ ઝાખી અત્રે કરાવવામા આવી છે

# આવતી પેઢીના કવિઓઃ 'શશિન' ઓઝા

આ આશાસ્પદ નવીન કવિએ તાજેતરમાં જ ગુજરાતી વિષય સાથે એમ. એ.ની પરીક્ષા આપી છે. 'કવિતા'ના વાચકો સમક્ષ આ અગાઉ એમની કૃતિઓ રજુ થએલી. ભાઇ શશિન ઓઝાની કવિતાઓનો સંગ્રહ પ્રગટ થયો નથી છતાં એક સારા સંગ્રહમાં જોઇએ એવી કૃતિઓ એમની પાસે મોજૂદ છે. એમની કૃતિઓમાં સરળતા, વિશદતા, સચોટતા અને લાક્ષણિકતા પણ છે. એમની રમૂજવૃત્તિ પણ એમની કૃતિઓને ઓપ આપે છે. આવતી પેઢીના કવિઓમાં આ ઝરણ ગંગા થવાને સર્જાયેલ છે એમાં શક નથી...પણ એ ઝરણાનો વહેણ બહુ સ્વચ્છંદે ન વહે તો.

સારા કવિમાં આવશ્યક એવા બધા જ ગુણો આ કવિને વરેલા છે અને આથી જ આ નવીનતર કવિબંધુ આશાસ્પદ રહે છે. અહીં એમની છ કૃતિઓ સમેટવામાં આવી છે. "શિશુને પ્રાર્થના" એ આ સૌમાં વિશેષ કરુણ અને ચિંતનપ્રધાન છે. એમાં લાગણી છે તેટલી જ એક બાળકના મનોભાવને સમજવાની ભાવના છે. બાળક અને જીવન એ બે બિન્દુઓને એમણે વિચાર વર્તુલોથી વિકસિત કર્યાં છે. એક નહિ પણ સંખ્યાબંધ પંક્તિઓ હૃદયસ્પર્શી થઇ છે. શરૂઆતમાં કરુણનું ચિત્ર છે પણ પરિણામે સૌંદર્યનું દર્શન છે. એ દર્શન મૂર્ત્ત થાય છે. "કેશ બંકિલા તણી બે લટ લ્હેરાઇ બને છે ભીની અશ્રુમાં"થી બાળકના રૂદનને સમજવા કવિ પ્રયત્ન કરે છે. અને પૂછે છે "ગયું કોણ હરી તારા મંજુ જીવનહાસ્યને ?" બાળકને ન રડવાની સલાહ આપી કવિ કહે છે, "કે હમણાંથી જ શું કામ આંસુઓ ખૂટાડી દે છે. ભાવિ જીવનમાં પણ રડવા માટેના પ્રસંગો એક નહિ પણ અનેક આવે છે. આ કવિની દષ્ટિએ જીવન એ આંસુમય લાગ્યું છે. પણ બાળક આજે રડે છે એ કવિ પોતે સહન કરી શકતો નથી. આખી કૃતિ મનોહર છે, સરળ છે. કરૂણઘેરી છાયા, સુમધુર શબ્દાવલી છે છતાં "ગયું કોણ હરી તારા મંજુ જીવન હાસ્યને !" એ પંક્તિથી કવિ જુદી જ વિચારસરણીએ આગળ વધ્યા હોત તો આ વેગમાં હજુ વધુ ચિંતનશીલ કૃતિ સાંપડી હોત। 'વિવેચક ચતુષ્ય'માં પણ કવિએ વિવેચકોના ગુણને વણી લઇ સુંદર શ્લોકો બનાવ્યા છે. "વાદળી વરસી ભીની"માં સહજ સ્વાભાવિક શબ્દાવલિ, વેગ વગેરે લાક્ષણિકતાઓ વાદળીના વેગને-સારી રીતે રજુ કરે છે. આખી કૃતિ છેવટ સુધી સરળ પ્રવાહી રહે છે-એક બાજુ ગ્રીષ્મનો પરિતાપ અને બીજી બાજુ નાનીશી વાદળીની વૃષ્ટિ એ બંનેની સ્થિતિ કવિએ સુંદર શબ્દચિત્રો દ્વારા રજુ કરી છે. 'અનુત્તરા'માં પણ પ્રાસાદિકતા સુમધુર છે. એ કૃતિમાં મૃદુતા વિશેષ સ્પષ્ટતાથી તરવરે છે. આ કવિની અહિં રજુ કરેલી તમામ કૃતિઓ પરથી એક વાત તો ચોક્કસ ફલિત થાય છે કે કવિ પાસે જોઇતો શબ્દભંડાર છે, પ્રાસાદિકતા અને પ્રવાહિતાના આવશ્યક લક્ષણો એમની હથોટીને વરેલાં છે. પરિણામે છંદોરચનાની દષ્ટિએ કોઇ પણ કૃતિમાં શિથિલતાના દોષ જણાતા નથી શ્રી ઓઝા ટૂંક સમયમાં જ ગુજરાત સમક્ષ પોતાનો સુંદર સંગ્રહ રજુ કરશે એ અપેક્ષા રાખવી વધુ પડતી નથી જ.

❦



## અમારું જગત

અમારી આકાંક્ષા, હૃદયગત ભાવો અવનવા,
ગુનાની આશાઓ, મધુર સુખદા જીવનદશા
અમારા સ્વપ્નોના જગત મહીંને કલ્પનધરા
વિષે દીઠું સર્વે અનુભવ્યુ, પછી ઈતર સ્પૃહા
વસે ના આ હૈયે–સ્થૂળ જગતની શી અભરખા!

## કુમુદિની

પ્રકાશે છે ઈન્દુ રવિ તણું લઈ તેજ ઉછીનું
ન નિંદો આરોપો પરજીવી ગણીને લઘુપણું
પરંતુ બાળે છે અસહ કિરણે જે અણુઅણુ,
સમાવી એ જ્વાળા ભિતર, છોને બળુંમળું"
શશીએ આત્માના અમિમય રસોથી દ્રવીદવી
પ્રસારી કાન્તિ ને જગ ઉજવી રહેતું કુમુદિની

## અનુત્તરા

રજત ધવલા રંગે વર્ષી રહી હતી ચંદ્રિકા,
અનિલલહરે પર્ણો સાથે શરુ કરી ગોઠડી,
હૃદયસરમા જાગી ઊઠયા તરંગ–વિવર્તનો,
રસિક રસના બોની ઊઠી 'કુ . ઉ' મદઘેનમા!
ઘડીક પ્રસરી શાંતિ વ્યોમે હસી રૂપચંદ્રિકા,
અનિલલહરે ડોલી ઊઠયા તરુવર સામટા,
ક્ષણ ન થઇ ત્યા સામે ઊડી કરી રવ કદરા,
રણઝણી ઊઠયુ હૈયુ સુણી જવાબ નિસર્ગના!
વહવી ઉરની ધારા, શબ્દો નહીં–દિલ આ ધર્યુ
પ્રણયનિતર્યું પોતે, શબ્દો બની કવિતા રચ્યુ,
સફળ ઉરને દ્વારે દ્વારે અજંપ દિલે ફર્યું,
નિરખી 'મના' રસ્તે રસ્તે હતાશ બની ફર્યું.
કરુ શુ તુજને કિંતુ ?–
નીરવ પ્રસરી મૃત્યુ જેવી ભયાનક શાંતિમા
અધર ફરકયા લેશે નહિ ને ઉભી તુ અનુત્તરા!

# શિશુને પ્રાર્થના

[અનુષ્ટુપ્]

રડ મા બાલ, ઓ વ્હાલા! લૂછી લે નેત્રબિંદુડાં,
વર્ષી જા મધુરાં કિર્ણે ફરીથી હાસ્ય ઇન્દુનાં!
ટપ ટપ પડે છે આ કપોલે અશ્રુનાં ટીપાં.
ખરે છે નેત્રની આડે હથેળી કેરા બંકિમા
તણી બે લટ લ્હેરાઇ બને છે ભીની અશ્રુમાં!
(બાળ! આ રોદણું કે છે. સૌન્દર્યવૃદ્ધિની લીલા!!)
ના, ના, તોય નથી જાતાં સહ્યાં આ તવ ડૂસકાં,
ચીરતાં ક્રંદનો તીણાં સ્વરો, આ સહ હીબકાં;
જેવી આ વદને લાગી લટથી વૃદ્ધિ રુપની.
તેવી ના ક્રંદને લાધી વ્હેતી ગંગા પીયૂષની!

ડૂસકાં દૂરનાં તોયે માહરા ચિત્તદેશમાં
મંથનો જગવે ઘોર અસહ્ય આજ એ બધાં;
ઉકળાટ ભરે દિલે જગાવે ગૂઢ વેદના
વ્યથાનાં પીડતા તીરો અંગોને એક સામટા'
કરુણાર્દ્ર ચીસો તારી હરે છે મુજ સ્વાસ્થ્યને
ગયું કોણ હરી તારા મંજુ જીવનહાસ્યને?
હા! હા! તારે હશે કે આ દુઃખો કેરા દાવાનળે
રડવાનું ઘણું યે છે માનવીને ડગે ડગે
શીશવે રડીને રાખું ઓછું અંત્ય વિભાગમાં
એવું કંઇ ગણીને છોડયાં આંખેથી ધોધ અશ્રુનાં?

રડવું તો રડી લેવું બધું યે એક સામટું,
આંસુ વચ્ચે રચી દ્વીપ નકામું ચિર જીવવું?
ભમતી શર્વરી ઘોર છો ને વ્યોમવિતાનમાં
પ્હેલેથી જ અને ઊગે છો ને ચંદ્ર ન તારલા'
જીવનાકાશમાં જાગો પ્રવાતો રુદ્ર કાળના,
અંધારાં ગાજતા છો ને જીંદગીનાજ પ્હેરોઢમાં!

આવશે, આવશે ઉષા પછીથી વૈભવે ભરી,
લાવશે રંગસમૃદ્ધિ કંકુના સ્વસ્તિકો રચી!
આશ ઉલ્લાસ ને ઊર્મિ ફેરી લ્હેરી તરંગિણી,
ફૂટશે ચેતના પાંખો ઊડાશે દેવની ભણી!

રાજશે ભાસ્કર વ્યોમે, પ્રતાપી તેજ—ઉજ્જવલ
વિહારી તમના ઓથો-શુભંકારી નિરંતર!
—એવી એવી દુરાશામાં કરે શું બાલ, ક્રંદન!
ના, ના, એવું નથી બાલ! અહીં તો રડનારને
નસીબે વધતાં રોણાં, કૈતવપૂર્ણ આ જગે
નિયતિ યે કરે ફેંકયા રુદનો રડતા શિરે.
અને ક્યાં રડવાનું છે ઓછું આગળ કે પ્રિય,
આજથી ખૂટવી નાખે આંસુ કેરા સમુચ્ચય!
સ્વાર્થ, હિંસા, દગા કેરા પ્રતિરુપો ડગેડગે
ભેટશે, અગ્નિ શા દહશે કૃતિઘ્નિ પુરુષો જગે—

ધિક્કાર, અપમાનો ને વૈર, ક્રોધ, વિષાદના
ઘેરશે ભૂતડાં ઘોર, વ્યાપશે દિલ, વેદના!
બનશે બેવફા પ્રિયા આલિંગીને ઉરસ્તલો
ચૂરશે એકલું હૈયું સહે ના વિષનાં શરો!
રુંધાશે, રડાશે ના પૃથ્વીના વ્યવહારમાં!
ત્યારે હે દેવદીધેલાં! એકાંતે એકલાં ખૂણે
કે કો સહૃદયી સાથે ખોલવા ઉરઆગળા
દીલનાં ડૂસકાં છૂટાં જોઇશે ધોધ અશ્રુનાં
રાખ એ માટ સૌ આજે—હીબકાંને પ્રલાપ સૌ!!

તારી આંસુ ભરી આંખે સ્ફુરાવ જ્યોતિ હાસ્યની
પ્રેરી દે ચીનગારી તું મારે અંતર સ્વાસ્થ્યની!
કલ્લોલે ગૂંજતું પાછું થઇ જા બાલ મસ્તીમાં,
ધરી લે ગૌર ગાલે આ ફરીથી હાસ્યલાલિમા!
રડ મા પ્રાર્થું ઓ વ્હાલા! લૂછી લે નેત્રબિંદુડાં
ફરીથી મધુરાં કિર્ણે વર્ષી જા હાસ્ય ઇન્દુનાં!



# વાદળી વરસી ભીની

વરસી ગઈ રસવાદળી

ઉના ધખ્યા સહરા તણા વાતા હતા જ્યાં વાયરા,
ને ઊડતા ચારે તરફથી શુષ્ક રેતીકાંકરા!
ચારે દિશા પ્રજળી રહેતી આશતડકા આકરા–
ઉરની ભૂમિ રસકસહીણી—
ત્યાં વાદળી વરસી ભીની!

ઝરણાં તણા કલકલ ધ્વનિ, મંજુ સૂરાવટ પંખીની,
ઠંડી સુગંધી લ્હેર વાયુની નહીં, પુષ્પો તણી–
નહીં સુરભિ ચેતન ઝરી—
ત્યાં વાદળી વરસી ગઈ!

રુપ ન્હોતાં, રંગ ન્હોતા, કર્ષણુ ન'તાં અમર્ષનાં,
અંતર હતાં અંધાર, જામેલા ઘનો તિમિરે ભર્યા,
થર શીતના જામ્યા સ્થળેસ્થળ, ઓઘ કાળા ઉમટયાં;
સ્વપ્નુ ન'તુ જલબિંદુનું—
ત્યાં વાદળી વરસી મૃદુ!

પાગર્યાં પુષ્પો, વહ્યો વાયુ સુગંધી, મંજુલા
બોલ્યા બપૈયા તૃપ્ત, કુજ્યા કોકિલો ને મોરલા!
કયાથી વહી આ ચાંદની સમ શીતલા મીઠી હવા?
તૃણ ન'તાં ત્યાં કુંજ લીલાધામ થ્યાં કાશ્મીરના!
કણકણુ સુધારસ વાહિની—
અહીં વાદળી વરસી ભીની!

# વિવેચક ચતુષ્ટય*

(૧)

તેની ફરી વિકળ દૃષ્ટિ સરસ્વતીના
ક્ષેત્રે, દીઠું ઘણું અપૂર્વ, ઘણુંય ક્ષુદ્ર,
વિવેકહીન દિલને નવ કાંઈ રુચ્યું,
મીઠું બગાડયું શતધા 'નથી કૈં નથી જ !'

(૨)

તેની ફરી સકળ દૃષ્ટિ સરસ્વતીના,
ક્ષેત્રે દીઠું ઘણું અપૂર્વ ઘણુંય તુચ્છ;
મોહી પડયું દિલ 'અપૂર્વ, અપૂર્વ સર્વ'.
આનંદ મુગ્ધ જન વાણી વદીઃ 'અપૂર્વ'

(૩)

તેની પડી વિરૂપ દૃષ્ટિ સરસ્વતીના
ક્ષેત્રે, વસ્યો કુટિલ મત્સર રામરમ્ય;
ઇર્ષ્યાસૂયા ચડી દીઠા ગુણને ય દોષ
ચંચુભરી મળ, વીતે દિન કાગડાના !

(૪)

તેની પડી રસિક દૃષ્ટિ સરસ્વતીના–
ક્ષેત્રે દીઠું ઘણુ અપૂર્વ, ઘણુંય તુચ્છ;
સૌન્દર્યગ્રાહી ઉરનો બસ તત્ત્વ પેખે,
ને દૃષ્ટિ દિવ્ય રસશોધનમાં વિરામે !

---

*સંસ્કૃતિ આલંકારિક રાજશેખરે વિવેચકોના ચાર પ્રકાર પાડયા છે. **अरोचकी, सतॄणाभ्यवहारी, मत्सरी અને तत्त्वाभिनिवेशी.** પહેલાની દૃષ્ટિમા કોઇનું સારું વસ્તું જ નથી. ઉત્તમ કૃતિ જોઇને પણ એ મોઢૂંજ બગાડે ! બીજાને બધુંજ સારું લાગે ! નબળામાં નબળી કૃતિથી માંડી ઊંચ કામકૃતિ સુધી ત્રીજો સ્વભાવે અદેખો લેખકોની એ અદેખાઇજ કર્યા કરે, તેના ગુણને પણ મારા દોષરુપજ બતાવે ! ને માત્ર મળશોધક સ્વભાવથી પોતાની વાયસવૃત્તિ પ્રગટ કરે છે. આ ત્રણે ટીકાખોર ! વિવેચક એકયે નહિ. સિવાય કે વિવેચકનો નિકૃષ્ટતમ અર્થ કરીએ સાચો વિવેચક તે ચોથો વર્ગ. તત્વાભિનિવેશી, આજ સાહિત્યને સાચો ઉપકારક વર્ગ છે ને કૃતિનું હાર્દ પકડી તેનું અવિતથ રસોદ્બોધન કરે છે !

# વંદેમાતરમ્

આ ગીત ભારતભરમાં રોજબરોજ હજારો વ્યાસપીઠ પરથી ગવાય છે. મહાન બંગીય નવલકથાકાર બંકીમચંદ્ર ચેટરજીએ ૧૮૮૧માં રચેલા આ ગીતની તે સમયના બંગયુવકો પર જાદુઈ અસર થઈ હતી. ૧૮૮૩માં મહાન બંગાળી દેશભક્ત શ્રી સુરેન્દ્રનાથ બેનરજી સામે સલ્તનતના સત્તાવાળાઓએ ખટલો માંડયો ત્યારે આ ગીતનો ઉપયોગ એક કાનેથી બીજે કાને સૂત્ર તરીકે થવા લાગ્યો. આ પ્રચાર શાંત પડયો પરંતુ આ ગીત માટેનો જનતાનો પ્રેમ જેવો ને તેવો રહ્યો.

આ ગીત આપણને અઢારમી સદીના છેલ્લા દસકાઓ વખતની બંગાળની યાતનાઓની યાદ આપે છે. વોરન હેસ્ટીંગ્સની એકમાત્ર ધૂન બંગાળમાં બને તેટલું મહેસુલ ઉઘરાવવાની હતી. જનતાની સ્થિતિની તેને પરવા ન હતી. મુસ્લિમ અમલ છેવટનાં ડચકાં ખાતો હતો. અને તેના સત્તાધારીઓને પ્રજાના દુઃખ તરફ જોવાનો સમય નહોતો.

"૧૭૭૦માં બંગાળામાં ભયંકર દુકાળ પડયો અને એ આખા વર્ષ દરમ્યાન તેનું જોર ચાલુ જ રહ્યું. આ આફતમાં પ્રાંતની વસતીનો ૩જો ભાગ નાશ પામ્યો, છતાં ૧૭૭૧માં ઉઘરાવાયેલી મહેસુલનો આંકડો ૧૭૬૮ (જે વર્ષ ૧૬ આની પાકનું હતું) માં ઉઘરાયેલા મહેસુલ કરતાં પણ વધુ હતો. સ્વાભાવિક રીતે જ એવી આશા રાખવામાં આવે કે આ મહાન આફતના પ્રમાણમાં મહેસુલ પણ ઓછી આવે, પરંતુ તેમ ન થયું તેનું કારણ તે અગાઉના જેટલી જ ઉઘરાવવાને કરાયેલી સખ્તાઈ હતી." (૧૭૭૧ના નવેમ્બરની ૩જીએ વોરન હેસ્ટીંગ્સે કોર્ટ ઓફ્ ડાયરેક્ટર્સ પર લખેલા પત્રમાં જબરાઈથી મહેસુલ કર્યા બદલ વડાઈ લેવા આ ધૃણાજનક એકરાર કરેલો છે.)

બં. સં. ૧૧૭૫નું વર્ષ સારું હતું. તે વર્ષમાં ૧૫૨ લાખ રૂપિયા મહેસુલ ઉઘરાવાયેલી, ૧૧૭૬માં અડધો પાક નિષ્ફળ જવા છતાં ૧૩૧ લાખ રૂપિયા ઉઘરાવેલા, ૧૧૭૭માં દુષ્કાળ અને રોગચાળો પૂરજોરમાં હોવા છતાં રૂા. ૧૪૦ લાખની મહેસુલ ઉઘરાવેલી, ૧૧૭૮માં જ્યારે અડધો દેશ ઉજ્જડ થઇ ગયો હતો અને જમીન પડતર પડી રહી હતી ત્યારે મડદામાંથી લોહી ચૂસતા હોય એમ ૧૫૭ કરોડ ઉઘરાવાતાં લોકો બેફામ બન્યા અને સત્તાવાળાઓ સામે માથે ઊંચક્યું. બૃહદ્ બંગાળના સાધુસન્યાસીઓએ કાયદો અને વ્યવસ્થા પોતાના હાથમાં લીધાં અને ખાસ કરીને ઉત્તર બંગાળ અને આસામમાં સરકારી તિજોરીઓ લૂંટવા માંડી. મહેસુલ લઇ જતા અમલદારો અને તેમની વચ્ચે ધીંગાણાં જામતાં અને કેપ્ટન થોમસ અને કેપ્ટન એડવર્ડઝના હાથ નીચેના સિપાઇઓને તેમણે હરાવ્યા હતા. આ ધાર્મિક ઝનૂનવાળા ત્યાગીઓને કાંઇપણ ગૂમાવવાનું નહોતું, જ્યારે દરેક લાભ મળી શકે તેમ હતો. તેમને ગ્રામજનતાની છૂપી મદદ અને સહાનુભૂતિ હતી. તેઓ ખડતલ અને હિંમતવાળા હતા અને ભૂખે મરતા હજારો તેમની જમાતમાં જોડાયે જતા હતા. આ લોકો તરફથી મહેસુલની થતી લુટે સરકારી નોકરોને વર્ષો સુધી તોબાહ પોકરાવી હતી.

બંકીમબાબુએ 'આનંદમઠ'માં આ પાર્શ્વભૂમિ પર તેની વસ્તુસંકલના કરી છે. ૧૮૮૧માં આ પુસ્તક લખાયું અને ૧૮૮૨માં જ્યારે શ્રી બંકીમબાબુ હાવરામાં મેજીસ્ટ્રેટ હતા. તે વખતે તે પ્રગટ થયું હતું. તે સમયે બંકીમબાબુ વય ૪૩ વર્ષની હતી અને બંગાળી સાહિત્યકાર તરીકે તેઓ સારી નામના મેળવી ચૂક્યા હતા.

આનંદમઠની ઉચ્ચ ગંભીર અને માનવતા

સ્પર્શી વસ્તુસંકલનાએ બંગાળી હૃદયોને હલમલાવી મૂકયા. તેમના પ્રથમ પ્રકરણની શરૂઆત એકાકી પ્રશ્નથી એકાન્ત જંગલની નિરવતામાં પડતા ભંગથી થાય છેઃ "શું મારી ઇચ્છા પરિપૂર્ણ નહિ થાય ?" આ પ્રશ્નનું ત્રણ વખત પુનરુચ્ચારણ થાય છે, અને તેને એક ગૂઢ અવાજ જવાબ આપે છેઃ "તમે તે માટે શું મૂલ આપવા માગો છો ?" પ્રશ્ન પૂછનાર નિખાલસ અવાજથી જણાવે છે, "હું તે માટે મારો જીવ આપું." તરત જ તેનો રદીઓ મળ્યો. "જીંદગીની કાંઇ વિસાત નથી, દરેક તે આપી શકે છે."

પૃચ્છક આશ્ચર્ય પામ્યો અને બોલ્યો, મારી પાસે તે સિવાય બીજું છે શું તે આપું ? આ પ્રશ્નનો ગર્જના ભર્યો જવાબ મળ્યોઃ "ભક્તિ".

ખરે, આવેશમાં આવી જઇને માણસ પોતાનો જીવ સહેલાઇથી આપી શકે છે પરંતુ એક આદર્શને પોતાની અતૂટ અને અનન્ય ભક્તિ અર્પણ કરવી એ સહેલી વાત નથી. 'વંદેમાતરમ' પાછળ માભોમને અનન્ય શક્તિ આપવાની આ ભૂમિકા રહેલી છે.

આ ઉચ્ચ કાવ્યકૃતિમાં દેશ પ્રત્યે માતા તરીકે અનન્ય ભક્તિભાવ રાખવાનો ધ્વની છે. ૧૭૭૦ની બંગાળનાં દુઃખદર્દોની રજુઆત કરતી એ નવલકથા લેખકે જાણે પોતાના હૃદયના રકતમાં કલમ બોળીને લખી હોય એવી છે. લોકો ન છુટકે પોતાનાં સ્ત્રીસંતાનોને વેચવા ફરતા હતા પણ કોઇ લેનાર નહોતું. તે પરિસ્થિતિમાં ફકત મહેસુલ મેળવવામાં તલ્લિન બનેલી સત્તા સામે સફળ બળવા બાદ સંતાન (સંન્યાસીનો એક વર્ગ) નેતા ભવાનંદ પોતાની આંખમાં અશ્રુ સાથે વંદેમાતરમ્‌નું ગીત ગાય છે. ભારતને તેમાં માતા તરીકે વર્ણવ્યો છે અને કવિ વારંવાર જણાવે છે કે જો તેનાં સંતાનો એક સંપ થાય તો તેને કદી પણ લાચાર બનવાનું હોય નહિ. હિંદુ કવિ મા ભોમને દુર્ગા દેવી કલ્પે છે પરંતુ તે તો સરખામણીની કલ્પના છે અને તેને મૂર્તિપૂજા સાથે કંઇજ લેવાદેવા નથી.

આ ગીતે ભારતભરના યુવાનોને આકર્ષતાં સત્તાવાળાઓનો તે સામે લાલ ડોળો થયો. 'વંદેમાતરમ્' એ બે શબ્દોને વર્ષો સુધી ભયંકર રાજદ્રોહી લેખવામાં આવ્યા હતા. હજારો દેશપ્રેમીઓએ પોતાના હોઠથી એ શબ્દોને ઉચ્ચારતાં લાઠીઓ અને જેલયાતનાઓ સહી છે. અરવિંદ ઘોષ, બીપીનચંદ્ર પાલ, સુરેન્દ્રનાથ બેનરજી, લાલા લજપતરાય, બાલગંગાધર તિલક અને બીજા અનેક 'આનંદમઠ'માંથી પ્રેરણા મેળવી છે.

'ગુજરાતી પંચ'



# गुलाम

श्री उमाशंकर जे.. जोषी गीतको भ्रशानुवाद.

मैं गुलाम ?
कुदरत के बागका अमूल फूल आदमी गुलाम ?

खिलते कितने आजाद गुल ये-खिलते !
उडते कैसे आजाद पंछी—उडते !

उडते हिलाते डाल पेडकी-
कोअी नहीं कहता 'ना' ।

सर सर सरती सरित निर्मला,
कल कल सरता झरना प्यारा,

धीरे बहती लहरे उसकी
सोधी नहीं क्यों रोके ?

गर्जन करता सिंधु देखो
चपल तरंगे उसकी देखो

उसके गीत न रोके कोअी
नव-नित हमेशा गाता ॥

कुदरत है आजाद नगाम
आदमी ही क्यों अेक गुलाम ?

मञ्जुल



# પગદંડીને પંથે

## કોલક

આ વિભાગમાં આ વખતે સાત કૃતિઓ લેવામાં આવી છે. એમાં "પૃથ્વીછંદ" કૃતિ પૃથ્વીમાં જ લખાયેલ છે અને તે ઉપરાંત પૃથ્વીપિતા સમા પ્રો બળવંતરાય ઠાકોરને સ્પર્શીને કવિએ આ કૃતિને રસપ્રદ કરી છે. પૃથ્વીનો ભાર 'શેષ' ન ઉપાડી શક્યા ત્યારે સમર્થ બળવંતજ એ વિકટ કાર્ય સિદ્ધ કરી શક્યા અને તે કેટલી આસાનીથી–'પહાડ ટચલી ધરી આંગળી !' આમ આ કૃતિ શિથિલ હોવા છતાં કહેવાની વસ્તુને ઠીક ઠીક સ્પષ્ટ કરે છે. પણ છેલ્લી ચાર પંક્તિઓમાં એમણે પૃથ્વી–પ્રયાસને પૌંડ્ર શંખ સાથે સરખાવ્યો છે. પણ કવિએ પોતે જ જ્યાં આ છંદ અજમાવ્યો છે ત્યાં બીજું શું કહી શકાય ? 'પૃથ્વી'માં માધુર્ય કે ગેયતા નથી એમ કેમ પણ કહી શકાય ? ગમે તે હોય–અહિં તો આ એક કવિતા કવિ-વ્યક્તિની પદ્યબંધ વિચારકણિકા તરીકે મૂકી છે. સમગ્ર પૃથ્વીના ગુણદોષ ચર્ચવાનો અવકાશ અહિં નથી પણ જે પૃથ્વીમાં આ કવિતા લખાઈ છે તે પૃથ્વીની ચર્ચા જ યથાસ્થાને લેખાય આ ઉપરાંત શ્રી પ્રાણલાલ, શ્રી શ્રવણ જયસ્વાલ અને શ્રી "શશી" તેમજ શ્રી "અશ્રુ"ની કૃતિઓ પણ ઉલ્લેખ માંગી લે છે. 'અંતરમાં વસી તું' એ સરળ મનોહર રચના છે. જેવી હતી તેવી જ અંતરમાં વસી રહેલી પ્રિયતમા પ્રત્યેની લાગણી કવિએ ઠીક સફળતાથી આલેખી છે. "સ્મરણ સાદ" 'ગુપ્ત' શબ્દ ખૂંચે છે! કૃતિ સરળ છે–કૃતિમાં કવિને નવું કશું જ કહેવાનું નથી છતાં કવિ પ્રિયાની પ્રશસ્તિમાં પાછીપાની કરતા નથી. "ભગિની હવે"માં રચના વધારે સરળ, સચોટ અને વિશદ છે. એમાં ભાંગેલા દિલની કથા છે અને તે છેલ્લી પંક્તિમાં વેધક થતી રહી જાય છે. એક વખતની પ્રિયતમાને–તાર તૂટ્યા પછી ભગિની તરીકે ઓળખાવતા કવિ સારામાં સારી પંક્તિ ઊભી કરવી જોઈએ ત્યાં 'ખડી છે' જેવો તદ્દન માયકાંગલો શબ્દ મૂકી આખી કૃતિ પર પાણી ફેરવે છે. બેશક, તેથી આખા પ્રયાસને અવગણી શકાય તેમ નથી. છેલ્લી બે પંક્તિઓની રચના પર કવિએ વિશેષ લક્ષ આપ્યું હોત, તો આ કૃતિ ખરેખર હજી અધિક સુંદર થઈ હોત 'એક યાચના' અને 'આરાધના'મા પણ પ્રયોગશીલતા દૃષ્ટિગોચર થાય છે. બન્નેમાં કંઈ ખાસ વસ્તુતથ્ય પણ નથી–છતાં પગદંડીના પંથીના એ પ્રયાસો છે. બંનેમાં પ્રયોગશીલતા છે છતાં તે આશાસ્પદ પ્રયાસો છે એમાં શક નથી. 'નવા કોડિયાં' એ 'ભજનના ઢાળ'ની કૃતિ છે આ ભજનનો ધારો જૂના કોડિયા અને નવાં દીવેલ જેવો થયો જ છે. હજી એ ઢાળના ભજનોમાં જેવી અસર જામવી જોઈએ તેવી જામી શકતી નથી. તેમ છતાં એવી અસર જમાવે એવી કૃતિ આપવાનું આ કૃતિ વચન તો અવશ્ય આપે છે.



## અંતરમાં વસી તું

ના હોય આ ચંદ્ર અટાલિકા આ
ના હોય આ ચાંદની રાત મીઠી
ના ફૂલથી હોય ભરી બિછાત
ના અત્તરોની પ્રસરી સુવાસ.
ના વેણીમાં ફૂલ સખિ ! ગૂંથ્યાં તેં
ના હોઠપે પાન તણી જ લાલી
ના રેશમી વસ્ત્ર સજ્યાં પ્રિયે ! તેં
ના અંજને આંખ ભરી જ કાળી
કરાંગુલિમાં લઈને નખત્રી
વીણા નહિં તે સખિ ! છો બજાવી,
ના નૃત્યમાં નૂપુરનાં રવે તે
બાંધી લીધી દૃષ્ટિ સમગ્ર મ્હારી.
ના નેનમાંથી શર તીવ્ર ફેંકી
તેં ના વીંધ્યું છે ઉરતંત્ર મ્હારુ
ના રૂપરશ્મિય તણી પ્રભાથી
રહેં મુગ્ધ કીધાં ચખ બેય મ્હારા
ન જાણું તોયે તુજને સખિ મેં
સમાવી દીધી ઉરના ઉંડાણે
છે જેવી, તેવીજ મને પ્રિયે ! તું
ગમી રહી, અંતરમાં વસી તું.

પ્રાણલાલ

## ભગિની હવે !

સખી ! મિલન પામતાં હૃદયમાં નહોતું ચહવું ?
રહે અકળ ભાવનું અતુટ રમ્ય સાતત્ય તે !
છતા થઇ ગયા હવે અલગ દૈવના જોરથી
અને તલસતાં રહ્યાં દિલતણાં મનોમંથનો.
સખી, ધસધસી જતા પર મનોરથો દાખતી
કદીક, પથમાં નવી પ્રિયતમા જયમ લ્હેરતી
વહે સરિત હર્ષમાં ઉદધિનાથને ભેટવા
થશે સરિત શા સદા ત્યમ સુમેળ ધાર્યું છતાં
ગઇ નિકટતા અને ઉરતણી બધી ઐકયતા
વળી નવખરી 'પ્રિયા' 'પ્રિતમ' ઓઇ સંબોધ !
સખી મમજમાં ઉભે ઉભય ના હવે એક છે
પછી અપર ભાવના હૃદયછેહની વ્યર્થ છે.
ભલે સહચરી નથી . તદપિ દૂર ના ભાસતી
સખી ઉરપટે ખડી છ ભગિની બનીને , હવે !

"શશી"

卐

## સ્મરણસાદ

હવે ન રડશો કદી, ગુપ્ત આંસુ ના સારશો
અને સ્મરણભાન અંતર ધરી ન સંતાપશો
વિશુદ્ધતમ આત્મને, બજવજો સદા સ્નેહની
સિતાર મધુરી, અનેક ગીત ભવ્ય આલાપજો
અને રુદન જો ઊંડે શમવી ગીત સંવેદના
અજાન ઉરમાં પ્રિયે ! પ્રણય રાખને ઠારજો !
અને હૂંય જઈ હવે દૂર સુદૂર આ વિશ્વથી
શમીશ અણજાણ, જ્યાં જીવનના મીઠા સ્નેહના
સુણાય નહિ સાદ, નાદ નહિ વિશ્વ સંબંધના
ઊંડે હૃદયમાં, અને નીરવ રમ્ય એકાન્તની
પળેપળ જહીં સદાય નિત ગીત ગાથા કદી
અનંત ધબકારમાં ભૂલવી આત્મનું ભાન દે.
પ્રિયે ! કહું હું આટલું નવ પરંતુ તારું કંઈ
નિરંતર ભુલી શકું સ્મરણસાદ સુણું જહીં

શ્રવણ જયસ્વાલ

# પૃથ્વી છંદ

(પૃથ્વી)

ત્વરીત ફરતી હતી અતિ નિહારિકા તપ્ત થૈ
ત્યહીં સૂરજ, ચંદ્ર, તારક-ગ્રહો ચ પૃથ્વી બધાં
છુટાં થઈ પડયાં; કંઇ ગગનમાં જઈને પડયા
અને પૃથિવી બાપડી ફક્ત એક નીચે પડી
ઝિલી તરત એહ મસ્તક પરે જ શેષે લીધી.
થયું ત્યમ હશે જ કાવ્યની-નિહારિકા ઘૂમતાં
અનેક ગ્રહુશા પડયા વિવિધ છંદ વેરાઈને
ઘણા નજરમાં ચડે ત્યમ પડયા હતા છંદ ત્યાં
અને ફક્ત એકલો પૃથિવી છંદ નીચે પડી
રહ્યો કિચડ માંહ્ય વિસ્મૃત થઈ ખૂંપી છેક એ
છતાં ય કવિઓ બધા ગગનમાં સદા ભાળતા
અને નજર આવતા સકલ છંદ ઉપાડતા
પરંતુ દરકાર કે નજર કોઈ પૃથ્વી ભણી
જરાય કરતા નહીં.
ન 'શેષ' ઉંચકી શકયા પ્રથમ એહનો ભાર, ને
બધા મુખ વકાસી રાહ "બલવંત કો' હોય જે
ઉપાડી સહુ ભાર એ પૃથિવીનો શકે"–એમ જ્યાં
વિચાર કરતા હતા, નિરખતા હતા; ત્યાં ધસી
પ્રચંડ બલવંતરાય પડછંડ છંદ ઊઠાડવા
વિચાર ધનતા તણો કલમ દંડ લૈ આવિયા
અને અતિ સહેલથી પૃથિવી છંદ ઉચો કર્યો.
કર્યો જ્યમ હતો પહાડ ટચલી ધરી આંગળી
મહાન પ્રભુએ પડેલ પડછંદ ગોવર્ધન
ગયા જયમ હતા અનેક ધસતા જ ગોવાળ ત્યાં
ગયા ત્યેમ બધા કવિ પૃથિવી છાંયમાં દોડતા.
છતાંય મુરલી તણો મધુર નાદ આંહી નથી
પરંતુ કુરુ-ક્ષેત્ર મધ્ય ભડવીર ભીમે ધસી
ફુંકેલ નિજ પૌંડ્ર શંખ સરખો મહાનાદ આ
અગેય રચના તણો પૃથિવી છંદનો જાગ્યો.

કુમુદચંદ્ર મ. મહેતા

# કવિતા કવિને:

( મિશ્ર ભીમપલાસ : હીંચ )

મને આભલાંની કોરથી ઉતારો, કવિરાજ!
મને આભલાંની કોરથી ઉતારો—કવિરાજ—
ગોઝારી ભોમ કેરો જોવો છે આજ મારે
રંગ્યો રૂધિરનો મિનારો, કવિરાજ—

કંઇક દિ'ની તારલિયા વૃન્દમાં મૂંઝાઇ મરૂં,
ચારૂલતા ચાંદનીમા રમતાં દઝાઈ મરૂં,
મને 'આંબલિયા ડાળ'થી ઉગારો, કવિરાજ—

ધરતીની ધૂળ માથે ચાપવા ઘો ચરણ જરી,
પીડિત કેરી ઝુંપડીઓ જોવા ઘો નયન ભરી.
મને ઝાલવા ઘો હાથ કો નોંધારો કવિરાજ—

ટહુકન્તી કોયલમાં કઠ મારો રૂંધાયે,
હૈયું મારૂં મરતી માનવતાનું ગીત ગાયે,
હવે શ્યામગીયો લાગે અકારો, કવિરાજ—

સાધ્યો સધાય કેમ સૂર મારો સ્હેજમાં,
જયા રંક મારી રાય સૂતા ફૂલડાંની સેજમાં,
મને શોભશે ગરીબ 'એક તારો'. કવિરાજ—

શબ્દોના શણગારે રીઝે નહિ મન મારૂં,
વાણીના વૈભવમા કરતાં સૌ મારૂં-તારૂં,,
હવે ખોટાં આંસુડાં ના સારો, કવિરાજ—

જીવનને વીણવા ઘો! જીવનીયુ માણવા ઘો!
કોઇક દિ' તો લોકસગ આંસુડાં સારવા ઘો!
હવે સંગ રહી સાધો સથવારો, કવિરાજ—*

ધનસુખલાલ મહેતા : અવિનાશ વ્યાસ

*ધનસુખલાલ મહેતા અને અવિનાશ વ્યાસની સંયુક્ત કૃતિ 'અર્વાચીના' નામની સંવાદ-સંગીત નાટિકામાથી

# એક યાચના

ભલે નહિ લખો તમે પ્રણયપત્રિકા નિત્યકે
કહેલ દિવસે, પછી ય, અથવા કહો કોઈ દી;
અને રહિશ વાટ જોઈ ઝુરતો સદા હું ય કેઃ
'હવે જરૂર' આજ તો અવધ આવશે મૌનની.'
મને સતત ઘેરશે ઘનદ કૈં નિરાશા તણાં,
તથા શપથ વેરના, સમજુતી, દયા, ક્રોધનાં
તુમૂલ રમખાણની ઘુમરીઓ મને ભીંસશે;
સહી કયમ શકીશ હું ઉછળના શરાઘા ઉરે !
સખી ! નહિ, ન ઘાતકી કદિ, કહું તને, તું થજે,
દયા મમ પરે જરીક ઉરમાં સદા રાખજે,
અને વિરહની ભુરી અગન તું, ભલી, ઠારજે,
રૂડા તવ કરે લખી મધુર પંક્તિઓ, સુંદરી !
હવે નવ કરીશ હું તું જ કને બીજી યાચના,
ધરીશ ઉર આશ કેઃ 'સફળ થૈ જશે સાધના.'

મણિભાઇ અમીન

●

# આરાધ્યા ઓ !

આરાધ્યા ઓ ! દરશ મધુરું તાહરું પામું કયારે ?
પુષ્પો મૂકયાં પ્રિય કવનનાં તાહરા પાદ પાસે
મોતી મૂકયાં મુજ નયનનાં કંપતા મંદ હાસે,
મોંઘા અર્પ્યાં જીવનઅભિલાષા તણા હોંસથી મેં
મૂકયા તારી ચરણરજમાં; તેં નકાર્યાં સરોષઃ
તો યે તારી સુભગ પ્રતિમા ઝંખું ભવ્ય પ્રકારે.
પશ્ચિમે જો ગહન ઘનની છે ઘટા આભરેલી,
ઝંઝા ફૂંકે પ્રચુર બલથી ઉર્વી આખી ધ્રુજાવી,
વીંઝે પેલી અસુર થઇને દામિની દ્વેષ લાવી,
વર્ષા આજે અતલ જલને મંદિરે ઢોળતી રે,
આ તૂફાને વિકલ બનીને આંખ મીંચાય ધીરે
તો યે ઝંખે હૃદય મુજ કાં પ્રાપ્તિ તારી અકેલી ?
આરાધ્યા ઓ ! સતત કરતો તારી આરાધના હું,
પૂરી કયારે કરીશ વરદે દેવિ! સાધના હું ?

रञ्जनम्

# નવા કોડિયા

એ...જૂનાં દીવેલ નવા કોડિયા હોજી !
એ...માંડયા છે મનખાએ મેળાઓ રે
એનાં મેળામાં માટીડા માથા ફોડે.
માથા ફૂટે એનાં શોણિત ઝરે
એવા મનખાનાં મેળા હોજી !–જૂનાં૦

એ...આજ માનવનાં મેલ જાય ધોવા રે
એનાં મેલને ધોવાવું ના રે ગમે.
મેલ ન ધોવાય, ધોયે વધુ ચઢે
એવા મેલનાં ધોનાર થાય રાજી હોજી !–જૂનાં૦

એ માનવનાં જૂથ માંહી ડંકો વાગે રે
એનાં ડંકાનાં નાદ આજ બોદા બોલે.
બોદા બોલે, કાન ત્રાસી ઊઠે
એવા ડંકા નિશાન આજ અકારા હોજી !–જૂનાં૦

એ...આજ ધરણી ધ્રૂજે એની કાયા કંપે રે
કાયાની કાજ એને રોવું પડે.
એનાં જાયા જાયે વટલાઈ:
એવા માડીજાયાથી માડી રોવે હોજી !–જૂનાં૦

એ...દીસે છે રંગ રુડા માનવહૈડાનાં રે
એના હૈયાનાં બોધ આજ ખૂટી ગયા.
બોધ ખૂટયાં, એના સાજે છૂટયા
એવાહૈડાઓ આજ સૌ વીલાયા હોજી !–જૂનાં૦

એ...સતિયા માનવના ભોગ માતા માગે રે,
એનાં ભોગથી ન ધરતી તોષાતી,–
એવા ભાવના વિહોણાં એને ના રે ગમે
એવા ભોગીનાં ભોગથીન રીઝાયે હોજી !–જૂનાં૦

એ...આવે ભોમકાભેખીનાં સંદેશાઓ રે.
એની હાકે ઊઠે, એના પગે ચાલે;
એવી ચાલ આજ શાને પાછી પડે !
એવા ભેખીનાં ભેખ કાં ન અધૂરાહોજી ?–જૂનાં૦
એ...જૂનાં દીવેલ નવા કોડિયા હોજી !

अज्ञ

# શ્રી કરસનદાસ માણેક (પરિચય)

મધુસુદન એમ. એ.

ખોવાતાં સુહિણી, વિજોગ સદનો મેહાર ભૂલો પડયો
તો તે અન્ય નહીં પરંતુ બસ આ–માણેકમેહાર છે !
સિન્ધુતીર તજી અહિં અવનવા ક્ષેત્રે સદા રાચતો
એવો શાયર મસ્ત ગુર્જરગિરા માટે જ માણેક આ !

નવી કવિતામાં સુહિણીથેલો શાયર હોય તો તે માણેક! માણેકના કલ્પનગગનમાં કવિતા ખુદ સુહિણી થઈને ફરે! સુહિણીની ગાથા ગાતામાં માણેક મેહાર બને છે–ઊર્મિસિન્ધુ દિલ ! ઘુઘવે ' માણેક તો સુહિણી-નિષ્ણાત શાયર છે

માણેકે કવિતા આપી, વાર્તાઓ આપી, પણ સૌથી વધુ લોકપ્રિયતા મેળવી એમણે વૈશમ્પાયન'ના પાટલે બેસી કટાક્ષકાવ્યો આપીને ' પત્રકારિત્વને એમણે કવિતાથી શણગાર્યું એ છે માણેકની અસાધારણ સિદ્ધિ '

માણેકની નજર નાજુક અને મીઠી છે પણ એની કીકીમાં થનગનતા ઘોડીલા છે માણેક શરાબી છે પણ એમની શરાબ છે શાયરી-સુહિણીના હાથે અપાતી મદભર પ્યાલી !

માણેક ગુજરાતી સાહિત્યમાં પણ એક માણેક જ છે ! ગુર્જરદેવીના મુગટમાં માણેક એક બહુરંગી રત્ન છે.

માણેક કલમના ઘોડા છૂટા મૂકી જાણે છે તેની જ સાથે જીભની લગામ પણ ઢીલી મૂકે છે ' માણેક સભાને ડોલાવે એવા વક્તા છે અને સુહિણીનો સાક્ષાત્કાર કરાવે એવા સિન્ધુકાંઠાનો કવિ કીર્તનકાર છે ' આ છે માણેકના વિશિષ્ટ ગુણો.

ગુજરાતી કવિતાને નવા સ્વરૂપે આમજનતા સમક્ષ પહોંચાડવાનું માન માણેકને ફાળે જાય છે. 'વૈશંપાયનની વાણી'એ લોકહૃદયમાં વાસ કર્યો છે. એનો આનંદ ક્ષણજીવી છે પણ એની લોકપ્રિયતા અમર્યાદિત છે.

માણેકની પ્રકૃતિ છે સવાર પડે ને નવો પાઠ ભજવવો ' પત્રકારિત્વ, સિનેમા, રંગભૂમિ–ગમે તે ક્ષેત્રમાં માણેક ઝંપલાવે એવી વ્યક્તિ છે છતાં બધામાં એકસરખી સફળ ન થઈ શકે એવી એમની શક્તિ છે. પણ શક્તિમાનો એમનો વિશ્વાસ પ્રાણ ધમકાવે છે ક્ષેત્રે ક્ષેત્રે.

પ્રેમની કવિતા લખનાર શાયરની આંખો સુહિણીના વિયોગે રડી રડીને નાજુક થઈ હશે–છે '–પણ એ આંખો રંગીના લોચનિયામાં આંસુ જુએ છે માણેકની કવિતામાં તરવરાટ છે પણ તેની અસર ક્ષણજીવી છે

કૃષ્ણને રાધા ન હોત તો કૃષ્ણ શ્રીકૃષ્ણ ન હોત, તેમ ગુજરાતી સાહિત્યે પણ આ કરસનને માંગલ્યમૂર્તિશા રાધા ન હોત તો ભોળા અને મસ્ત માણેકનું ધોળે દિવસે લીલામ થાત ' કૃષ્ણનું સદ્ભાગ્ય રાધાનો સંગ !

માણેક મોઢે મીઠા છે, સ્વભાવે સ્વચ્છંદી છે. માણેક મુંબઈના રસ્તા પર ચાલતા હોય તો પે અજાણ્યાને લાગે કે સિન્ધુકાંઠાથી ભૂલો પડેલો મેહાર સુહિણીની શોધમાં નીકળ્યો છે. હકીકત એમ નથી. માણેક રસ્તાની રજે રજે સુહિણીશી કવિતાનું દર્શન કરે છે. માણેક તો સુહિણીમાં કવિતાને જુએ છે. પણ કવિતામાં 'સુહિણી' જોતા નથી.

માણેકની શક્તિ હજી નવા નવા રંગ સજીને

પ્રગટે છે. હજીયે નવા ક્ષેત્રો પેડી વિશિષ્ટતા વ્યક્ત કરે એવી વેગીલી એમની શક્તિ છે. "નવલિકાઓ" એમનો પ્રયત્ન છે અને પ્રયત્ન રહેશે–નવલકથા લખી નથી પણ તેયે કરી શકે એમ છે 'આલણેલ' – અને 'મહોબ્બતને માંડવે' એમના કાવ્યગ્રંથો છે નવી કવિતામાં "આવેગ" પ્રધાન છે–આવેગ રહેશે ત્યા સુધી એનું આયુષ્ય છે–આવેગ પોતે અ'પજીવી છે. આવેગ વિનાનુ સર્જન એમની પ્રતિભાને સુંદર સ્વરૂપે વ્યક્ત કરે છે અને તે તે કૃતિ - લોકપ્રિયતા અને દીર્ઘાયુષ્યને વરેલી રહેશે.



---

## એક સુધારો

ગયા અંકમા કવિશ્રી ન્હાનાલાલનો જે ફોટો મુખપૃષ્ઠ પર હતો તે "વેન્ગાર્ડ"ના સૌજન્યથી પ્રગટ થયો હતો. શરતચૂકથી ઉલ્લેખ રહી ગયો હતો.

# બિહારનાં લોકગીતો

ચંદ્રકાન્ત મહેતા.

એક દૃષ્ટિએ જોતાં બિહારનાં વિરહગીતોમાં અને ગુજરાતનાં વિરહગીતોમાં ભાવોનું અને ભાવા-લેખનની રીતિનું ઘણું સામ્ય છે. ગુજરાતનાં લોકગીતોમાં છે તેવી રીતે બિહારી લોકગીતોમાં પણ સ્ત્રીઓએ જ પોતાની વિરહવ્યથા ગાઇ છે. અને આમ પણ આ ગીતો વિશેષતઃ તો સ્ત્રીઓ જ ગાય છે, પણ કયારેક સ્ત્રીઓ અને પુરુષો ભેગા મળીને ગાય છે. તો કયારેક એકલા પુરુષો પણ ગાય છે.

સ્ત્રીઓ આ ગીતોની સાથે નૃત્ય પણ કરે છે. આ ગીતો શિયાળાની કે વર્ષાની રાત્રીમાં અથવા કોઇ ઉત્સવદિને એક સ્ત્રી ગવડાવે ને અન્ય સ્ત્રીઓ ઝીલે છે. પણ ઝીલવાવાળી સાથે ન હોય તો એકલી સ્ત્રી પણ ગીતો ગાય છે. કયારેક જંગલમાં કે ખેતરમાં સ્ત્રીઓ મજૂરી કરે, ને કામ કરતા કરતાં થાકી જાય ને આરામ લે, ત્યારે મન બહેલાવવા, ને થાક ઉતારવા બધી સ્ત્રીઓ ભેગી મળી ગીત લલકારે. એક જણ ઉપાડે ને બીજી બધી ઝીલી લે છે. વળી, કામ કરતી હોય ત્યારે પણ એ સ્ત્રીઓ ગીતોને ભૂલે એ કેમ બને? બી વાવતાં પણ પગને ઠમકારે એ ગાતી હોય. લણણી વખતે પણ, એક હાથમાં ધાનનાં ઉખેડેલા છોડ ને બીજો હાથ જમીન પર રાખી એ ગીત ગાતી જ હોય. એ ગાન કયારેક સંભોગ-શૃંગારનાં હોય તો કયારેક વિપ્રલંભના.

એ ગીતોના થોડા નમૂના અહીં આપ્યા છે. વિરહની લાગણી તો માનવહૃદયની સનાતન લાગણી છે, એટલે વિરહકાવ્યો,-શું ગુજરાતનાં કે શું બિહારનાં-એની પ્રસંગની પસંદગીમાં ને માંડણીમાં ઘણે અંશે સરખાં જ હોય છે. ગુજરાતનાં લોકગીતોમાં બારમાસી એ વિરહના ભાવને આલેખવાની પ્રચલિત લોકપ્રિય રીતિ છે. એમાં રાધા કે સીતા નામની પ્રોષિતભર્તૃકા નાયિકા પોતાના પ્રિયતમ-વિરહની વેદના ઋજુ ને હૃદયભેદી શબ્દોમાં વ્યક્ત કરે છે. બારમાસીના વિરહનો આરંભ કારતક, ફાગણ, અષાડ, કે એવા કોઇ માસથી થાય ને પછી તેમાં દરેક મહિને પલટાતી નિસર્ગ શોભા વર્ણવી હોય ને એ નિસર્ગશોભા વિરહિણીના વિપ્રલંભના ઉદ્દીપન વિભાગનું કાર્ય કરે. આ જ રીતિ જે ગુજરાતની બારમાસીના લોકગીતોમાં છે તે બિહારના લોકગીતોમાં પણ છે. એક દૃષ્ટાંત લઇએ. અહીં વિરહમાસ અષાઢથી શરૂ થાય છે.

વિરહવાસિનીના બારમાસીયા.

૧

પ્રથમ માસ આષાઢ હે સખી
સાજી ચલત જલધાર હે.
હે પ્રીતિકારણ સેત બાંધલો
સીયા ઉદ્દેશી સીરી રામ હે!

"પહેલો મહિનો અષાઢ આવ્યો, હે સખી, ઝરમર ઝરમર વરસાદ વરસે છે, આ સમયે મને શ્રી રામચન્દ્રે સીતાને માટે સમુદ્રે સેતુબંધન કરેલો તે પ્રેમકથા યાદ આવી.

૨

શ્રાબન હે સખી સર્વ સહાબન
રિમિઝીમી બરિસયે બુન્દ હે!
હે પ્રીતિકારણ સેત બંધલો
સીયા ઉદ્દેશી સીરી રામ હે!

"શ્રાવણ મહિનો આવ્યો હે સખી,
ચારે દિશા સુન્દરતાથી છવાઇ ગઇ છે, વરસાદ રૂમઝુમ વર્ષે છે. એ સમયે મને સીતા પ્રત્યેના પ્રેમને કારણે સેતુબંધન કરનાર રામની કથા યાદ આવી.

૩

ભાદો હે સખી રૈણી બિયાબન
દુજે આંધારિયા રાત હે!

લૌકા જે લૌકા રામા
બિ જુ રી જે ચ મ કે
સો દેખિ જિયારા ડરાત હે!

પછી આવ્યો ભાદરવો મહિનો. અંધારી રાત, મેઘનું ભયાનક ગર્જન ને વીજળીના ચમકારા જોઇ મારું હૃદય ભયભીત બને છે. હાય, આ એ જ પ્રેમ છે, કે જેને માટે એક વેળા પોતાના પ્રેમપાત્રને મેળવવા રામે સમુદ્રમાં સેતુબંધ બાંધેલો!

૪

આશ્વિન માસ સખી આસ લાગીયે ગેલો
આસ ના પુરિલો હમરો હે!
એ આશ પુરે રામા કુબરી સૌતન કે
જિન સ્વામી રખલો લુભાઇ હે!

આસો મહિનો આવી પહોંચ્યો. મારા મનમા નવી નવી આશાઓનો સંચાર થયો. પણ એ આશાઓ પૂરનાર છે ક્યાં? એ આશા તો મારા સ્વામીને લોભાતુર કરનાર મારી શોક્ય કુબ્જતની પૂરાઇ!

૫

કાર્તિક માસ સખી ગંગા સનાને
સબે સખી પેન્ધે રામા પાટ પીતાંબર.
હમ સખી લુગરી પૂરાનો હે.

કારતક મહિને બધી સખીઓ ગંગાસ્નાન કરીને રંગબેરંગી વસ્ત્રો પહેરે છે, જ્યારે મારે તો જૂનું ફાટ્યું તૂટ્યું લૂગડું જ પહેરવું પડે છે.

૬

અગહન હે સખી, અમસુહાવન
ચહુઓ ચહુંયા રામા, ખેલ કરતો હે
સેઠ સખી જિયારા લુભાય હે!

માગસર મહિના (માગસર મહિનાને બંગાળીમાં પણ અગ્રહાયન મહિનો કહે છે. ને બિહારના લોકગીતમાં એનું અગહન એ અપભ્રષ્ટ રૂપ છે) ચારે બાજુ પાકા ધાન્યનાં ખેતરોથી ભૂમિ સોનાના જેવી ઉજ્જવળ ને સુશોભિત બની ગઇ છે; ચોરચોરી હોડામાં મશગૂલ છે, ને મારું હૃદય પણ મારા પ્રિયતમ માટે આકુળ બને છે.

૭

પૂષ હે સખી ફૂક, પડિયે ગેલો,
ભીંજી ગેલો લંબી લંબી કેશ હે
ચેલિયા જે ભીંજે રામા, કાટાઓ હે,
જોબના ભિંજયે અનમોલ હે.

પોષ મહિનો આવ્યો ને સાથે ધુમ્મસ લેતોર આવ્યો. ને તેથી મારા લાંબાં વાળ ભીંજાય ગયા. ને મારી ચોળીયે ભીંજાય. આ મારું અણમોલ જોબન ભીંજાયું છે તેમાંથી મને ઉગારનાર કયાં?

૮

માઘ હે સખી ઝાડ પરિયે ગેલો
થર થર કાંપે કરિની હે
સબે સખી બેસે રામા પિયાકે સંગે હો
હમરો પિયા પરદેશ હો

મહા મહિનો આવ્યો ને એની કડકડતી ઠંડીમાં મારું હૃદય કંપી ઊઠયું. મારી બધી સખીઓ એમના પ્રિયતમ પાસે બેસીને સુખચેનમાં દિવસો વીતાવે છે પણ હાય, મારો પ્રિયતમ તો પરદેશ ગયો છે!

૯

ફાલ્ગુણ હે સખી ઋતુ બસન્ત હે!
સબે સખી ખેલે લાલ ગુલાલ હે!
સબહિ ખેલે રામા પિયા ગુલાકે સંગે
હમરો પિયા પરદેશ હે!

પછી આવ્યો ફાગણ મહિનો. વસંત ઋતુના માનમાં બધી સખીઓ ગુલાલ ઉડાડી હોળી ખેલે છે. બધી સખીઓ એમના પ્રિયતમ જોડે પ્રેમના તોફાને ચઢી છે. ને મારો પ્રિયતમ પરદેશ એટલે મારે એકલા દિવસ વિતાવવાના!

૧૦

ચૈત હે સખી બેલા ફૂલીયે ગેલો
સબ સખી ફૂલે રામપિયા કે સંગ હો!
હમરો ફૂલવા મલિન હે!

ચૈત્ર માસમાં બેલફૂલનો ઉત્સવ આવ્યો. આ ઋતુની જરા ઠંડી, જરા ગરમ, એવી મધુર હવાથી સખીઓ લહેરમાં આવી પ્રિયતમની જોડે કલ્લોલ કરે છે. હું એકલી રહી ગઇ, કારણ મારે તો એ આનંદ વિના દિવસ વિતાવવો પડયો છે.

૧૧

વૈશાખ હે સખી આદિત ખર મેલા
જિયારા તાવિત હમાર હે!

વૈશાખ મહિને સૂર્યના પ્રચંડ તાપે ધરતી ધીખી ગઈ છે, ને એવીજ રીતે વિરહના પ્રચંડ તાપથી મારું હૃદય પણ ધખી રહે છે.

૧૨

જેઠ હે સખી, પિયા ઘર આઇલે
પરિ ગેલો આશ હમરો હે!
એ પ્રીતિકારણ સેત બાંધલો.

જેઠ મહિને મારા પ્રિયતમ પાછા ઘેર આવ્યા. મારી આશા પૂરાઇ. મારી વર્ષ દિવસની વિરહવેદના દૂર થઈ. હા, આ પ્રેમને કારણે જ સીતા મેળવવા રામને સેતુ બાંધવો પડયો!

બિહારનાં બારમાસીનાં ગીત બધાં આ જ પ્રકારનાં હોય છે. આ જ રચના, કરુણની વેદના ક્રમશઃ જેમ માસો વીતતા જાય તેમ વધું અને વધુ તીવ્ર બનતી જાય. આ ગીતમાં જ જુઓને, આરંભમાં નાયિકા રામસીતાની જોડે પોતાની તુલના કરીને દુઃખી થાય છે. પછી કુબ્જા શોક્ય પર ધિક્કાર વરસાવે છે, પણ, પછી દુઃખના અશ્રુને લીધે વિરહમાં ઉગ્રતાને બદલે કોમળતા આવી છે. પછી સખી જોડે પોતાની સરખામણી કરી, પોતાનો પ્રિયતમ નથી તેથી દુઃખી છે. પણ આરંભના ભાગમાં જે જ્વાળા છે તે નથી. એ જ્વાળા પરિણામે છે કરુણતામાં.

બીજું એક આવું જ વિરહગીત લઇએ. એમાં પણ પ્રોષિતભર્તૃકા પોતાની વિરહવેદના આલેખે છે. એની વ્યાકુળતા, એની આનંદહિનતા વ્યકત કરતાં એ કહે છેઃ

ચલલો ભારન તેજિકે સુંદર
જહાં બૈસે રઘુબનશી કુમાર!

જ્યાં રઘુવંશકુમાર વિરાજે છે ત્યાં મારી બધી કલ્પના ને બધું સુખ દોડી જાય છે.

આમ રઘુનંદનનું સ્મરણ કરી પછી કહે છે

કે, પ્રિયતમ તો દૂર છે, એના વિના આનંદ શાનો? એ કહે છેઃ

બીનુ સોનાકે કૈસન આભરણુ
બીનુ મોતીયે કિયા મનોહર
અંગન મોર લેખે બીજુબન્દ
દુનિયા સગરો. આધાર

પતિ વિના સુખ નથી તે સમજાવતાં અનેક દષ્ટાંતો આપતા એ કહે છે; 'સોના વિના ઘરેણાં નહિ, ને મણિ કે મોતી વિના અલંકારની શોભાય શું? મારું આંગણું સ્વામી વિના સૂનું સૂનું લાગે છે, આખું જગત અંધકારમય લાગે છે.

વિરહ દુઃખની કહાની અહીં જ પૂરી યતી નથી, એ આગળ ચાલતાં જણાવે છે,

સેજ પર કારી નાગીન
દુઃખ અબ સહલો ન જાય!
બિનુ રે માઇઆ બિનુ કૈસન નેહાર
સ્વામી બિનુ કૈસન સસુરાર!

"પતિ વિનાની મારી શય્યા તો કાળી નાગણીની જેમ મને ડંખે છે. હવે દુઃખ સહ્યું જતું નથી. મા મરી એટલે પિયર હવે રહ્યું નહિ ને સ્વામી વિના સાસરામાંથીય સુખ ગયું." પછી તો દુઃખની પરાકાષ્ટા આવે છે. નસીબ પણ આડું ફાટયું છે. એને કમનસીબે કોઇ સંઘરતું નથી. પોતાના ભાગ્યદુઃખની કહાણી એ દ્રાવક શબ્દોમાં કહે છેઃ

વિપદ લાગેલૂં નદિયા કે તીર,
દહવા ગેલૌ સુકાયલો
વિપદ લાગેલૂં આબ બિરિછ તર.
બિરિછ ભેલૌ પાતઝર,
વિપદ લાગેલૂં નૈહર મોર
ભૌજિ લેલિહાન-લલૂહાર!

"દુઃખથી તપ્ત થયેલા હૃદયને શાંત કરવા, નદીતીરે નાહવા ગઇ, તો મારા જેવી હતભાગિનીના સ્પર્શે નદી સુકાઇ ગઇ. ઝાડનાં પાદડાં, હું ત્યાં જતાં જ, ખરી પડયાં. વિપદથી ત્રાસી આખરે સાંત્વનાની આશાએ હું પિયર ગઇ, તો ત્યાં મને ત્યારે લાગ્યું કે સ્વામી વિના મારું કયાંયે સ્થાન નથી."

૬ આપણાં ગુજરાતનાં લોકગીતોમાં પણ આમ જ વિરહવેદનાની સાથે દુર્ભાગ્યની કહાણી સાંકળી લેવામાં આવી છે આપણા મધ્યકાલીન રાધાકૃષ્ણના વિરહમાં પણ, નરસિંહના પદમાં, રાધાના વિરહે નદી સુકાઈ ગઈ ને ઠંડો પવન ગરમ થવાના ઉલ્લેખો આવે છે. આ ગીતમાં માતા વિનાના પિયેરમાં ભાભીનો તિરસ્કાર ને બહાર, નદી, ઝાડ વગેરે તરફથી યે પ્રોષિતભર્તૃકાની થયેલી અવમાનના, કરુણ ને વધુ અસરકારક અને મર્મસ્પર્શી બનાવે છે.

આષાઢ મહિનો આવે છે આષાઢ મહિનો એટલે તો વિરહીઓનો મિલનમાસ. આષાઢે વિરહાન્તે મિલન થવાથી એ શૃંગારના આલેખન માટે અનુકૂળ માસ બને છે. એટલે આષાઢ આમ મૂળે તો સંભોગશૃંગારને અનુકૂળ વિષય, પણ એક વિરહિનીના પ્રિયતમ ન આવ્યા તે બિચારી પોતાની કરુણ દશા સખીને વર્ણવતા કહે છેઃ

એઇલો આષાઢ માસ ગરજે ગગનવા
ચૌહ દિસે ઘટા લાગે ભેયાનવા
પિયા પરદેશ ગેલો!
નીરા ઢારકે નયનવા દિન ગુનિ ગુનિ
તન મોરા છિન ભેલો બદન મલિન
હાઠ ભેલો કંગન હમારિ!
જે મોરે કહી દેતો પિયાકે આવનવા
તાક દે બે હાથકે કગનવા'
થીર કરું થીર કરુ અપનિ મનોવા
આ જે આય જેતો સાંકે મિહાનિયા

આષાઢ મહિનો આવ્યો. આકાશમા ગર્જના થવા લાગી. ચારે દિશામા ઘનઘોર મેઘની ઘટા છવાઇ ગઇ. પણ મારો પ્રિયતમ તો પ્રવાસે ગયો છે. આંસુ સારતી સારતી એના આવવાના દિવસો હું ગણ્યા કરું છું. મારો દેહ તદન દુર્બળ બની ગયો છે. મોઢા પર કાળાશ છવાઇ ગઇ છે. ને સખી, આમ તો જો, આ મારા કંકણ મને ઢીલાં પડવા માંડયાં.

"હે સખી! જે મને મારા પ્રિયતમના-આવવાનો ચોકકસ દિવસ કહે તેને હું આ મારા હાથનું કંકણ બક્ષીસ આપી દઉં."

સખી સાંત્વના આપે છેઃ "તારું મન સ્થિર રાખ. જરા ધીરજ ધર. તારો પ્રિયતમ જરૂર આવશે જ."

આ ગીત ઝાંઝર પહેરીને એના તાલ જોડે સ્ત્રીઓ ગાય છે. આ ગીતમાં જ એવો લય છે કે જેથી ઝાંઝરના તાલે બરાબર રસજમાવટ થાય.

બીજું એક એવું જ વિપ્રલંભનું પ્રચલિત ગીત લઇએ. એમા પણ પ્રોષિતભર્તૃકા પોતાની વિરહવેદનાની કથા વર્ણવે છે. જ્યારે યૌવન માણવાનો રસભોગનો સમય, ત્યારે બિચારીના પ્રિયતમ દૂર હોય એટલે પોતાની કરુણ દશા તે એક પથિકને કહે છે છે.

એકે નારી પતરી, લચકિ કમરવા
દોસરા હિ કોમલ શરીર હે બિદેશિયા
"એક તો પાતળી કમરની ને તેમાં વળી
કોમળ શરીર, ને પછીઃ
સાહિયા કરિકે ધરે બૈઠેલે અપનિ ગેલે પરદેશ
એઈ સન ઉમરીઆ હમમ બૈરીઆ
કોન મોર હરતઇરે કલેશ!
અપને ન અઇલે, પાતિયા ન લિખલે
ધયાદ ના પરેલે બિદેશી હો!
બારોહ બરસ પરદેશ બૈઠોલે
ધનિ તોર કઠિન કલેજા હો!

નાની ઉમરમાં એને પરણીને ઘરે આવી ને સ્વામી પરદેશે ચાલી ગયા ને પછી તો યુવાની આવી. મન્મથ જાગે છે, એટલે પોતાના નસીબને દોષ દેતી બિચારી કહે છેઃ "આ મારી ઉમર જ મારી વેરી થઇને બેઠી છે. આવી ત્યારે બાળકી હતી, પછી તો બાર બાર વર્ષ વહી ગયાં તો યે સ્વામીનો કશોય પત્તો નથી. મને આ દુઃખમાંથી ઉગારે પણ કોણ? એ જાતે ય તો આટલા વર્ષોમાં ન આવ્યા, પણ એણે તો કટકી પત્ર પણ ન લખ્યો. મને તો હવે એનું સ્મરણ પણ રહ્યુ નથી." (નાની શી બાલિકા હતી ત્યારે આવેલી, પછી બાર વર્ષ એમ ને એમ નીકળી ગયાં ત્યાં બિચારીને કયાંથી કશું ય સ્મરણ હોય?) તે પછી સ્ત્રી કટાક્ષમાં કહે છેઃ "ધન્ય છે એના કઠણ કાળજા ને!"

જે પરદેશી સમક્ષ નિવેદન કરે છે તેના હૃદયમાં આ કહાણીથી પોતાને માટે હમદર્દી જગાવી, પછી એને પોતાના પતિની પાસે પોતાનો સંદેશો લઇ જવા વિનવતાં એ કહે છેઃ

બાટ બટઇયા,–તું હું મોર ભાઇઆ,
લે જાઓ બહિન કે સન્દેસ હો!

"હે રસ્તે જતા પ્રવાસી, હવે તો તું જ મારો ખરો ભાઇ છે. તો બહેનનો આટલો સંદેશો એમની પાસે લઇ જા ને."

પથિક પોતાની મુશ્કેલી રજુ કરે છે કે

તોહાર બાલમ કે ચિનહિ ઓ ના જાનિઓ
કે કર હાથે દેવો પાતિયા?

"તારા ધણીને હું ઓળખતો નથી, તો પછી હું તારો આ કાગળ આપું કેના હાથમાં?"

સ્ત્રી પોતાના પતિનો પરિચય આપતા એની સૌંદર્યભાવનાને મૂર્તરૂપ આપતા એક સુંદર શબ્દ-ચિત્ર રજૂ કરે છેઃ

'હમરો બાલમ કે બડે બડે આખિયા.
ભૌંર ગુંજિત આખિયા.
ઊંચે લિલાહ–ચંદન કે ટિકા
બીજુરી ચમકે દાંતિયા!
હમારો બાલમ હે પૂરબ બનિજઓ!
બેઠેલો હો રે રાજદરબારીઆ!

'મારા ધણીની કાળી ભમ્મર આંખો છે. ચંદનચર્ચિત એનું ઊંચું લલાટ છે. એના દાંત એટલા ઊજળા છે કે જાણે વીજળી ચમકતી હોય એમ લાગે છે. તે પૂર્વદેશમાં વેપાર કરવા ગયા છે, ને ઘણું કરીને ત્યાં રાજદરબારમાં મળશે."

કેવી સરળ આ ગ્રામબાલિકા! એને બીચારીને શું ખબર કે આ પરિચય તો પરિચય જ ન કહેવાય. પણ કાવ્યમાં ભાવની પરાકાષ્ઠા તો હજુ હવે આવે છે. પેલા મુસાફરને જોતાં, એ વિરહિનીને એ મુસાફરની પત્ની પણ પોતાના જેવી જ વિરહદુઃખિત અવસ્થામાં હશે તે સ્મરતાં એ એની જોડે પોતાના પ્રિયતમને સંદેશ મોકલવાનું નક્કી કરે છે તે પ્રવાસીને ઉપાલંભ આપે છે કેઃ

'છિયા હે બિદેશિયા, ધિક્કાર તોહાર
ધની બેસો વિરહ વિયોગ હે!

"છિ, છિ, હે પરદેશી પ્રવાસી, તને ધિક્કાર છે. તારી સ્ત્રી તારા વિરહે મરવા પડી છે ને તું અહિં પરદેશમાં ભમે છે?"

આમ સમસંવેદનાથી, પેલા પરદેશીની સ્ત્રીનું દુઃખ એ સમજી, જે કાવ્યની શરૂઆતમાં આત્મલક્ષી હતી એની દૃષ્ટિ પરલક્ષી બની, એમાં જ ખરું કાવ્યતત્ત્વ રહેલું છે.

[શ્રીમતી માયા ગુપ્તના બંગાળી લેખને આધારે]



# સંપાદકીય

'કવિતા'નો મે અંક પ્રગટ થઇ શક્યો નહીં. સંખ્યાબંધ પત્રોમાં એ અંગે પૂછપરછ થઈ. એ અગાઉ આજ વર્ષમાં ફેબ્રુ. અંક (અંગત કારણોસર) પ્રગટ થઈ શક્યો નહોતો ખરી હકીકત એ છે કે 'કવિતા'નો મે અંક ન પ્રગટ થવાનું મુખ્ય કારણ પ્રેસ છે. સુરતમાં કંપોઝીટરોની ભારે તંગીએ સંખ્યાબંધ પ્રેસોને ગૂંગળાવ્યાં. હતાં. પરિણામે એ પ્રેસોમાંના સામયિકો પણ ગૂંગળાયાં. અને એ જ કારણસર મે અંક પ્રગટ ન થઇ શક્યો. ત્રણ ત્રણ ફરમાનો અંક કાઢવાની વિચારણાનો પણ અમલ ન થઇ શક્યો

'કવિતા' માટે દિનપ્રતિદિન પ્રતિકૂળ સંજોગો ઊભા થતા જાય છે. છતાં 'કવિતા' નિયમિત રહેવું જ જોઇએ એ માટે અમો સતત પ્રયત્નશીલ છીએ. અમોએ જુલાઈ માસથી નવા પ્રેસની વ્યવસ્થા કરી છે ત્યાં 'કવિત' નિયમિત પ્રગટ થાય એવી જોગવાઈ પણ કરી છે. પણ એ નવી વ્યવસ્થા થાય સુધીમાં 'કવિતા'ને જે સંજોગોમાં મૂકાવુ પડે છે એ સંજોગોમા અન્ય માર્ગ નથી.

ગમે તેવી મુશ્કેલી આવશે છતાં 'કવિતા'ની જ્યોત તો જલતી જ રહેશે. ગુજરાતે આજે 'કવિતા'ને જે સ્નેહથી વધાવ્યુ છે એ સ્નેહથી પોષઈને 'કવિતા' ગમે તેવા કપરા સંજોગોમા જીવંત રહેશે જ. હાલ પૂરતી અનિયમિનતા આવી છે તે અનિયમિનતા હવેથી દૂર થશે જ.

આ સંજોગોમાં પણ 'કવિતા' કંઈક નવું નવુ કરવા માંગે છે. પ્રથમ તો એ કે જુલાઇ માસથી 'કવિતા' બે રંગમાં છપાશે. છે તેનાથી વિશેષ સમૃદ્ધ રીતે સચિત્ર થશે. અંકો હવેથી નિયમિત રહેશે જ. જે અંકો પ્રગટ થઈ શક્યા નથી એમાં કાળ જ એનુ કામ કરી ગયો. એ બદલ કવિત પ્રેમીઓ અમને ક્ષમા કરશે.









# જ્વાળા

કહે છે તે સઘળું જ છે હૃદયમાં, ઔદાર્ય છે, ધૈર્ય છે,
કર્માધીન મનુષ્ય તે પણ લહું, ના દૈન્ય છે અંતરે,
વેઠયાં કષ્ટ અનેક સર્વ સહવા ઘોળી પીવા હામ છે,
કિન્તુ એક જ વેદના જખમ એ રૂઝાયના કો પળે.

મેદાંની ભરી મેદની, નયન એ, એ હાસ્ય ને વેણુ એ,
ભૂલ્યાં કેમ ભૂલાય અંધ તનુજે જે ઘા કર્યા અંતરે;
સ્વામી થૈ નતમસ્તકે નિરખવું. એ ધર્મ શું તે સમે?
આજે એ અપમાન સર્વ વિસરી શું કહેણ તું પાઠવે!

'કૃષ્ણ' કહે નહીં! આજ પ્રજ્વલી રહ્યો ભાર્યો હતો અંતરે,
અગ્નિ, અગ્નિની જ્વાલ ઉગ્ર દહતી આજે બની હું હવે,
તારો કૌરવ-વંશ ખાક બનશે હું શું કરું તે કહે,
ઈચ્છું ના, પણ આજ અંતર કહે સંહાર પાસે હવે.

હતું જે કુળ મારું ને તારું એ ગૌરવે ભર્યું,
બુદ્ધિ ભ્રષ્ટ થઇ તેથી દેખું નષ્ટ થઈ જતું;
દુઃખ છે અંતરે તો યે માનું છું એ જ યોગ્ય છે,
ધર્મ છે? સ્વજનો છે એ? સ્વપ્ન સર્વ ગયાં હવે!

જયમનગૌરી પાઠકજી

❦

# શ્રદ્ધા

તને મેં ચાહ્યો'તો હૃદયરસમાં મસ્ત બનીને
તુંથી હું મોહ્યો'તો અવિરત સુધાએ વરસીને
નહીં એવું કિન્તુ ક્ષણભર કદી માન્યું હૃદયે
'મને તું ચાહે તો હૃદય મુજ તારે ચરણ છે.'

હતી આશા કે—તવ હૃદયમાં સ્નેહપડઘો
પડી ગૂંજી રે'શે દ્વયહૃદયના તાર–સમમાં;
પરંતુ એ આશે, અગર બદલાની શરતથી
સમર્પ્યું ન્હોતું મે; હૃદય નિજ મેળે જઇ લળ્યું.

હતો મારે તો તું પ્રથમ થકી મારો પ્રિયજન
નહીં કે હું મોહ્યો નીરખી તવ સ્નેહોર્મિ સદય;
ભલે તું ચાહે કે નહિ, હૃદય આ રોજ ઝુરશે
દીઠું જે તારામા કયમ કરી હવે તે ભૂલી જશે ?

અને મિથ્યા યત્ને હૃદય નિજ કો છેતરી શકે ?
દીઠું મારે હૈયે તવ હૃદયમાં દિવ્યતમ જે
રહેશે ઝૂમી એ મુજ હૃદયપે કૌસ્તુભ સમ
મને હૈયે શ્રદ્ધા પ્રણયકણી યે જાય ન વૃથા.

ભોગીલાલ ગાંધી





# દિલડાંની વાત

અમને ન આવડે કંઈ દિલડાંની વાત,
કે'તા દિલડાંની વાત—અમને.

દિલડાંની વાતું એવી,
વાદળ માયલી વીજળી જેવી.
હે જી એને કેમ રે બંધાય,
એને કેમ રે ઝલાય !
એથી અમે સાવ રે અગન્યાત—અમને.

ફૂલડાં સમી જો હોયે,
માળા ગૂંથી તો તો લઈયે.
હે જી આ તો ફૂલડાં નહીં ને
કેવળ ભમતો પરાગ
એને કેમ રે ગૂંથાય !
એને કેમ રે ઝલાય !—અમને.

માછલાં સમી જો હોયે
શબદ જાળે બાંધી લઈયે,
હે જી આ તો કલ કલ જળરવ
એને કેમ રે બંધાય
એને કેમ રે ઝલાય—અમને.

દિલડું હશે જો, વાતો
દિલની ઝલાશે એ તો;
ભલે હોય વીજળી પરાગ,
કે કલકલ એ અવાજ;
એ તો સહુ દિલડે બંધાય,
એ તો સહુ દિલડે ઝલાય—અમને.

પ્રહ્લાદ પારેખ

# આવે છે

અદ્ભુત સુન્દર સુન્દર એ તો આવે છે મુજ પાસે !
વીજળીના ઝમકારા સમ એ આવે તેમ જ ન્હાસે !
આવે છે મુજ પાસે !

આવે છે એ અતિશય પાસે,
સુરભિત એના શ્વાસોચ્છ્વાસે
મૂર્છિત કરી દેતી મુજને એ !–એવુ તે કંઈ હાસે !
આવે છે મુજ પાસે !

વિસ્મિત, જાગ્રત–નિમીલિત નેને,
દેખુ, હજી નવ દેખુ જ એને,
ઊડી જતી ત્યા ! પથ એનો નવ નિરખાયે આકાશે !
આવે છે મુજ પાસે !

તેજ મહીં વીટાયુ એનુ
લાવણ્ય,–હજી નિરખ્યુ શેનુ ?—
ને મુરલી !–બાંધે પ્રતિવેલા અધિમ રેશમપાશે !
આવે છે મુજ પાસે !

પ્રજારામ રાવળ





# ટાગોરનાં સંસ્મરણો

સ્વ૦ વિશ્વકવિ રવીન્દ્રનાથ ટાગોરને કોણ નથી જાણતું ? તેઓ 'ગુરુદેવ'ના નામથી હિંદુસ્તાનમાં ને બહારની દુનિયામાં જાણીતા હતા. આજે પણ એ જ નામથી ઘણાં એમને ઓળખે છે. બીજા છે શ્રી. આચાર્ય ક્ષિતિમોહન સેન, જેઓ શાંતિનિકેતનમાં 'ઠાકુરદાદા'ના નામે ઓળખાય છે. ક્ષિતિબાબુ ગુરુદેવ સાથે સતત ૩૪ વર્ષ રહ્યા હોઇ એમણે આલેખેલાં ગુરુદેવનાં સ્મરણોનો આ લેખ આપણને નવીન-રસપ્રદ માહિતી પૂરી પાડશે.

ગુરુદેવ સાથેનો ઠાકોરદાદાનો સંબંધ ૩૪ વર્ષનો છે એ ખરું પણ જેની પાસે દેશ-પરદેશના લોકો એકાદ કલાક વાતચીત કરીને પણ એક એક ચોપડી લખી ગયા હોય તેને માટે આટલાં વર્ષોનાં સંસ્મરણો ટૂંકમાં લખવા અસંભવ છે. ઠાકુરદાદાના પૌત્રે એક વાર તેમને પૂછ્યું: "રાવણને શું ખરેખર દશ માથાં હતાં?" જવાબ મળ્યો. "હા" "ત્યારે એની મા શું કરતી હશે?" પ્રશ્ન ન સમજવાથી ઠાકુરદાદાએ પૂછ્યું: "કેમ?" વાત સામાન્ય હતી—"જ્યારે રાવણ રડતો હશે ત્યારે બે મોઢાં તો બે સ્તનને ધાવે, પણ બાકીનાં આઠ તો રડતા જ રહેતાં હશે ને?" એ જ હાલત શ્રી. રવીન્દ્રનાથ ટાગોરના સાહિત્યની છે. કોઈ એક જ બાજુની વાત કરીએ તો બાકી રહેલાં રડવા માંડે છે ભાવોના સંબંધમાં પણ એમ જ છે, જેમ આગગાડીમાં બેસતી વખતે ૫૦ને ઠેકાણે ૧૫૦ બેસી જાય અને નીકળતી વખતે બધા સાથે જ નીકળવા માગે તો એક પણ નીકળી શકે નહિ !

ઠાકુરદાદાની પાડોશમાં એક માણસ રહેતો હતો. તે રોજ સવારમાં દીવો સળગાવીને તમાકુ પીતો. એમણે તેને પૂછ્યું: "અલ્યા, દીવો સળગાવવાનું શું કારણ?" તેણે કહ્યું: "જ્યાં સુધી તમાકુનો ધૂમાડો દેખાય નહિ ત્યાં સુધી મઝા આવતી નથી કે તમાકુ પીએ છીએ કે નહિ." એ જ હાલત ઠાકુરદાદાની હતી. રવીન્દ્રનાથના સાહિત્યનું વાચન તો કરતા હતા પણ જ્યાં લગી તેમને નજરે ન જુએ ત્યાં લગી કેમ ચેન પડે ?

સને ૧૯૦૪ની વાત છે. ખબર મળી કે ગુરુદેવનું કલકત્તામાં વ્યાખ્યાન છે. ઠાકુરદાદા આ વખતે બનારસમાં હતા માતાને સમજાવીને પહોંચ્યા કલકત્તા. મિનર્વા થિયેટરમાં 'સ્વદેશી સમાજ' પર ગુરુદેવનું ભાષણ હતું. પણ થિયેટરથી અર્ધો માઇલ સુધીનો રસ્તો જ બંધ હતો. છતાં એ અપરંપાર ગીરદીમાં ઠાકુરદાદા તો ઘૂસ્યા. થોડે દૂર લગી તો ગયા પણ શ્વાસ ઘૂંટાતાં પાછા નીકળી આવ્યા. બહાર આવીને જુએ છે તો શરીર પર પહેરણ જ ન મળે! ખબર મળી કે કાલે કર્ઝન થિયેટરમાં પણ આજ ભાષણ થવાનું છે. દરવાનને ખુશામત કરી ઠાકુરદાદા તો બપોરે બાર વાગે જ અંદર જઇને બેઠા. ત્યાં એમનાથી પણ પહેલાં બીજા છ ગૃહસ્થોને બેઠેલા જોઇ દિંગ થઈ ગયા. એમાં શ્રી. પ્રમથનાથ તર્કભૂષણ પણ હતા. ઠાકુરદાદા પહેલી જ હરોળમાં જઇ બેઠા ગુરુદેવના મંચ પર આવતાં પહેલાં એને શંકા થયા કરતી હતી કે કયાંક ગુરુદેવ કદરૂપા તો નહિ હોય! પણ શંકાઓ નકામી ઠરી કેમકે પરમાત્માએ ગુરુદેવને દિવ્ય રૂપ આપ્યું હતું એક મિત્રે ભાષણ શરૂ થાય તે પહેલાં જ એમને ગેલેરીમાં બોલાવી લીધા ભાષણ તો સંભળાયું પણ ગુરુદેવની ભાવવ્યંજના સ્પષ્ટ ન જોવાનો અસંતોષ રહી ગયો. રીપન એકેડેમીમાં ગુરુદેવ હંમેશ જતા હતા ત્યાં ગયા ને પાસેથી દર્શન કરી બનારસ જતા રહ્યા.

૧૯૦૬ થી ૧૯૦૮ લગી ક્ષિતિબાબુ હિમાલય, ડેલહૌસી, ચમ્બા વગેરે સ્થાનોમાં ફરતા રહ્યા. ચમ્બામાં એક દિવસ ટપાલ લેવા ગયા ત્યાં અચા-

નક જ એક પરબીડિયું મળ્યું. તેમાં ગુરુદેવે એમને શાંતિનિકેતન બોલાવ્યા હતા. એમણે ત્યાં જ ઊભા ઊભા જવાબ લખ્યો: 'હું તો 'કવિ' રવીન્દ્રનાથને ઓળખું છું. અને તે આપ જ હો તો ભલા મારી તે એવી શી મોટાઇ છે? હું આપનો અત્યંત આભારી છું.' જલદી જલદી તૈયારી કરી શાંતિનિકેતન પહોંચ્યા ને ત્યારથી આજ લગી એઓ શાંતિનિકેતનના આદરણીય સભ્ય છે.

ગીતાંજલી છપાઈને બહાર પડ્યા પછી ગુરુદેવ ઓપરેશન માટે વિલાયત ગયા. યુરોપ ને ખાસ કરીને ઈંગ્લાંડ માટે તો ગુરુદેવ એક જીવંત આશ્ચર્ય સમા હતા. જ્યારે જુઓ ત્યારે સાહિત્યકારો એમને ઘેરી વળતા. એ દરમિયાન જુવાન એમહર્સ્ટ મળવા આવ્યા. તેઓ બહાર જ ઊભા રહ્યા ને ગુરુદેવ નીકળ્યા એટલે કહ્યું: 'હું એમહર્સ્ટ છું.' તરતના જન્મેલા બાળકનો પરિચય આપવા માબાપને ખૂબ પાડવી પડતી નથી. એ તો બાળક પોતે જ રડીને પોતાની ઓળખાણ કરાવે છે. તેમણે ગુરુદેવને પૂછ્યું: 'હિંદુસ્તાનની દરીદ્રતા દૂર કરવા આપ શું કરો છો?' ગુરુદેવે ૬૦-૭૦ હજારની જરૂરિયાત બતાવી. એમહર્સ્ટે તરત કહ્યું: 'હું આપીશ. આપ કામ શરૂ કરો.' ત્યારથી આજ લગી એઓ શાંતિનિકેતનને દર વર્ષે આર્થિક મદદ આપતા રહ્યા છે.

આ ઘટના પછી બે વર્ષ બાદ એમહર્સ્ટ હિંદમાં આવ્યા. શાંતિનિકેતનમાં આવતાં વાર પૂછ્યું 'ગુરુદેવનું જીવનચરિત્ર કોણે લખ્યું છે?' કહેવામાં આવ્યું કે: 'કોઈએ નહિ.' એટલે એમણે તો બધાંને તિરસ્કારી કાઢ્યા ને કહ્યું: 'હું લખીશ' અને બીજે દિવસથી નોંધો કરવા લાગ્યા. હમેશાં ગુરુદેવની સાથે જ રહે. તેઓ કંઇ કહે કે લાગલા ડાયરીમાં નોંધી જ લે· "ગુરુદેવ પોતાના પુસ્તકાલયમાંથી જૂની ચોપડીઓ કાઢી નાખી તેની જગાએ નવી ગોઠવી રહ્યા છે. આ રીતે એમણે પોતાની ૧૪ હજાર ચોપડીઓ 'વિશ્વભારતી'ને આપી. એમાં ૧૧ હજાર તો વિજ્ઞાનની જ હતી. શ્રી. જગદીશચંદ્ર બોઝ તથા પ્રો. આઇન્સ્ટીન એમના મિત્રો હતા ચીનની કળા-એમને ખૂબ જ પસંદ છે. તેઓ કહેતા કે યુરોપની કળા તો એની આગળ બાળક્રિડા છે. તેઓ ૪॥ કલાક સૂતા હતા. બૌદ્ધ ધર્મ વિશે પણ વાત કરતા હતા. વગેરે વગેરે"

આ રીતે પૂરાં ૬ વર્ષ સુધી એમ્હર્સ્ટ નોંધ લેતા રહ્યા અને છેવટે એક દિવસ ક્ષિતિબાબુ પાસે જઇ કલમ મૂકી દીધી. ક્ષિતિબાબુએ પૂછ્યું: "શું છે?" બોલ્યાઃ "બસ, એમના વિષે પૂરેપૂરું લખવું અશક્ય છે, અસંભવ છે." ઠાકોરદાદા (ક્ષિતિબાબુ)એ પોતાની સહજ કટાક્ષપૂર્ણ ભાષામાં પૂછ્યું: "તો પછી તે દિવસે અમારો તિરસ્કાર કેમ કરેલો?"

નોબલ પારિતોષિક મળ્યા પહેલાં ગુરુદેવની આર્થિક સ્થિતિ ઠીક નહોતી. એક ઉમાચરણ નામે નમ્ર ને સીધો નોકર હતો. તેના મરી ગયા બાદ આવ્યો ઘણો જ ગંભીર સાધુચરણ. ક્ષિતિબાબુએ ગુરુદેવને પૂછ્યું: "આ બીજો નોકર કેવો છે?". ગુરુદેવે કહ્યું. "તે ભૃત્ય છે! ગાર્જિયન છે, ગર્જના કરે છે."

દક્ષિણથી એમના આવેલા શિષ્યોમાં ચિંતામણિ નામના એક સજ્જન પણ હતા, રૂષ્ટપુષ્ટ ને લોખંડી શરીર હતું. ગુરુદેવે એક દિવસ તેને પૂછ્યું: "શું ખાઓ છો?" જવાબ મળ્યો; 'સીંગડાના પાનનો ગોળો' ગુરુદેવે તરત જ ઉમાચરણને બોલાવી કહ્યુઃ 'રાંધવાનું બધ કરી દો. આપણે પણ સીંગડાનો ગોળો ખાઇશું.' ચિંતામણી સીંગડાનું શરબત પણ પીતા હતા. ગુરુદેવે એ જોયું કે તરત ઉમાચરણને પૂછ્યું: 'સીંગડાનું શરબત બનાવી શકશો?' 'હા'નો જવાબ મળતાં જ ગુરુદેવે બનાવી લાવવા કહ્યું. પીવાશે એવા પૂરા વિશ્વાસથી જ કહ્યું હતું પણ શરબત આવ્યું ને જ્યાં એક ઘુટડો જ પીધું કે તરત બહાર નીકળી ગયું.

રવીન્દ્રનાથ પહેલાં એક મોટા મકાનમાં રહેતા હતા. એ પછી પોતાને માટે એક નાનું મકાન

પસંદ કરી તેમાં રહેવા લાગ્યા. મકાનનું નામ એમણે 'પુનશ્ચ' રાખ્યું હતું. જ્યારે એ ઘર સંબંધમાં એક વાર એમને પૂછવામાં આવ્યું કે, 'ભલા આટલું નાનું કેમ?' એમણે કહ્યું: 'જો ઘર મોટું હશે તો તેનું જ મહત્ત્વ વધી જશે ને આપણે નાના જ રહી જઈશું.'

ગુરુદેવને કેરીઓ ખાવી ઘણી ગમતી હતી. ૧૯૨૪માં એઓ જ્યારે ચીનમાં હતા ત્યારે બીજાઓને ખબર પડી કે એમને કેરી બહુ ભાવે છે. તરત જ ફિલિપાઈનથી તાર આવ્યો કે: "વીમાન માર્ગે કેરીઓ મોકલીએ છીએ. કિંમત લેવાની નથી. માત્ર રવીન્દ્રને માટે." કેરીઓ આવી ગઈ. કહી દીધું કે આજે રોટલી નહિ ખાઈએ, કેરી જ ખાઈશું. ગુરુદેવ કેરી સમારવા લાગ્યા. રેસાનું પ્રમાણ વધારે હોવાથી કાપતાં કપાતી નથી એ જોઈ ઠાકુરદાદાએ પૂછ્યું: "આ શું કરી રહ્યા છો?" "હું આને પ્રણામ કરી રહ્યો છું કેમકે એ તો મારી પણ મોટી બેન છે અને અને મારાથી પણ વૃદ્ધ છે."

["દાંડીઓ"માંથી]



# રાજસ્થાની લોકગીત-કથા

રમણિક કીશનલાલ મહેતા

પિતા તખ્ત બિછાવીને બેઠા હતા એ સમયે હાડેરાવનો પરવાનો હુકમ આવ્યો. સજનાએ પિતાને ચિન્તાતુર બનેલા જોઇને કહ્યું: "કેરા કાગળમાં શું લખ્યું છે એ મને-વાંચી સંભળાવો."

"બેટા સજના! પત્ર વાંચ્યો વંચાય એમ નથી એ વાંચતાં જ હૃદય ફાટી જાય અને હૈયું વ્યાકુળ બને છે. કાગળની ચારે કોરે સાત સાત સલામો લખી છે અને વચમાં ઉતાવળે ચાકરીએ જવાનું લખ્યું છે." પિતાએ ઉત્તર આપ્યો.

"પિતાજી! તમે દુઃખી ન થશો. તમારે બદલે હું બાર વર્ષ માટે ચાકરીએ જઇશ." દીકરી જરા પણ સંકોચ વિના પિતાના દિલનું દર્દ મીટાવે છે.

સજના પુરૂષવેષ ધારણ કરીને રાતના પાછલા પહોરે ઊંટ પર ચડીને ચાલી નીકળે છે. મારગમાં સજનાએ ગાયોના ગોવાળને પૂછ્યુ: "હે ભાઇ! હાડેરાવના રાજાની સીમા ક્યાં આવી?"

ગોપાળ ઉત્તર આપે છે: "હેઃ હે ઓડી! (ઊંટ-સ્વાર) આજ હાડેરાવનો રાજ્યની સીમ છે. આ દેશમાં મેદાન થોડાં અને સરોવર ઝાઝાં છે."

આગળ ચાલતાં સજનાએ માળીના દીકરાને પૂછ્યું: "હે ભાઇ! કહે તો ખરો, રાજા હાડેરાવનો બાગ ક્યાં આવ્યો?"

માળીનો પુત્ર જવાબ આપે છે: આજ રાજાજીનો બાગ છે: "એમાં કેરી પાકેલી છે. અને રસભર્યાં લીંબુ છે."

સજના આગળ જઇને પનિહારીઓને પૂછે છે: હે પનિહારીઓ! "હાડેરાવનું તળાવ ક્યાં આવ્યું?"

પનિહારીઓ જવાબ આપે છે:" સમદર જેવું વિશાળ આ રહ્યું તળાવ.

સજના તળાવના કાંઠે પોતાનો મુકામ કરે છે.

પછી કડિયાના પુત્રને પૂછે છે: "હે ભાઇ! હાડેરાવનો મહેલ ક્યાં આવ્યો?"

"ઓડી! આ રહ્યો રાજાજીનો મહેલ જેનાં દ્વાર આગળ કદલી સ્તંભ રાખેલા છે"

સજનાએ નિયમિતપણે રાજાજીની નોકરી કરવા માંડી. પુરૂષવેષમાં એને કોઇ પારખી શક્યું નહિ એક દિવસ રાજાને સન્દેહ પડે છે. તે પોતાની ભાભીને કહે છે "હે ભાભી! મ્હને આશ્ચર્ય થાય છે. એનાં નેત્રો નારીનાં જેવાં છે, પણ બોલી તો પુરૂષના જેવી બોલે છે."

ભાભી કહે છે: "હે દિયરજી! એક વાર એને બાગમાં લઇ ચાલો ત્યાં નરનારીઓનો ભેદ પરખાઇ જશે નારી હશે તો વૃક્ષ પરથી પડેલાં ફળ ખાય વીણી ખાશે: પુરૂષ હશે તો ગુલાબનું ફૂલ ચૂંટશે. પરંતુ એમ ન બન્યું. રાજા જયમલ પડેલાં ફળ છે, સજના ગુલાબનું ફૂલ તોડે છે.

ભાભી બીજી પરીક્ષા બતાવે છે. હે દિયરજી! એને એક વાર સમદર તળાવે લઇ ચાલો. ત્યાં સ્ત્રી પુરૂષની પરીક્ષા થઇ જશે. સ્ત્રી હશે તો તે કિનારે બેસીને ન્હાશે. અને મૂછાળો મરદ હશે તો સરોવરની મધ્યમાં જળને હિલોળા દેતો સ્નાન કરશે. આ વેળાએ પણ સજના જીતી. રાજા જયમલ કાંઠે બેસીને

ન્હાયો. સજનાએ તળાવ વચ્ચે જઇને જળને હિલોળતાં સ્નાન કર્યું.

બંને પરીક્ષામાં નિષ્ફળતા મળતાં રાજા ગુસ્સે થાય છે. બાજી ત્રીજું પારખું કરવાની રીત બતાવે છે. આ વેળાં એને રસોડામા લઇ ચાલો. સ્ત્રી હશે તો ધીમે ધીમે ખાશે; અને પુરુષ હશે તો ઝટ જમી લઇને કોગળા કરી ઊઠશે. સજના આ કસોટીમા પણ પાર ઊતરે છે.

છેલ્લીવાર બાલીએ ખૂબ અ કરી કસોટી રાખી તેણે કહ્યું: આ વખતે એને શય્યા પર લઈ ચાલો એટલે નર છે કે નારી એનો ભેદ સમજાશે. નારી હશે તો ફૂલની માફક કરમાઈ જશે મરદ હશે તો મનમાં કોઈ પણ જાતનો સંકોચ નહિ રાખે.

સજનાનો નોકરીનો સમય પૂરો થઈ ચૂકયો હતો તે બધી કસોટીઓમાં પાર ઊતરી હતી. છેલ્લી વેળાએ એ કેમ ફસાય?

સજના ઘોડેસ્વાર થઇ ચાલી નીકળી અને સૂર્યોદય થતાં થતાંમાં તો પિતાના દેશમાં જઇ પહોંચી. માર્ગમાં સમુદ્ર જેવાં વિશાળ સરોવરો ઓળગ્યા અને આવીને પિતાને પોતાના હાથનો ચૂડલો બતાવ્યો: તે બોલી ઊઠી: "પિતાજી! બંધ બારણાં ઉઘાડી નાંખો. તમારી દીકરી સજના બાર વર્ષ પર્યંત રાજાજીની ચાકરી કરીને પાછી આવી ગઈ છે."

બૈઠયા બાબોજી તખત બિછાય
કાગદિયા તો આયા જી બાબાજી રે હાડેરાવ રા
કાગદ, બાબાજી, મ્હોને વાંચ સુણાય
કાંઇ રે લિખ્યો છે, બાબાજી, કોરે કાગદાં
કાગદ, બાપજી, વાચ્યા એ ન જાય
છાતી તો ફાટે, એ બાઈ સજના, હિવડો ઊઝળે
એવડ-છેવડ લિખી છે સાત સિલામ
બીચમેં તો લિખિયો, એ બાઈ સાજના, વેગ પધારણા
થે, મ્હારા બાબાજી, વેદિલ મત હોય
બારે તો વરસાં લગ કરસાં ચાકરી
કરિયા સજના મરદના ભેસ
કરલા લલકારયા એ બાઇ સજના ઢળતી રાતરા
બૂઝ્યો સજના ગાયા રો ગુવાળ
સીવ બતાઓ, રે બાયડા, હાડેરાવ રી
યા હી છે, ઓઢી, રાજાજી રી સીંવ
તાવર ઘોડા, ઓ ઓઢી, સરવર મોકળા.
બૂઝયો સજનાં માલીડે રો પૂત
વાગ બતાવો, રે માળી કા, રાજાજી રો ફૂલસો.

યા હી છે, ઓડીડા, હાડેજી રો બાગ
આમૂ તો પાકયા, ઓ ઓડીજી, નીંબૂ રસ ભરયા.
સજના બૂઝી પાણી રી પણિયાર
હોદ બતાવો, એ પણિયારયાં, હાડેરાવ રો.
યો હી છે ઓડી, સમંદ-તળાવ
ડેરા તો ઢળ્યા એ બાઇ સજના સમંદ-તળાવ પર.
બૂઝયો સજના ચેઝરે રો પૂત
મહલ વતાવો, રે બાઈડા, હાડેરાવ રો.
યો હી છે, ઓડી, રાજાજી રો મહલ
કેળ ઝબરૂખે, રે ઓહીડા, રાજાજી રે બારણે
ભાભી, મ્હોં ને અચરજ હોય
નૈણુ નારી રા એ, આ બોલી બોલે મરદરી.
એક બર, દેવર, વાગો મેં લે ચાલ
વેરો તો પાડા, ઓ દેવરિયા, નારી-મરદ હો
નારી હોય તો પડયા-રિડયા ફળ ખાય
મરદ હુવે તો તોડે ફૂલ ગુલાબ રો.
રાજા જૈમલ પડયા-રિડયા ફળ ખાય
ગાગડમલ રી સજના ઓ, આ તોડે ફૂલ ગુલાબ રો
ભાભી, મ્હોંને અચરજ હોય
નૈણુ નારી રા એ, આ બોલી બોલે મરદ રી.
એક વર, દેવર, લે ચાલો સચં-તળાવ
વેરો તો પાડાં, ઓ દેવરિયા, નારી-મરદ રો.
નારી હોય તો ઓીરાં-તીરાં ન્હાય
મરદ મૂંછાળો ઓ યો ન્હાવે સમદ ઝોળ કે.
રાવ જૈમલ ઓીરાં-તીરાં ન્હાય
ગાગડમલ રી સજના તો યા ન્હાવે સમંદ ઝોળ કે.
ભાભી, મ્હારે મન મેં આવે રીસ
નૈણુ નારી રા એ, આ બોલી બોલે મરદ રી.
એક બર, દેવર, રાય રસોઇ સે ચાલ
વેરો તો પાડા, ઓ દેવરિયા, નારી-મરદ હો.

નારી હોય તો ધીરે-ધીરે ખાય
મરદ મૂછાળો તો ઓ જટ દૈ જીમ ચળૂ કરૈ.
ભાભી, મ્હારે મન ગે આવૈ રીસ
નૈણુ નારી રા એ, આ બોલી બોલૈ મરદ રી.
એક ખર, સેજાં મેં લે ચાલ
મેરો તો પાડાં, ઓ દેવરિયા, નારી મરદ રો.
નારી હોય તો ફૂલ જાવૈ મુરઝાય
મરદ મુછાળે રી સેજા, ઓ દેવરિયા, સળવટ ના પડૈ.
હોગી સજના, ઘુડલે અસવાર
દિન તો ઉગાયો એ બાઇ સજના બાળોજીરે દેસમેં
ઉળંગી સજના સમુદ તળાવ
ચુડલો દિખાયો જી બાઈ સજના બાંધે હાય રે
ઉદ ઓ બાબાજી, ઢકિયો ફળસો ખોલ
બારે બરસાં રી ઓ બાઇ સજના કર આયી ચાકરી.*

---

*વૃદ્ધ ઠાકુરને ચાકરીએ જવા માટે હાડૌરાવનો પરવાનો આવ્યો. પરતંત્ર રહીને નોકરી કરવી એ ઠાકુરના સ્વતંત્ર માનસને અનુકૂળ નહોતુ. કોઇ પુત્ર હોત તો પોતાને બદલે તેને મોકલી આપત, પણ એને તો એક દીકરી જ હતી. પરંતુ એ દીકરી અનેક દીકરાઓની ભીડ ભાગે એવી હતી. એનું નામ સજના. સજનાએ કેવી રીતે પોતાના પિતા પર આવેલું સંકટ દૂર કર્યું એ આ ગીતમા આલેખવામાં આવ્યુ છે.



# આવતી પેઢીના કવિઓ: ભૂપેન્દ્ર વકીલ

કૉલક

આ કટારે દિવસે દિવસે નવીનતર કવિઓનુ અને સાથોસાથ સુપ્રસિદ્ધ કવિવિવેચકોનુ ઠીક લક્ષ ખેચ્યુ છે એ જ આ કટારની સાર્થકતા છે છતા જે નવીન બધુઓની કૃતિઓ આ કટારમા છપાય છે તેમની સામે લાલબત્તી ધરવાની આવશ્યકતા છે આ કટારમા કવિતાઓ પ્રગટ થતા કે આટલો પરિચય અપાતા કવિ નથી જ થઈ જવાતુ બેશક, જે કૃતિઓ અહીં રજુ થાય છે એમા કવિની પ્રતિભાના ચમકારા છે સારી કૃતિને આવશ્યક એવા અશો આ કવિઓને વરેલા છે તેમ છતા કવિ પ્રયત્નશીલ રહે એ જ ઇચ્છિત છે



શ્રી ભૂપેન્દ્ર વકીલ

આ અંકે શ્રી ભૂપેન્દ્ર વકીલની કૃતિઓનો સચય અહિ રજુ કરવામા આવે છે કૃતિઓ વાચતા એમની રસિકતાનો પરિચય થાય છે છદનો ખ્યાલ અવે કે સૌથી વધુ આકર્ષક તો એમની છદો પરની ૧થોટી છે છદમા ઘણી જ આસનીથી એઓ કવિતા ઉતારે જાય છે રઇનો પર્વત' એ સાદી સીધી વાત છે પણ એમા રસિકતા છે એ રસિકતાના આનદે નાયક પોતાની ફરજ પણ વીસરે છે રસિકતમા લીન થયેલો કવિ છેવટે કવિતામા (રસિકતામા) જ ફસાય છે આખી કૃતિની સરળતા-સચોટતા આકૃતિને હૃદયગમ કરે છે

'મારા કાવ્યો'મા કવિને પોતાના કાવ્યો કેવા લાગે તેની વાત છે. એમાં યે વિશદ રચના છે ભાષાની પણ મૃદુ મીઠાશ છે જગત એને તિરસ્કારશે છતા કવિને મન તો એ ધ્રુવતારા સમા જ છે આ કૃતિમા એક કવિની એની પોતાની કૃતિ પ્રત્યેનો અપાર પ્રેમ એની વફાદારી વ્યક્ત થાય છે માને બાળક અને કવિને કવિતા એ દ્વાર પ્રતીકો પણ એટલા જ સચોટ છે 'શુક્રતારા', 'પૂજા', 'જીવન ગુલદાની' ત્રણે મુક્તકો છે અને તેટલા જ અર્થમા સુદર ભાવ વ્યક્ત કરતા મજુલ મનોહર કાવ્યો છે કાટાવાળા ફૂલ પસદ કર્યાં છતા સૌરભ પ્રસરી રહી છે કાટા હતા તેથી અનુભવ વ્યક્ત થતો નથી શુક્રતારામા પહેલુ કોણ બહાર પડે ? 'શુક્રતારા' બહાર પડી એને ધ્રુવ માર્ગદર્શક બનાવે છે એ દૃષ્ટાંત આપે છે-મને છે એ ભાવના સારી છે અનત આકાશના મુક્તવિહારમા પણ કવિ 'વીરતા' જુએ છે-પ્રિયાની એસિયર એ છાની વાતને કવિ મુક્ત મને મોકળી કરે છે એમા અત સારો છે આ કવિતાને હજી વધુ સરી રીતે વિકસિત કરાઈ હોત પણ 'અવેશ કવિતાનો પ્રાણ રૂધી દે છે છતા પ્રયાસ ખોટો નથી 'ચગી નર શકુ'મા મિશ્ર નિરાશાઆશાની લાગણી વ્યક્ત થાય છે તમામ કૃતિઓ એક છાપ અવશ્ય પાડે છે કે કવિ પાસે વસ્તુ છે દૃષ્ટિ છે છદ પર હથોટી છે અને વિશદ રીતે વહેવડાવવાની તાકાત છે હજુયે વધુ સારી કૃતિઓ મળશે જ એમા શકા નથી

## રાઈનો પર્વત

- મિથ્ર

હું 'રાઈનો પર્વત' વાંચતો'તો
પ્રશાન્ત એ નાટક પ્રેમકેરું
મ્હાલતો'તો.
ત્યાં તો પધારી સખીએ જમાવ્યું
યોગીસમું આસન.
આસાનીથી કાળનું ભાન ભૂલી
બેસી રહી એ, નહીં કાંઈ બોલી
હું યે ન બોલ્યો મુજ પાઠ વાંચતા.
–ચિન્તા ચિત્તામાં જલતો પરીક્ષા
કેરી વદે શું ?—
સામે બેઠી પ્રેયસીને, વિસારી
ફાંફા-માર્યાં વાંચવા મેં જ પાઠ.
મચી રહી'તી ઉરમાં ધમાલ,
બોલું ન બોલું—ઉરદ્વાર ખોલું....
ના કાંઈ નક્કી
કરી શક્યો હું.
ત્યાં તો ઊઠી એ બબડી જ વ્યંગમાં:
'ખલેલ છું વાંચનમાં તમારા;
નહીં ?'
એમ કેહેતી
તૈયાર જાવા થઈ એ જહીં ત્યાં
'રાઈનો પર્વત' ફેંકતા હું
બોલી પડયો કે, 'સખી ! જાય ક્યાં તું ?
છે વાંચવાનો નિતનો જ બોજ.'
'રાઈનો પર્વત' પ્રેયસીનાં
સૌન્દર્યનાં - પ્રેમપ્રકાશ માંહે
આંખો પડયો ને વિસરી ગયો હું
આવી રહેલી પૂર વેગ માંહે
કપરી પરીક્ષા !
પછી પરીક્ષા જયપુષ્પ વેરે
કેવી રીતે ભાગ્ય પરે જ મારાં ?



## મારાં કાવ્યો

મંદાક્રાંતા

મારાં કાવ્યો ઉપર મુજને કેમ ના હોય મમતા ?
છોને લાગે જગતજનને છેક એ તો નકામાં;
કિન્તુ મારે હૃદયવસતા પ્રાણથી યે જ પ્યારાં.
તંત્રીઓ છો હમ વગરનાં માનીને ટોપલીમાં
કચર ભેગા સખત બનીને દેય ફેંકી છતાં એ–
સંભાળીને જતન કરતો બાળ શું પ્રેમભાવે.
કોઈ માતા બદસુરત શું બાળને નિજ કેરાં
ત્યાગી દે છે કદી અણગમો લાવીને ઉરમાંહે ?
ચાહે એ તો નિજ જીવન શા પ્રેમભાવે સદાએ;
એવી રીતે કવન મુજનાં બાળ છે વ્હાલસોયાં.
ધિક્કારે છો જગત સઘળું–કોઈ ના ભાવ પૂછે;
તો યે એ તો મુજ હૃદયનાં પ્રેમનાં હક્કદાર
ને રે'વાનાં અચળ ઉરમાં ધ્રુવતારાસમાં એ.

# ચહી નવ શકું—

કૃષ્ણી

ક્ષમા ! પ્રણયિની ! ક્ષમા !
ચહી નવ શકું તને સમીપ આપણે છો વસ્તાં !
હતું હૃદય મુજનું તલપતું સદા એક દિ'
અને નયન વાટમાં અમીટ તુજની ઝંપતાં.
રમી રમત સ્નેહની પ્રણય લ્હાણુ લૂંટી ઘણી
હસ્યા, શબ્દ પ્રેમથી સભર કૈં વધા ને વળી
કરી પ્રણયમાં જ કૈં કવન જે કવિ ના શકે.

હજુ ય ઉર તુજનું
ચહે જ મુજને છતાં નવ ચહી શકું હું તને !
કદી સ્મરણ જાગતાં હૃદયમાં વ્યથા થાય છે,
અને અડગ સાધના નિરખતાં દ્રવે ઉરવો,
છતાં નવ ચહું તને પ્રણયિની, ક્ષમા આપજે !
કહું પ્રણયિની, કહે નવ ચહી શકું કેમ હું !
ગણી મૂરખ ના હસી પડતી એ સુણી સાંભળી !
કયે દિવસે પ્રેમીઓ જગત ડાંપણે છે થયાં !—
તને વિસરી છે ગયું હૃદય તે ભમે અન્ય કો'
સ્વરૂપવાન તુજથી વધુ
રમણીના મધુ સ્નેહમાં !

નથી સમીપ એ છતાં હૃદય પ્યાસમાં ગરત રહે
અને સ્વપ્નસેવને સમય જાય છે વેગમાં,

મુકાન ઉરમાં કરે સ્મરણ અલ્પ છે જે છતાં.
રમે પ્રણયમૂર્તિ તો નયન, નેન સામે સદા.
ખમે સમીપ તું અને સ્વરૂપવાન છો ને ભલે
છતાં નવ સહી શકું !
ક્ષમા ! પ્રણયિની ! ક્ષમા !

# પ્રિયાની પ્રેયસિયરને

ખંડ મંદાક્રાંતા

તમ નગ્ન થતી છાતડી બંધમાંહે
બાંધી તેં તો મુજ પ્રણયિની ભરી મસ્ત રાગે.
તારી માંહે
બીલી જેવાં સ્તનયુગલ એનાં ગળાં ચોર દીધા,
જે આકર્ષી શનિપગરમાં હાર્દની ઊર્મિ ખેંચી
સરિતજળ સમી દર્શને નિત રહેતાં.
જોતાં એને તડ તડ કરી તાર તૂટી જતે કે
હૈયા કેરા
થાતું એવું-અકળ ઉરમાં વેદના થાય મીઠી !
મીઠી તોયે સહન નહીં એ હાર્દથી કેમ થાય !
ભૂલી સ્થિતિ
ઝંખે હૈયું બસ નિકટ એની જઈ ભોગવી સૈ
ઉરલગનને બૂઝતી દેવી મ્હાલી !
મહાભાગીએ અધિકતર મારો નહીં વેગવાન
બાત્રો એવી નવ કઈ શકે કોઈ ના કેમ એની ?
મારે હૈયે ઉરસલિલની ઊર્મિનાં પૂર જેમ
ગરજી ગરજી ઘૂઘવે સર્વ ભૂલી;
એવી રીતે તુજ જીગરમાહે છીપી છાનડી શું.
મારે કાજે નહીં તલપતી પ્રેયસીની રહંતી ?
જો ભૂરે તો
તોડી તારા બીન સઘળા મુક્ત ના કેમ થાતી ?
ભૂલ્યો હું તો
રહીત છો ને રૂપવતી રહી બંધમાંહે જ તારાં !
જે બધેથી વિરૂપ નહીં જે રૂપ થાતું કહીશે
તે બધાને તજી દઈ યદુ શીદને રૂપ હીન ?
સૌન્દર્યોનું જતન કરવા બંધ છે જે જરૂરી
ત્યાગી તેને કુરૂપ બનવું શીદને આપ મેળે ?



# પ્રાચીન પરશીઅન કવિતા

સર રુસ્તમ મસાણી

અનુવાદઃ છોટુ હરિયાકર

જ્યારે પરશીઅન સાહિત્ય કે કવિતા સંબંધિતની આપણે વાત કરીએ ત્યારે ઘણે ભાગે અર્વાચીન કે ઇસ્લામ કાળની કવિતા એવો અર્થ આપણે કરીએ છીએ. મુસ્લીમોના પુરોગામીઓ ઝેરોસ્થીઅન હતા. તેના મહાન રાજાઓએ એશિયા તેમજ યુરોપના ઇતિહાસમાં પોતાની પ્રતિભાનું પ્રતિબિંબ પાડયુ છે અને તેના ક્રાન્તદર્શી ઉપદેશકો તેમજ સાક્ષર રત્નોએ પૂર્વ તેમજ પશ્ચિમની સંસ્કૃતિને ઘડવામા મહત્વનો ફાળો આપ્યો છે. ઈરાનનું રાજ્ય નાનુ હતું છતાં વિજયપરંપરાથી તેણે બીજાં અનેક રાજ્યો પર પોતાનો ઝંડો ફરકાવ્યો હતો. સાઇરસ (Cyrus) રાજ્ય સિંધુથી ભૂમધ્ય સમુદ્ર સુધી તેમજ કોકેસસના નામાચ્છાદિત શિખરોથી પરશીઅન ગલ્ફ અને અરબી સમુદ્ર સુધી પહોચેલું હતુ. ડેરીઅસ (Derius)નુ રાજ્ય ઇજીપ્ત અને બેબેલોન, એસીરીઆ (Assyria) અને હિંદુસ્તાન, મીડીઆ (Media) તથા લીડીઆ Lydia અને એવાં અનેક રાજ્યોની પ્રશંસાને પાત્ર બન્યુ હતું. પ્રાચીન ઇરાનીઓ પોતાની જ્ઞાનપિપાસા અને કાવ્ય પ્રતિભાને માટે જાણીતા છે. તેમનું રાજ્ય તેમના કરતાં પણ વધારે પ્રાચીન રાજ્યસત્તાના ખંડેરો ઉપર રચાયેલુ હતું; અને જેમ તેમનો ધનભંડાર જીતાયેલા દેશની લૂટથી–ધનદોલતથી સમૃદ્ધ થતો હતો તેમ નાઇનવેહ Nineveh અને બેબેલોનના સંસ્કૃતિપ્રવાહોથી તેમની સંપત્તિ સીંચાઇને પરિપૂર્ણ બનતાં તેનું સાહિત્ય પણ તત્વજ્ઞાન, કવિતા તેમજ પુરોગામીઓની શૌર્યકથાઓથી સમૃદ્ધ બન્યું હતું.

ઇરાનની ભૂમિ ઉપર, મુસ્લીમ સંસ્કૃતિએ ઇરાની સસ્કૃતિ ઉપર વિજય મેળવ્યો તે પહેલાં વિવિધ સ્વરૂપે વપરાતી પરશીઅન ભાષા અતિ વિશાળ તેમજ સુંદર અસાતત્યનું વાહન હતી. આ લિપિનું અસલ સ્વરૂપ ઘણું જુદું હતું. એ કયુનીફાર્મ Cunniform મૂળાક્ષરો લિપિ, Derius જેવા કોઇ મહાપ્રતાપી રાજાઓના વિજય કે તેમની રાજનીતિના વર્ણનો કોતરવા માટે વાપરવામાં આવતી.

આ લખાણ તેમજ ખિતાબોને બાદ કરતાં ઇરાનનું આજે પણ હયાતી ધરાવતું અતિપ્રાચીન સાહિત્ય તે ઝેન્દ અવેસ્થા પારસીઓના ધર્મગ્રંથોની ભાષા. આધુનિક સંશોધનને પરિણામે માલુમ પડયું છે કે આ ધર્મગ્રંથો ક્રાઇસ્ટ પૂર્વે દસ સદી જેટલા જૂના હોવા જોઇએ. પાછળથી પહ્લવી ભાષાને આધારે રચાયેલા મૂળાક્ષરોએ–લિપિએ કયુનીફાર્મ Cunniform લિપિનું સ્થાન લીધું. આ લિપિ શિલાલેખોને ખિતાબો માટે વપરાતી એટલુંજ નહિ પણ જરથોસ્તના પવિત્ર ધાર્મિક પુસ્તકો પર વિવેચન કરવા માટે પણ વપરાતી, જે આજે ઈરાન તથા હિંદમાં વસતા તેના અનુયાયીઓએ સાચવી રાખી છે.

ઇરાનમાં ઇસ્લામ ધર્મની સ્થાપના પછી આરબ રાજ્યકર્તાઓએ તે દેશની પ્રચલિત ભાષાને તિલાંજલી આપી, અરેબીક ભાષા દાખલ કરી; પરંતુ પરદેશી ભાષા માતૃભાષાને સદંતર નાબૂદ ન કરી શકી. માતૃભાષા પ્રત્યેનો પ્રેમ, તેની શક્તિ તથા ખ્યાતિ એટલી બધી હતી કે શિક્ષણ પ્રત્યે પ્રીતિ ધરાવનાર સમન Saman વંશના રાજ્યકર્તાઓના વખતમાં એને તક મળતાં તે પાછી સહેલાઇથી વિકાસ પામી. જો કે આજે હિંદમાં બોલાતી ગુજરાતી મરાઠી તેમ જ ઉર્દૂ ભાષામાં જેમ અંગ્રેજી શબ્દો ઘૂસી ગયા છે તેવુંજ અરેબીક અને પરશીઅન ભાષાનું મિશ્રણ હતું.

ઇરાનની ભૂમિ પર જગતભરની પ્રજાએ પગ

માંડયા છે અને અનેક વિજેતાઓના આક્રમણે એના પર એટલી બધી અસર કરી છે કે ઇરાનના પ્રાચીન સાહિત્યનુ આજે નામનિશાન પણ રહ્યુ નથી પ્રાચીન ઇરાની સાહિત્યનુ એકે પ્રમાણભૂત સર્જન આજે હયાતીમા નથી એટલુ જ નહિ પણ મુસ્લીમોના આગમન પછીની બે સદી સુધીનુ એકે કવિતાસર્જન મળતું નથી એલેકઝાન્ડરના વિજયથી માંડીને દસમી સદી સુધીનો પર્શીઅન કાવ્યસાહિત્યનો ઇતિહાસ તપાસતા માલમ પડશે કે કાવ્યસાહિત્યનુ ઝરણુ ક્યારે લુપ્ત થઇ ગયુ હતું પરશીઅન કવિતાનો પહેલો સર્જક કોણ એ નક્કી કરવાનુ કામ આજે પણ મુશ્કેલ છે સામનદ Simanid રાજા નાસર-બી-આહમદ (ઈ. સ ૯૧૩) ના રાજ્યકાળ દરમ્યાન થઇ ગયેલા અબુ-ન હસન એ રૂદગીને પરશીઅન કવિતાનો પિતા હોવાનુ માન ઘટે છે છતા એ સમય અગાઉના પણ ઘણા કાવ્યો મળી આવે છે, કે જેનાથી પરશીઅન કાવ્યસાહિત્યનો ઉદય થયો એમ માની શકાય અને એનુ માન જુદી જુદી વ્યક્તિઓને ફાળે જાય છે સુસાન બાદશાહ બહરામ ઘોરને પ્રાચીન કાવ્યોનો રચનાર ગણવામા આવે છે. (ઇ સ ૪૨૦-૪૩૯) એવુ માનવામા આવે છે કે બહરામ ઘોર, દિલારામને કાવ્યપંકિત ઓમાજ સંબોધતો તેનામા પણ મધુર કાવ્ય પંકિતઓની સર્જનપ્રતિભા હતી અને તેથી તે તેના આત્માનુ દિવ્યસંગીત તાલબદ્ધ પંકિતઓમા પોતાના અધરદ્વારા મૂર્તિમંત કરી શકતી હતી

બીજી માન્યતા પ્રમાણે સુમાનીઅન બાદશાહ ખુશરૂ પરવીઝના દરબારનુ ભુનમુન ગણાતો બારબાદ (Barbad) સુંદર કાવ્યોનો સર્જક હતો અપ્રિય કે દિલગીરીભર્યા સમાચારને કાવ્યમા વણી તેને બાદશાહ આગળ ખૂબીથી રજુ કરવાની અપૂર્વ કળાસિદ્ધિ એને વરેલી હતી, જે એના સમયની બીજી કોઈ વ્યકિતમા નહોતી

પરવીઝ બાદશાહ પોતાના ઘોડાને એટલુ બધું ચ્હાતો હતો કે

'He with an oath most Solemn, and
most binding,
Not to be loosed, had Sworn upon Fire
That who so first said "Shabdiz" has
perished"*
Should die upon the cross in torments
dire'

એક દિવસે ઘોડો અચાનક મૃત્યુ પામ્યો. એના રક્ષકે આ શોક સમાચાર પાદશાહ આગળ મૂકવાનુ કપરૂ કાર્ય બારબાદને સોપ્યુ

'Four strings wailed o'er him, while
the minstrel kindled
Pity and passion by the witchery
of his left hand, and while the strings
vibrated,
Chanted a wailing persian, threnody'

આ દિલગીરીભરી ઉકિતનો ભાવાર્થ સમજી જતા બાદશાહ બોલ્યા 'હુ અત્યત દુખી છુ મારો શાબ્દીઝ મૃત્યુ પામ્યો !'

'બાદશાહ પોતેજ આ શોકજનક ખબર કહે છે' બારબાદે તરત ઉમેર્યુ અને આ રીતે ઘોડાના મૃત્યુના સમાચાર લાવનાર વ્યકિત માટે સોગન લઇને નક્કી કરાયલી મૃત્યુની સજામાથી એ છટકી ગયો.

---

*આર પી મસાણીના 'The court poets of India and Iran'માથી

# પગદંડીને પંથે

'પગદંડીને પંથે'મા આ વખત 'નગોજી દીક્ષિત' ધ્યાન ખેચે એવું કાવ્ય છે. કમ નસીબી એની શિથિલતા છે પણ જે નવીન છે, પગદંડીને પંથે છે તેની પાસે વધુ આશા કેટલી રાખી શકીએ છતા આખા કાવ્યની વસ્તુ અને વેગભરી રજુઆત આ કૃતિને રસપ્રદ બનાવે છે "નેક જન્મો તણા દુખ વામે" કૃતિ કવિની હથોટીનો નમૂનો રજૂ કરે છે. નવી કવિતાથી જુદી પડતી એની લાક્ષણિકતા ધ્યાન ખેચે છે 'મુમક્ષુ' તખલ્લુસ હેઠળ કૃતિ વધારે સારી આશા આપે છે એમની શૈલી પણ નવીન કવિતાની લઢણમા ઓતપ્રોત છે મુક્તકોમાં 'તું સાભરી–' મુક્તક સુંદર અને સચોટ છે કોલક

## નગોજી દીક્ષિત

'અહો અહો'ના સાદ સુણાતા કાશીગગાઘાટ પરે
દીક્ષિત નગોજી સ્થાન તહીં જ્યા વેદવાકયની ધાર વહે
પંડિત કેરા પંડિત તો પણ ઘરમા ગરીબી નાચ કરે
અધ્યયનમા મનડુ કેવળ, નહિ અન્ય કયા ધ્યાન ઠરે

દક્ષિણના રાજેશ્વર રાજા પેશ્વા તેની માતા સાથ
એક વાર એવુ બન્યુ કે આવ્યા કાશી જાત્રા કાજ
મનમા સોચ્યુ રાજાએ કે દીક્ષિતજીને મળવુ આજ
નહિ તો કાશી નામ નકામુ જાત્રા કેરુ ઠામ નકામુ

દીક્ષિત જ્યારે ધ્યાન ધરે ત્યા મળવાનુ તો નામ નહિ
અધ્યયનમા આચ જરા તો નગોજીની કંઈ કૃપા નહિ
આવ્યા રાજા દ્વાર કને ને કહ્યુ બાઈને હર્જ નહિ
કહો ફક્ત કે રાજા આવ્યા, તહીં તમારી ફર્જ રહી

ઉત્તર આવ્યો 'આવો અદર' રાજા વદન કરી ઊભા
મહુત્તા પ્રીછયા વિણુ રાજાની દીક્ષિત બેઠા, ખસ્યા નહિ
ક્ષણભર શાંતિ, વદ્યા નગોજી, 'તમે, તમારુ રાજ અને
ધારુ છુ હુ બધુ બરાબર કુટુબ તમારુ સાથ ખરો

સુણ્યા શબ્દો, મનમા ધાર્યું બોલી નાણુ ઘણું બધું
નહિ ઉપડતી જીભ તહિ કરે રાજનો નિશ્ચય શુ ?
અટકયા રાજા વળી વદ્યા બસ 'હા' કહીને થભ્યા ત્યા
હાશ કરીને શ્વાસ લીધો ને દીક્ષિતજી બસ મગ્ન રહ્યા

પૈસાએ તરછોડચો જેને દીક્ષિત, એવાં ધ્યાન ધરે
મહેનત કરતા ઘણી બધી ને, શાસ્ત્રોનું એ ચિંતન કરે
મનમાં ધાર્યું, કરું વિનંતી ફીટશે મારું દળદર આજ
શાસ્ત્રો સાથે દોસ્તી બાંધીશ, નહિ અન્ય કૈં ચિંતા ખાસ

મનમાં સોચ્યું મનમાં સમવા જાણે ના સરજાયું હોય
એમ ખરે પણ 'અરે અનુચિત નહિ નહિ એવું ન થાય'
'ઠીક નહિ, એ ઠીક નહિ' ના ભયમાં દીક્ષિત ડૂબ્યા બહુ
પણ આંખ ભલે રજાને ભાળ, મનડું શોધે તત્ત્વ નવું

આંખ હતી રાજાની ઉપર, મનડું પુસ્તકમાંહી રમે
શબ્દ એકના અર્થની ખાતર મન અગોચર સ્થળે ભમે
સદીઓ પહેલા મનડું એવું કાર્યકરણનું ચિંતન કરે
પુસ્તકમાં પરિપાકરૂપે એ 'નનુ' વિચારની ધારા ઝરે.

પરીવાતમાં જેમ કુમારો પરીદેશ સૌંદર્ય લહે
વેશકેશના ભૂષણ પરથી દૃષ્ટ નહિતું કલ્પન કરે
છૂપા પગના ચિહ્નો પરથી વ્યાઘ્રપાદ કો વ્યાધ લવે
તેમ નગોજી દીક્ષિત આજે 'નનુ' શબ્દને મનમાં રટે.

આજ નગોજી દીક્ષિત પણ એ 'તત્ત્વ' સહાયે બાથ ભરે
વિચારનું એ ચિંતન ઝરણું, નાહવું એવું મનમાં ધરે
કીડી જેમ માર્ગોની વચ્ચે જંક્શન જોતા શંકા ધરે
તેમ એ દખ્ખણનો રજા દીક્ષિત દેખી ચિંતન કરે.

"નક્કી એ પૂછતાં અચકાયે ક્ષોભ જરા એ મુખ વદે
મુશ્કેલી દીક્ષિતજી બોલો હોય જરા પણ કહો મને
સહાય થશે જો તમને તો તો મારું ગૌરવમાન ઘણું
કહો કહો ઓ દીક્ષિત, પંડિત સુજને સેવામાન ધરો."

એક જ ક્ષણ બસ, જાગ્યા દીક્ષિત રાજા પાસે ગ્રંથ મૂકચો
'મુશ્કેલીમાં મદદ કરો' કહી 'નનુ' શબ્દનો અર્થ પૂછચો
શબ્દ 'નનુ' અહિં શા માટે છે સોચો જલ્દી, કૃપા કરો
મુખથી શબ્દ સર્યો ન એકે, રાજા ક્ષણમાં ક્ષુબ્ધ બન્યો.

મધુરમ્





## અમૂર્ત ઊર્મિને

( પૃથ્વી )

નથી શબ્દમા જરી ઉર ઉછાળતી રમ્યતા
નહીં સુમન ગૂથણી અવનવી છટાથી ભરી
નહીં અણુધમા હજી જગતની હજી ગમ્યતા
નથી કવિતની કના અવગથી કાને કે વગી
હજી હૃદયદ્રાગપે મધુર સૌગન્ધની પાખડી
કળી લલિત આતનની સકલ પ્રાણથી ના લહી
હજી જગત માપવા ઉભય નાનકડી આખડી
તૃષા મનુજ તોરવા સરિત માહરી ના વહી
ઉરે અગણ ઊગતી સહુય રગમા ભાવના
ઉડે વસન અગપે નવતવા કેશા ધારતી
વહે વિપત બોમમા અમિત અગમા સ્ફુરણા
છતાય ગિરિમાળ કો હૃદયગમને વારતી
અમૂર્ત સહુ ઊર્મિઓ મૃદુલ ફુલશી જો ઉરે
સજીન રહતી—જગે નહિ સુવાસ શુ એ ભરે ?

રમેશ જાની



## મિત્રની મહત્તા

અનુષ્ટુપ

પત્નિ માત પિતા છોડી ભગિની, બન્ધુ સુદ્ધીને
હૈયાની વાતડી છાની, કે' છે સૌ કોઈ મિત્રને

બલવન્ત મહેતા

## તું સાંભરી

આષાઢમ્ય રસિક રજનીએ જરી બારીએથી
દૃષ્ટિ મ્હારી ખગ શી ઉડતી વ્યોમમા સચરે ત્યા,
ઓચિતી કે હસુહસુ થતી તારિકા કો' ઝબૂકે,
તે જોઈને શશી મલપતો ને નવોઢા શી ત્યા તો
પેલી તારા ઘનપટલના મુગ્ધ અવગુઠનેથી
દે છુપાવી કમલમુખને, વ્હાલી તુ સાભરી ત્યા

"પ્રશાન્તિ"



## પતંગ

દોરી કરી કો લટની સુવાળી
પતગ બાધુ નભકલ્પનાનો,
ત્યા કિન્તુ કો પેચ લડાવી કાપે
પતગ મારો ક્ષણ તે કપાયો !

જશવંત શાહ



# આવતી કાલની પેઢીના કવિ શ્રી હસિત બુચના લગ્નપ્રસંગે



## શ્રી હસિત બુચને અભિનંદન

પ્રો અનંતરાય રાવળ આજ પર્યંત "બેબી પ્રોફેસર" તરીકે ઓળખાતા આવ્યા છે પણ હવે એક બીજી વ્યક્તિને પણ આપણે બેબી પ્રોફેસર કહેવી પડશે એ 'બેબી પ્રોફેસર' છે શ્રી હસિત બુચ શ્રી હસિત બુચ ગુજરાતી સાહિત્યમાં ઠીક ઠીક જાણીતા છે એમની કૃતિઓ અનેક સામયિકોમાં આજ પહેલા પ્રગટ થયેલી છે ૧૯૪૨માં એમણે બરોડા કોલેજમાંથી બી એ ની પરીક્ષા પસાર કરી અને તેજ કોલેજમાં ફેલો નીમાયા ૧૯૪૪માં એઓ એમ એ ની પરીક્ષામાં ગુજરાતી લઇને પ્રથમ વર્ગના ઉત્તીર્ણ થયા અને દિ બ કેશવ હર્ષદ ધ્રુવ સુવર્ણચંદ્રક મળ્યો તા ૧૮ ૫-૪૫ ના રોજ વડોદરા મુકામે શ્રીમતી જ્યોત્સના સાથે એઓ લગ્નગ્રંથિથી ગૂંથાયા છે શ્રી હસિત બુચના પિતા વર્ષો જૂના પત્રકાર છે તેઓ વડોદરાના સયાજીપત્ર ના ૩૦-૪૦ વર્ષથી સહતંત્રી છે શ્રી હસિતના માતુશ્રી પણ ગરબા ગીતો કાવ્યો લખે છે આમ શ્રી હસિત પર સાહિત્યના સંસ્કારો જન્મથી જ પડ્યા છે

શ્રી હસિતની જુન માસથી વીસનગર કોલેજમાં પ્રોફેસર તરીકે નીમણૂંક થઇ છે પ્રોફેસરોની પંગતમાં શ્રી હસિતથી નાના જોયા જડે તેમ નથી આથી જ 'બેબી પ્રોફેસર'નો વધુ હક્ક આપણે શ્રી હસિતને એનાયત કરવા લલચાઇએ છીએ ગુજરાતી સાહિત્યમાં પોતાની અસાધારણ મેધાથી ભાઇ હસિત અમૂલ્ય ફાળો આપશે જ એમાં શંકા નથી આજે તો એમના લગ્નપ્રસંગે અમે હસિત-જ્યોત્સના દંપતીને હાર્દિક અભિનંદન આપીએ છીએ

# શ્રી. જયમનગૌરી પાઠકજી (પરિચય)

મધુસૂદન એમ. એ.

ગુજરાતી સાહિત્યમાં કવયિત્રીઓનાં નામો આંગળીને વેઢે ગણી શકાય તેમ છે. એમાં શ્રી હંસા મહેતા, શ્રી જ્યોત્સ્ના શુક્લ, શ્રી જયમનબહેન, શ્રી પુષ્પા વકીલ, શ્રી ચંદ્રિકા પાઠકજી, શ્રી ઊર્મિલા દવેનાં નામો મુખ્યત્વે છે. ગદ્યનો નિર્દેશ કરીએ તો તેમાંયે શ્રી લીલાવતી મુન્શી, શ્રી સરોજીની મહેતા, શ્રી લાભુબહેન મહેતા, શ્રી હીરા બહેન પાઠક મુખ્યત્વે છે. આ લેખમાળામાં હાલ તુરત કવયિત્રીઓનો જ પરિચય આપવાનો ઈરાદો છે. સ્ત્રીસાહિત્યકારોની સંખ્યા સહેજે નવ દસ થઈ રહે તેમ છે એમાના મોટા ભાગે ગુજરાતી સાહિત્યમાં સાત્વિક ફાળો આપ્યો છે.

એવો સાત્વિક ફાળો આપનાર એક તો જયમનબહેન પોતે છે. જયમનબહેનનાં કાવ્યો આજ પહેલાં ગુજરાતી સાહિત્યમા અનેક જગાએ પ્રગટ થએલાં છે. નારીહૃદયની ઋજુતા એમનાં કાવ્યોમાં સદાયે ઓતપ્રોત છે. એમની નિખાલસતા અને સ્વભાવની વિશદતાનાં પ્રતિબિંબ એમના વિશદ-સરળ પ્રવાહી કાવ્યોમાં સ્પષ્ટ રીતે તરે છે. જયમનબહેનની પ્રગટ થયેલી કૃતિ "તેજછાયા"ને ચોમેરથી આવકાર મળ્યો છે. હજી યે એક બે સંગ્રહો પ્રગટ થાય એટલી કૃતિઓ એમની પાસે પડી છે.

જયમનબહેનના પિતાશ્રી મોહનલાલ પાર્વતીશંકર હવે આપણી વડીલ પેઢીના એક અલંકાર છે. એમણે અડધો ડઝન જેટલા વિદ્વતાભર્યા ગ્રથો લખ્યા છે. શ્રીમતી જયમનબહેનનાં લગ્ન પણ ગુજરાતના આભૂષણ સમા વિદ્વાનરત્ન શ્રી વ્યોમેશચંદ્ર પાઠકજી સાથે થયેલાં. પણ વ્યોમેશચંદ્રનો જીવનદીપ બૂઝાઈ જતાં જયમનબહેન 'કવિતા'માં વેદના નીતારતાં રહ્યાં. કવિતામાં એમને જીવનનું પરમ તત્વ જણાવા લાગ્યુ. જયમનબહેનનાં નાનાબહેન શ્રી ચંદ્રિકા પાઠકજીએ પણ કાવ્ય સંગ્રહ પ્રગટ કર્યો છે. શ્રીમતી ચંદ્રિકા બહેનનાં પુત્રી કુ. રજની પણ ઘણી સરસ કવિતાઓ લખે છે. આમ આ આખું કુટુંબ જ 'સાહિત્યકાર કુટુંબ'ના નામને સાર્થક કરે છે. એટલુ જ નહિ પણ શ્રી. જયમનબહેન સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનાં દુહિતા છે. જયમન બહેનના મામા પ્રો. અતિસુખશંકર ત્રિવેદી તો ગુજરાતને જાણીતા છે જ.

ગુજરાતના ઇતિહાસમાં આવા 'સાહિત્યકાર કુટુંબ'નો બીજો દાખલો જડતો નથી. જયમનબહેનમાં પણ બાળપણથી જ આ સાહિત્યસંસ્કારો સીંચાયા.

શ્રી જયમન બહેન આપણા મહાન સાહિત્યસ્વામીઓના સંપર્કમાં પણ આવેલાં. સ્વ. કવિશ્રી ન્હાનાલાલ અને સ્વ. નરસિંહરાવ દીવેટીઆના આશીર્વાદો જયમનબહેનને સદાયે મળતા રહેતા. સ્વ. આનંદશંકર ધ્રુવના પરિચયમાં પણ એમને સાહિત્ય શિક્ષણના સંસ્કારો ઝીલવાની તક મળેલી. આમ જયમનબહેન એ જન્મેલા અને સસ્કારે ઘડાયેલાં કવયિત્રી છે.

એમનો નિખાલસ સ્વભાવ અને ઉદાર

દિલ એમના જીવનમાં પ્રભુએ ઉતારેલી આફ્તને વિસારે છે. પ્રભુએ કરેલી ભૂલને પણ કવિયિત્રી-હૃદય ક્ષમા બક્ષે છે એટલી ઉદારતા એમના દિલમાં છે. છતાં એમણે તો જીવનમાં તત્ત્વ શોધ્યું—

રહ્યાં જીવન જીવવાં, જીરવવાં વિષો કારમાં.

એમની કવિતામાં નવીનતા છે, વિશદતા છે, વિશિષ્ટતા છે, ભાવ છે, વેદના છે પણ એ તમામ હૃદયંગમ રીતે છે. એમની પંક્તિઓ પાસાદાર છે. 'તેજછાયા'માંની એક નહિ પણ અનેક તેજ-સેરો શબ્દશિલ્પી 'કાન્ત'ની યાદ કરાવે છે. કવિતામાં જ પરમાનંદ માણતાં જયમનબહેન ગુજરાતી સાહિત્યનાં એક ઓજસ્વી કુલદીવડી છે. એ ઓજસ્વી પ્રકાશ વિકસતો રહે, પ્રસરતો રહે, પ્રસારતો રહે એ જ હરેક સાહિત્યરસિકની પ્રાર્થના.



# મિતાક્ષરી મતદર્શન

જ્ઞાન પ્રચારક મંડળી સને ૧૯૪૪-૪૫ના ભાષણો પ્રકાશક: કારોબાર મંડળી.

ગુજરાતની આ અતિ જરૂરી અને પોતાના નામને સાર્થક કરતી જ્ઞાન પ્રચારક મંડળીની સુંદર પ્રવૃત્તિઓનો ખ્યાલ આ પત્ર પરથી જ મળી રહે છે વર્ષમાં છથી સાત વિદ્વાનોને પુરસ્કાર આપી વ્યાખ્યાન અપાવવાની પ્રવૃત્તિ સૌ કોઈનું ધ્યાન ખેંચે છે. '૪૪-૪૫માં સંસ્થાએ પ્રો ભાનુશંકર બા. વ્યાસ (હાલની ગુજરાતી કવિતા), દસ્તુર ડૉ. માણેકજી નસરવાનજી ધાલા (પાદશાહ નોશેરવાન અને ખલીફ અલ મામુનની વિદ્યાપીઠો) શ્રી. નોશીરવાન પાલનજી ખોધાનવાળા (હિન્દની અધોગતિ), શ્રી બેહમન સોહરાબજી બનાજી (અમેરિકાની મહત્વતા અને ત્યાંની જાહેર મોટી ફ્રી લાયબ્રેરીઓ), શ્રી કોલક (આજની ગુજરાતી કવિતાની વલણ), શ્રી જહાંગીર નવરોજી ઉનવાલા (ફોટોગ્રાફી–વિદ્યાની પ્રગતિ) જેવા વકતાઓને આમંત્રી વ્યાખ્યાનો અપાવ્યાં છે. વ્યાખ્યાનના વિષયો પણ એટલા જ વૈવિધ્ય જાળવતા છે અને અધિકૃત વિદ્વાનોએ એ વિષયોને ન્યાય કરેલ છે. વર્ષોથી દિ બા. ઝવેરી આ સંસ્થાના પ્રમુખ છે. તદુપરાંત શ્રી ખરશેદજી વાડિયા, શ્રી જહાંબક્ષ વાચ્છા જેવા પારસી વિદ્વાનો પણ આ સંસ્થાની પ્રવૃત્તિમાં રસ રાખી રહ્યા છે આ એક જ એવી સંસ્થા છે કે જ્યાં કોમનો ભેદભાવ જણાતો નથી. પ્રત્યેક ગુજરાતીએ આ સંસ્થાનો લાભ ઉઠાવવા સંસ્થાના સભ્ય થવું જરૂરી છે.

ઉર્મી: ધી દાઉદી વહોરા લીટરરી એન્ડ વેલ્ફેર સોસાયટીનું નિયમિક તરીકે 'અગત' અને 'બેખુદ'.

બંને યુવાન ઉત્સાહી સંપાદકો કવિતા રસિકોને પરિચિત છે બંને બિરાદરો અચ્છા સાહિત્યકારો છે અને એને લીધે અંકનું સંપાદન પણ તંદુરસ્ત થયેલ છે. આ સોસાયટીની પ્રવૃત્તિ ખૂબ જ આવકારદાયક છે. લેખોનું વૈવિધ્ય પણ ખાસ ધ્યાન ખેંચે છે. આ બે બિરાદરોને આ અંકના સુંદર સંપાદન બદલ હાર્દિક અભિનંદન આપીએ છીએ.

ચેતન સંપાદક પ્રતાપરાય વ્યાસ જુન ૧૯૪૬. પુસ્તક પહેલું. અંક પહેલો–બીજો લવાજમ રૂપિયા સાત. આનંદ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

આજે સામયિકો માટે કસોટીનો સમય છે તેમાં 'ચેતન' ચેતન સાથે પ્રગટ થાય છે પહેલા જ બે અંકો પરથી ખાત્રી થાય છે કે આ સામયિક ખૂબ ખૂબ લાંબી આવરદા સાથે જન્મેલ છે. પત્રના સંચાલકો અભિનંદનના અધિકારી છે. સંપાદનની દૃષ્ટિએ પણ લેખોનું વૈવિધ્ય ઠીક ઠીક જળવાયું છે સંપાદનની દૃષ્ટિએ વૈવિધ્ય મહત્વનું છે છતાં તે લેખો સાત્વિક હોય તે પણ એટલું જ આવશ્યક છે. પણ હજી આ શરૂઆત છે. આ પ્રસ્થાનમાં જ 'ચેતન' આકર્ષક બન્યું છે એટલે ગુજરાતમાં આકર્ષણ જમાવશે જ એમાં શંકા નથી. ગુજરાત આ પ્રયાસને સત્કારશે જ.

## નવાં પુસ્તકોનો સ્વીકાર

(૧૪) ભાવના મંગલ: મંગલાષ્ટકોનો

સંગ્રહ. પ્રકાશક શ્રી હસિત બુચ, જ્યુબિલી બાગ પાછળ, વડોદરા. (૧૫) **શુભાક્ષરી:** લેખક પૂજાલાલ. પ્રકાશક: નરેન દાસગુપ્તા, શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી. મૂલ્ય બાર આના. (૧૬) **પંચોતેરમે** સંપાદકઃ કિસનસિંહ ચાવડા પ્રકાશકઃ એન એમ. ત્રિપાઠી. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. મૂલ્ય સાડા ત્રણ રૂપિયા (૧૬) **નિર્ગંધા** લેખક શ્રી. સત્યમ્, પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬; ભદ્ર: અમદાવાદ કિંમત અઢી રૂપિયા (૧૮) **અર્વાચિના** ધનસુખલાલ મહેતા અને અવિનાશ વ્યાસ. પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. કિંમત એક રૂપિયો. (૧૯) **ગુજરાતનું ઘડતર** વ્યાખ્યા રમણલાલ વસંતલાલ દેસાઈ. મુંબઈ યુનિવર્સીટીનું પ્રકાશન. એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. મૂલ્ય રૂપિયા ત્રણ (૨૦) **નાના હતા ત્યારે:** ડા. હરિપ્રસાદ મજરાય દેસાઈ: આદર્શ પુસ્તક ભંડાર. ભદ્ર અમદાવાદ કિંમત અઢી રૂપિયા. (૨૧) **ત્રિવિધ વ્યાખ્યાનો:** બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૯૧ મું. મોલ એજન્ટસ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૨૨) **નૂતન કામ વિજ્ઞાન:** શ્રી ભદ્રકુમાર યાજ્ઞિક: સી. શાંતિલાલની કંપની, ૮૬ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨. કિંમત રૂપિયા પાંચ. (૨૩) **ધરતીને**—શ્રી. સ્વપ્નસ્થ (ભાનુભાઈ વ્યાસ), પ્રકાશકઃ લોકપ્રકાશનગૃહ, મુંબઈ. કિંમત દોઢ રૂપિયો.



# વાંચતા રે'જો

## પૂર્ણિમા દવે

ઘણા સમય પછી પાછું લખવા માંડ્યું છે. લખવાનું બંધ નહોતું કર્યું, પણ સાહિત્યકારોનાં પોચાં દિલ મારી કેટલીક ચર્ચા આવકારવા તૈયાર નહોતાં. શ્રી. ડોલકનો સતત આગ્રહ મને લખવાની પ્રેરણા આપતો જ રહ્યો. અને હવે નિયમિત લખવુ એ નિર્ણય સાથે ફરી પાછી આ લેખમાળા કવિતા-રસિકો સમક્ષ રજુ કરું છું.

છતાં આ શરૂઆતમાં ગણપતિ પૂજા કરવી આવશ્યક છે. ગણપતિ પૂજા કરું તે પહેલા માત્ર એક વાત સ્પષ્ટ કરવી જોઈએ - કે આ લેખમાળામાં કોઈ પણ વિષે કશો ઇશારો થતો હોય તો તેને 'દરેક સાહિત્યકાર ઉદારતાથી નભાવી લે' મારે કોઈની સાથે અંગત કશું યે કહેવાનું નથી. બીજી વાતઃ હું કોણ છું, ક્યાં છું, શું કરું છું વગેરે હકીકત જાણવાની પણ ઉત્સુકતા ન સેવે એટલી વિનંતિ. મારે કોઇ સાહિત્યકાર પાસે મારી જીવન-કથા લખાવવી નથી અને આથી જ હું આ અંગત વિગત જાહેરમાં મૂકવા માગતી નથી.

ગુજરાતને એક આનંદજનક સમાચાર તાજેતરમાં મળ્યા હોય તો તે પ્રો. બળવંતરાય ઠાકોરને દિવાન બહાદુરનો ખિતાબ મળ્યો તેના છે. હવેથી પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર ન કહેતાં એમને દિ. બા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર કહેવા પડશે. સરકારને-(નહિ-નામદાર શહેનશાહને) એમ લાગ્યુ કે બળવંતરાય કલ્યાણરાય ઠાકોર નામ સહેજ હળવુ છે -સરળ છે-માટે ઉમેરો આ ચળકતો સિક્કો 'દિવાન બહાદુર !'

નામદાર શહેનશાહને ખબર છે કે અમારા ઠાકોર સાહેબને 'દિવાન બહાદુર' તો શું પણ 'રાય'ના બબ્બે ઇલ્કાબો મળ્યા છે. બળવંતરાયમાં પણ 'રાય' અને કલ્યાણરાયમાં 'રાય'! હવે રાય સાહેબ વધારે કે દિવાન સાહેબ વધારે? અને 'રાય' તે યે એક વાર નહિ પણ બબ્બે વાર; અને ઠાકોરસાહેબને તો 'રાય' શબ્દ કેટલો યોગ્ય? એમનો સ્વભાવ પણ 'રાય' જેવો જ છે ને? છતાં ભલે આ લાંબા ભારે નામ આગળ 'દિવાન બહાદુર' લાગ્યું! આપણે તો પ્રો. ઠાકોરને—નહિ ભૂલ થઈ-દિવાન બહાદુર પ્રો. શ્રી. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને અભિનંદન આપીશું જ. મારે ગુજરાતી ભાઇબહેનોને એક વિનંતિ કરી લેવાની કે 'દિ. બા.'ની નવાજેશની સાથે કોઇ 'પ્રો. અને શ્રી'નાં લોકનામો ન છોડી દે!

નામદાર શહેનશાહે શ્રી જ્યોતીન્દ્ર દવેનું ભાષણ સાંભળ્યું નથી એટલે જ આ 'દિ. બા.'નો ઇલ્કાબ મળ્યો. દિ. બા. પ્રો. શ્રી બ. ક. ઠાકોરને મુંબઇમાં માનપત્ર અપાયું તે પ્રસંગે શ્રી. જ્યોતીન્દ્ર દવેએ કહેલું કે એમને તો આપમેળે જ માન મળેલું છે. 'ઠાકોર સાહેબ' કહીએ તો કોઈ રજવાડાનાં ઠાકોર હોય એમ લાગે અને 'જી' લગાડીએ તો 'ઠાકોરજી' દેવ થઇ જાય' એટલે એનાથી બીજાનું વધુ માન હતું જ ક્યુ? ગમે તેમ હોય પણ હવેથી 'દિ બા. પ્રો શ્રી. બ. ક. ઠાકોર' એ પ્રમાણે જ એમના નામનો ઉલ્લેખ થવો જોઇએ એવી મારી ઇચ્છા છે.

બીજી વાત એ છે કે દિ. બા. ઝવેરી સાહેબને મળેલો ઇલ્કાબ તો જાણીતો જ છે. આપણે સાહિત્યમા 'દિવાન સાહેબ' કહીએ એટલે શ્રી ઝવેરીનો ઉલ્લેખ છે એમ સ્પષ્ટ થઇ જતું પણ હવે થી દિ. બા. પ્રો. બ. ક. ઠાકોરને આ ઇલ્કાબ એનાયત થતાં એક. કરોડ ગુજરાતીઓની મુશ્કેલી વધી ગઇ છે તેનો નામદાર શહેનશાહને કંઇ ખ્યાલ છે? હવે તો 'દિવાન બહાદુર' જ લખીએ તો ગોટાળો થઇ જાય. એટલે પુરાં નામ લખ્યે જ છૂટકો.

પણ આ પરથી કોઇએ એમ માનવાની જરૂર નથી કે પ્રો ઠાકોરને મળેલા 'ઇલ્કાબ'નો હું વિરોધ કરું છું હું તો અંતઃકરણથી એમને અભિનંદન આપું છું. કદાચ આ ઇલ્કાબ આપવામાં ખૂબ મોડું

થયું છે એમ કહેવું જ યોગ્ય છે. અને હું તો અંગત રીતે એમ કહું કે આવા એક નહિ પણ અનેક ઇલ્કાબો મળે છતાં 'બાગ બનુકાકા' જેવો ઇલ્કાબ કોઇ આપવાનું હતું ? મને તો "બનુકાકા" કરતાં વધારે આદરણીય નામ બીજું કશું જ લાગતું નથી - પણ નામદાર શહેનશાહનો ભરૂચ પ્રત્યે કંઇક પક્ષપાત લાગે છે મને હવે એ બ્હીક રહે છે આજથી દસ વર્ષ પછી બીજી ચોપડીમાં ભૂગોળ શીખતા વિદ્યાર્થીને પૂછવામાં આવે કે "ભરૂચ શાને માટે પ્રખ્યાત છે ?' તો તે જરૂર જવાબ આપશે કે "રૂ અને દિવાન બહાદુરો" માટે ગુજરાતમાં આજે જે બે દિવાન બહાદુરો છે તે બન્ને ભરૂચના ! હજી શ્રી મુન્શી બાકાત છે. મુન્શીજી મહાસભાવાદી છે અને સરકારવિરોધી છે નહિ તો એમને તો કયારનો યે આ ઇલ્કાબ મળી ગયો હોત સરકાર આપે તે પહેલાં જ એમણે ગૃહખાતાના પ્રધાન થઇને 'દિવાન'નો ઇલ્કાબ મેળવી જ લીધો છે એટલે એઓ અવિધિસર 'દિવાન' છે જ—માત્ર બહાદુર નથી. પણ 'બહાદુર' શબ્દનો અર્થ 'બહાદુર'માં -કહીએ તો ગુજરાતમાં લડવાની કળામાં મુન્શીજી જેટલું બહાદુર કોણ છે ? ખરી રીતે તો એમ કહી શકાય કે મુન્શીએ તો 'દિવાન બહાદુર'નો ઇલ્કાબ વગર મહેનતે ઝૂંટવી જ લીધો છે. *

મુરબ્બી "બનુકાકા'ના નામથી તાજેતરમાં જ મુંબઈ વિદ્યાપીઠે શિષ્યવૃત્તિઓ સ્થાપી છે સીત્તેર હજાર રૂપિયાનો ફાળો ગુજરાતે કરી આપ્યો. સંભવ છે કે નામદાર શહેનશાહે આ અંગે જ કદર કરી છે પણ મારે નામદાર શહેનશાહને અને એમની સરકારને જણાવી દેવું જોઇએ કે અમારા 'બનુકાકા'ના સ્વભાવનો પરિચય તો છે ને ? જો કોઇ વખત ખીજવાયા તો 'પૃથ્વીમાં કવિતા લખી નાખીને સારી દુનિયાના ઇલ્કાબોનું સત્યાનાશ વાળશે એટલે શણગાર્યા છે તો ભલે—પણ હવે સાચવજો !





વર્ષ ૫ ● અંક ૮   કવિતા   ઑગષ્ટ ○ ૧૯૪૬

# ગુસ્તાખ ચ્હેરો, મયમસ્ત નેનો

[ ઈંદ્રવજ્રા ]




૧

ગુસ્તાખ ચ્હેરો, મયમસ્ત નેનો,
    વાંકી અદા, વેધક દૃષ્ટિ તારી
મુસ્તાક છે આ જન નિત્ય જેનો
    શું શું નહીં તે પર જાઉં વારી ?
તોફાન સૌ અંતરમાં મચાવે,
જ્વાલા છુપી ભીતરમાં જગાવે !

૨

હેશે પડે ચ્હેન, ન એકલાને,
    ના કામમાંહે કંઇ ચિત્ત લાગે,
આવે ન નિદ્રા તવ મુષ્તિલાને
    ઓ કેશ આસાયશ દૂર ભાગે.
લેખે સહુ ચ્રાહક વેદનાનો,
છે જે બન્યો ખાદિમ ચાહનાનો !

૩

ઓ કોણ એની સુધ લે મઆથી,
    યા ભ્રાતૃભાવે તસકીન આપે ?
સાથીવિહોણો, અતરો બધાથી
    એકાન્તમાંહે તડપે, પ્રલાપે :
ના કોઈ દેખે ત્યમ આંસુ સારે
દાઝેલ તારો ભવ-અંધારે !

૪

ભાળું તને માનવ-મેદનીમાં
એ આશ સેવી નીકળું હું, ત્યારે
તારા સરીખી લલના બીજીમાં
સત્કાર પામી, વસતી કશારે
દેખે મને તું, ન તને હું જોતો
શી એક ત્યારે તક વ્યર્થ ખોતો!

૫

બાઝારમાં, વાટ મહીં, દુકાને
ચીજો ખરીદેલ ફરી ખરીદું;
પ્યારી તણા દર્શનને બહાને
શી શી નવી કારિગરી ખરીદું?
લોકો દગાબાજ ભલે ઠગી લે,
કોને દીધો છે ઠપકો પતીલે?

હૈયા તણી બેહદ ખેંચતાણે
મંજૂર રાખી વિષની પડીકી;
શું હું ખમું તે નહિ કોઈ જાણે!
બે-જા જગામાં નિજ જાત ઝીકી,
આરોગ્ય ઐશ્વર્ય જતાં લુંટાઈ
ખ્યાતી ન કોની હતી ઝંખવાઈ?

૭

પાડયો પચાવી મુજને પ્રિયાએ
બે-દીન છું તે દિનથી ગણાયો,
પેદા તને કેમ કરી ખુદાએ
એ વાતનો ભેદ નહીં જણાયો:
ચ્હાવું તને એ મુજ જો ગુનો છે,
ચ્હાવું નહીં એ બમણો ગુનો છે!



# આષાઢના તારા

આભ ભરીને ઊગિયા શા આષાઢના તારા રે,
આંખને લાગે આજ તમારાં તેજ અકારાં રે—આષાઢના૦

માંડી મેં તો આંખ ઈશાને,
ઢૂંઢું સૂનાં વ્યોમવિતાને.
વસમાં લાગે આજ રંગીલાં રૂપ તમારાં રે—આષાઢના૦

સૂનાં મારા વન ને વાડી,
તરસ્યાં મારાં ખેતર ખાલી.
તરસી મારી ભોમ ને સૂકી ડુંગરમાળા રે—આષાઢના૦

હોય આષાઢી રાત અંધારી
જામે કેવી મેઘલી કાળી!
નેવે મીઠાં ગીતડાં ગાતી નીરની ધારા રે—આષાઢના૦

મેઘ તણી જ્યાં મોરલી બોલે,
ફેણ ઉઠાવી વિજળી ડોલે;
મેહુલિયાને માંડવે જામે નાચ એ ન્યારા રે—આષાઢના૦

પૂરવ કેરા વાયરા! આવો,
કાજળકાળા વાદળ લાવો,
નક્ષત્રોના દીપ બુઝાવો.
લાવો ભીની ગંધભર્યાં ઘનઘોર અંધારાં રે—આષાઢના૦

નાથાલાલ દવે



# કવિજન

## ભગવત રામચન્દ્ર ભટ્ટ

કહેવત રૂપ થઇ પડેલું આપણા સહુનું એક જ મંતવ્ય છે કે કવિઓ તો જન્મથી જન્મે છે કોઇના બનાવ્યા બનાવાતા નથી. જુદા જુદા ઘાટ અને આકાર સરજાવી કવિને ઘડવા કોઇ સમર્થ થયું નથી. 'તેમને ભઠ્ઠીમાં તપાવી પકવવામાં આવતા નથી. અનુભવની ભઠ્ઠીમાં તેઓ તવાયા" હોય છે. અર્થાત્ કવિની કવિત્વશક્તિ ઇશ્વરદત્ત છે, પ્રાસાદિક છે, સહજ છે. એમાં અવસ્થા, જ્ઞાન કે ઉંમરનો આંક હોતો નથી.

નિસર્ગની નિશાળમાં કવિઓ ઘડાય છે અને વહાલ કરી જતી હોય એવી કવિતાઓ રચાય છે. થોથાં ને પોથાં કરતાં કુદરત અને મનુષ્યસ્વભાવ તથા નિયતિના નિયંત્રણનું સાચું રહસ્યપૂર્ણ નિરીક્ષણ કરનાર કવિ સત્ય, શિવ અને સુંદર કવિતા પોતપોતાની પ્રતિભા, ઘડતર અને સંસ્કાર તથા વાતાવરણ પ્રમાણે સરજાવી શકે છે. તારાની સૃષ્ટિનો ઇતિહાસ વાંચી જાણનાર કવિ મનુષ્યહૃદયને ઉકેલી તેમના હૃદયવીણાના અવાજને રજુ કરે છે. આસપાસનું વાતાવરણ અને પ્રસંગો ક્રેમ પૂરે છે. વધારે મનુષ્યના પરિચયમા આવનાર કવિ શેકસપિયર, કાલિદાસ કે પ્રેમાનંદ માફક મનુષ્ય-સ્વભાવનું સારૂ સ્વરૂપ ઉતારી શકે છે કુદરતના સાન્નિધ્યમા વસનાર કવિ વર્ડ્સવર્થ કે નાનાલાલ ' માફક કુદરતનું સાચું રહસ્ય જાણી સહેલાઇથી ગાય છે.

આનું કારણ એ હોઈ શકે કે કવિની રસવૃત્તિ બારીક અવલોકનશક્તિ અને વિચારમંથન કરવાની પદ્ધતિ વિશેષ પ્રમાણમાં વિકસેલાં હોય છે, તેથી તે કુદરત, મનુષ્ય, અને પ્રભુમાં રહેલા સૌંદર્યનો રસાસ્વાદ કરી શકે છે, જે સામાન્ય મનુષ્યને અલભ્ય હોય છે. સ્વ. નરસિંહરાવે ઠીક જ ગાયું છે કે

"વિશ્વના ઉંડાણમાં, બાજતું સંગીત જે
કવિજનો છાનાં સુણે જગજન સુણે શી રિત્ય એ"

### કવિની કવિતા

કવિની કાંતા તે કવિતા. તેને સૌથી વહાલી વસ્તુ તે સ્વરરચિત કવિતા છે. તેમાં તે દિલ્હી-આગ્રાના ખંડિયેરો જેવી સ્થાપત્યની ભવ્યતા ઉપરાંત આલમનું નૂર સમાયેલું જુએ છે. એને પ્રકૃતિ, પ્રભુ અને માનવતા સિવાય બીજી કશી યે વસ્તુમાંથી કવિતા નથી સાંપડતી—ન સાંપડે. એ વિચારસૃષ્ટિનો પ્રજાપતિ છે. પૃથ્વીનો જે પતિ છે તે કવિ સૃષ્ટિનો દાસ છે. પૃથ્વીનો આદેશકર્તા છે તે કવિસૃષ્ટિનો આજ્ઞાનુકારી છે. જે નિયમ-સન્મુખ હિમાચળ, અનંત સાગર, પ્રચંડ અનલ, અનિલ, ઘનઘોર મેઘમંડળ તૈયાર રહે છે તે મહાન નિયમને વશીભૂત કરવા એનાથી અધીક શક્તિસંપન્ન નિયમનો તેની કવિતામાં આશ્રય લે છે. કવિ સામ્રાજ્યના અધિશ્વરની પ્રકૃતિ સહગામિની છે તે કવિના મહાન નિયમને સ્વયં ઉદ્‌ઘોષ કરનારી છે. કવિનો એ મહાન નિયમ તે પ્રેમ અને એની સૃષ્ટિ તે પરમપુરુષ કહી શકાય. આથી એની કવિતા મીણનું પુતળું નથી તે પ્રત્યક્ષ સિદ્ધ છે. એની સૃષ્ટિમાં પ્રત્યક્ષ ઉપરાંત અનુમાનની યં સૃષ્ટિ છે. સામાન્યને જે અનુમાન સમજાય તે કવિહૃદયમાં પ્રત્યક્ષ દેખા દે છે. એની કલ્પના ત્રૈલોકવિહારિણી છે તેથી તે જે ચિત્રો અંકિત કરે છે, જે છંદનો નાદ ઉત્પન્ન કરે છે તે માત્ર પોતાની જાત માટે નહિ, આખા જગત માટે હોઇ સમસ્ત જગતનો એના પર અધિકાર છે. એની કૃતિના ભોક્તા બનવાનો હક્ક સારા ય જગતને છે. ઉત્તમ કવિની કવિતા સંસારના આદર્શ હિતાવહી સાચા શિક્ષકની ગરજ સારે છે. તે મનુષ્યોને નવું જીવન જીવાડી શકે, નવ પ્રાણનો સંચાર પણ કરી શકે. પોતાની કવિતા દ્વારા

જાગ્રત કર્યો છે. કવિની કવિતા તેથી જ અમૃત ઝરી કહેવાય છે. ચિત્તની શુદ્ધિ કરી પાવિત્ર્ય પ્રેરનારી પરમ શક્તિ કહી છે. એને તો ઇશ્વરની વાણી જ પ્રમાણી છે ને?

### કવિના પ્રકાર

કવિતા કરનાર કવિના પ્રકાર શા? તેની બુદ્ધિ, કલ્પના, વિહાર, ઉડ્ડયન, છંદ પરની પકડ, શબ્દ પરનું પ્રભુત્વ, વાણીની છટા, શૈલી વગેરે ભિન્ન ભિન્ન હોવાનાં તેટતેટલા ભેદ પણ ગણતા વાના. એમ ભેદ નિહાળવા જઇએ તો દરેક કવિએ નવો પ્રકાર પાડી શકાય એ કદી શકય હોઈ શકે? આમ છતાં કોઇ નિયમ કે યોગ્યતાને અનુરૂપ ન થનાર સર્વસ્વતંત્ર કવિના કાવ્યકે વિદ્વાનોએ ચાર વર્ણ સમાન રસરુચ્યાનુસાર ચાર પ્રકાર વર્ણવેલા છે.

જે કવિની રુચિ શૃંગાર, હાસ્ય, અદ્ભુત અને શાંતરસ તરફ ઢળેલી હોય છે તેને બ્રાહ્મણ કવિ કહે છે. જેની રુચિ રૌદ્ર અને વીર રસ પર ઢરે છે તે ક્ષત્રિય કવિ લેખાય છે. જેને કરુણ રસ વિશેષ ભાવે છે તે વૈશ્ય કવિ કહાવે છે, અને જે કવિ બિભત્સ અને ભયાનક રસ તરફ જ માત્ર વલણ દાખવે છે તે શુદ્ર મનાય છે. આથી ય વિશેષ માન્ય કવિના પ્રકાર તે આત્મલક્ષી અને પરલક્ષી છે. આત્મલક્ષી કવિ પોતાનામાં સર્વ ઠેકાણે કવિતાના અંતરઆત્માની મૂર્તિ છપાયેલી હોય છે સૃષ્ટિક્રમની પ્રતિકૃતિ તેમાં બહુ જ ઝાંખી હોય છે પણ જો કવિના પરલક્ષી હોય તો તેનામાં પૃથક બાહ્ય વસ્તુસ્થિતિનાં ચિત્રો હોય છે. તેમાં સૃષ્ટિક્રમની પ્રતિકૃતિ ખુલ્લા રંગે રંગાયેલી હોય છે.

### કવિનાં કાર્ય અને શક્તિ

કવિનું મુખ્ય કાર્ય તો મૌલિક સર્જન કરવાનું છે. જગતના મહાન સંમેલનમાં આંખે જોતા, કાને સાંભળતા અને સ્વભાવેથી કેટલીક વસ્તુ અનુભવતા, અનુભવી, આલેખવા આ અવની પર કેમ જાણે નિમંત્રણ મળ્યું ન હોય એમ તે પોતાની શક્તિ અનુસાર દૃશ્ય અને દૃશ્યો પરથી થયેલા જાગ્રત

ભાવોનું આંતરદર્શન કવિતા દ્વારા કરાવે છે. આથી તે સર્જન સમ્રાટ કહેવાય છે. એનું બીજું કાર્ય ગર્તમાં પડેલી પ્રજાને પોતાનાં સર્જન ચરણે ધરી જનતાનો વિષાદ વણસાડવાનો છે. એને સર્જનની પ્રવૃત્તિ માનવજીવનનાં ઉદ્ધારની પ્રવૃત્તિ છે. આટલા માટે એના કાર્યને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. (૧) સત્ય વર્ણન કરવું, (૨) અસત્યમાંથી ચમત્કારાર્થે સત્યની કલ્પના કરવી અને (૩) નિયમપૂર્વક વર્ણન આલેખવું. આ બધા કાર્ય પાછળ સૌંદર્યદષ્ટિ વડે સૌંદર્યસૃષ્ટિનું અવલોકન મુખ્ય હોવું જોઈએ એમ કરે તો જ તે સૌદર્યના આત્મોત્કર્ષ દ્વારા સંસારના ચિત્રને શુદ્ધ કરી રજુ કરી શકે એની ક્રાંતદષ્ટિ વડે તે પોતાની સૃષ્ટિનો બ્રહ્મ, ભવિષ્યનો દ્રષ્ટા અને વર્તમાનનો પયગમ્બર બની શકે છે. આથી તો એ ઊંચા પ્રકારના જ્ઞાન, આનંદ, ગુણ અને ભાવોનો સર્જક છે. જે પ્રકાશ જલસ્થળ આકાશ કે પાતાળમાં કયાં યે નથી તે પવિત્ર થઇને કેવળ કવિની કલ્પનામાં હોય છે આથી સ્રષ્ટા અને દ્રષ્ટા બન્ને છે અનંત આકાશ અને વિશ્વના મહાસાગરની ય પેલે પાર એવો એક અગમ્ય પ્રદેશ છે કે જ્યાં કૂદી જવાનો હક્ક કે પરવાનો કવિને જ છે. આથી જ આપણે ગાયું હશે કે જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ. કવિ પોતાની જબરી વિચારશક્તિથી સૂર્યપ્રકાશને ય દુષ્કર પ્રદેશમાં જઇ શકે છે. એ માટે તેના પ્રેરકબળો બને છેઃ વિચાર અને આવેગ. કલ્પના એનું વિશિષ્ટ વાહન છે. તેના પર તે ગરુડેશ્વર માફક મહાસાગરની છોળો ઉડાડતો ચિત્તાકાશમાં ઊડે છે. ચકવાક માફક ઊંચે ઊંચે કયાં ય વિલિન થઇ જાય છે. છતાં જટાયુ માફક દૂરની વસ્તુ દૃષ્ટિ સમક્ષ લાવે છે. દરેક વસ્તુમાંથી ઊંડું ઊંડું પારદર્શક નિહાળી શકે છે. તે કલ્પનાને ચિત્રાત્મક દ્વારા એવી તો સુંદર રીતે વસ્તુ રજુ કરવાની શક્તિ પામેલો છે કે તે દ્વારા ટૂંકમાં ઘણું કહી શકે છે. ગાગરમાં મહાસાગર સમાવી શકે છે.

## કવિનું સર્જન

કવિ સંવેદનની મધુરી વેદના પછી અદ્ભુત કલામય નવદર્શન રચે છે. એ વેળા પ્રેરણા અને કલ્પનાની બે પાંખો પર બેસી દૂર દૂરને મારગે ઊડે છે. કલ્પનાની નવીન ભાવનાસૃષ્ટિ રચે છે અને તેમાં આ જગતની ખામીઓ દૂર કરવા મથે છે. પણ આમ કરતાં તેની પાંખો જોઇએ તેટલું સમતોલપણું જાળવી શકતી નથી, જ્યાં સુધી એની પાંખોમાં જોર હોય છે ત્યાં સુધી તે અદ્ધર રહી શકે છે, પણ એમાંથી એક પણ પાંખનું જોર કમી થતાં નીચે પટકાઇ પડતો લાગે છે. કવિની પાંખોમાં જોમ હોય છે ત્યારે સમતોલપણું નથી હોતું; છતાં વિવેક કોઇ સ્થળે ખોતો નથી. કલ્પના સિવાય એનું સર્જન અનુભવમાંથી પણ થાય છે. છતાં એનો કાળ અનુભવ પછીનો છે. કવિનું સર્જન સાહિત્ય બ્રહ્માંડની નાનકડી આવૃત્તિ સમુ હોય છે. તેમાં કલ્પનાના ગલગોટા હોય છે તો વિવિધ અનુભવ પુષ્પે બહેકતી ફૂલવાટિકા પણ છેઃ એના સર્જનમાં આત્માના ઓળા ઊતરેલા હોય છે, ભાવાત્મક અને ચિંતનાત્મક વિચારના વિશાળ અને મજબૂત પાયા પર કવિ વિશ્વ રચે છે.

## કવિની ગરીબાઇ

કવિ, વનિતા અને વેલ બીજાના આશ્રયે ખીલે છે. જ્યાં તે સ્વતંત્ર ઉદરપોષણની પ્રવૃતિ કરવા જાય છે કે પડે છે. કવિને રાજ્યાશ્રય અને તેનું બહુમાન મળતાં તેની પ્રતિભા, કલ્પના, સર્જન શક્તિ પૂર્ણપણે ખીલી ઊઠતાં. કાળક્રમે કરીને શ્રીમંતામાં વિદ્યાપ્રેમના અભાવે, ધનપૂજાના આ યુગમાં કવિ ઉપેક્ષિત છે. એથી આજે એના પર અણધારી આફત આવી પડી છે. એથી એ હેઠે પડયો છે, પારકાની દયાને પાત્ર બન્યો છે એ ખરું, પણ કયા યુગમાં લક્ષ્મી અને સરસ્વતીનો સુભગ સંયોગ શકય બન્યો છે? કવિની ગરીબાઇનાં દૃષ્ટાંતો સર્વ પ્રજા અને સર્વ દેશમાં છે. એક નર્મદ કે એક બોટાદકર કે એક પતીલ જ ગુજરાતમાં છે એમ નથી. કવિને ગરીબાઇ વીંટળાઈ વળેલી છે. પાશ્ચાત્ય સાહિત્યમાં ય દૃષ્ટાંતોનો તોટો નથી. પ્રાચીનકાળમાં પ્રથમ પંક્તિનો હોમર

ભિખારીદશા ગુજારી ગયો છે. પેટદાઝ મટાડવા અન્ન કરતાં કાવ્યોથી એનું મુખ ભરેલું રહેતું. ઘણા કવિઓએ મિત્રો પાસેથી પૈસા ઉછીના લઇ ગુજરાન ચલાવ્યું છે. એક કવિએ પોતાની બિલાડીને ઉદ્દેશીને સોનેટ રચ્યું છે. એમાં તેણે પોતાની બિલાડીની કીકીઓનો પ્રકાશ માંગ્યો છે, કારણ કે કાવ્યો લખવા દીવો કે મિણબત્તી ય બાળવાનું તેનું ગજું ન હતું. ફ્રેન્ચ સાહિત્યમાંથી દૃષ્ટાંત શોધીશું તો પ્રજાની બેકદરદાની હજી ય વધુ સ્પષ્ટ થશે. વૉગેલાસ નામના એક ઉત્તમ કવિલેખકને પ્રજા ઘુવડ કહી સંબોધતી, કારણકે સૂર્યના પ્રકાશમાં લેણદારોથી બચવા તે બિચારો કદી બહાર નીકળી શકતો નહિ. અંગ્રેજી સાહિત્યના કવિ સ્પેન્સર, ઓટવે, બટલર, ડ્રાઇડન, ગોલ્ડસ્મિથ વગેરેને ભૂખના ફાકા મારવા પડેલા એ જાણીતી હકીકત છે. હિંદમાં પૂર્વે રાજ્યાશ્રયને લીધે પાશ્ચાત્ય સાહિત્યના કવિઓ જેવા વિષમ દાખલા બન્યા નથી. પાશ્ચાત્યો કરતાં આપણા કવિઓની કૃતિઓના કદરદાનીપણાની બાબતમાં આપણે ઘણા પછાત રહ્યા છીએ એ નિર્વિવાદ છે. આજે પણ કવિને વિચિત્ર પ્રાણી કહી આપણે તિરસ્કારીએ છીએ.

## કવિની વિચિત્રતા

કેમ જાણે કવિ મનુષ્ય જ ન હોય એમ એને આ દુનિયાનો લેખવામાં આવતો નથી. ઘણા જગતને એ દિવાના જેવો લાગે છે. સામાન્યો કરતાં એનો વિચાર આચાર, રીતિનીતિ જુદાં હોય છે, એ સારી આલમથી અનોખો છે. એની આશાઓ પણ કેવી છેક સાદી સીધી હોય છે! વસ્તીથી અલગ નાનું ખોરડું, નાનો બગીચો ને ઝરો, માત્ર ગણ્યાગાંઠ્યા દિલોજાન દોસ્તો અને અઢળક પુસ્તકો—આ એના જીવનની અમૂલ્ય મૂડી સમજે છે. એની કવિતામાં ઉત્સાહ, આરઝા, આતુરતા, તિક્ષ્ણતા સ્વાતંત્ર્ય, વિચારવેગ, સૂરાવટ, સુંદર શબ્દોની વાણીમાં પસંદગી, ઇન્દ્રધનુના રંગો જેવી કલ્પની અને દિવ્યતા મુખ્યત્વે હોય મનુષ્ય અને એની વચ્ચે તફાવત માત્ર એટલો જ કે દુન્યવી માનવીઓ આશાના ગઢ બાંધે છે તો કવિ કલ્પનાના કિલ્લા ચણે છે. તે પૃથ્વીને પાટલે પગ માંડે છે પણ કલ્પાના બળ વડે અદ્ધર ચાલવો લાગે છે. તે ખોરાક ખાય છે, દવા પણ લે છે; પણ પ્રેરણાનો ખોરાક અને સ્વાનુભાવના પ્રાણવાયુ પર મુખ્યત્વે ટકે છે. દુનિયામાં આશી રાખે છે, વાડી, લાડી ને ગાડી વસાવી નહિ; કુદરતનાં દૃશ્યો નિહાળીને, એ આનંદે છે ચોપાસ સુખ, સ્વાતંત્ર્ય, મનુષ્યત્વ, વિકાસ, પ્રગતિ દેખીને, આંસુ સારે છે અસમાનતા, સ્વાર્થ, લોભ હેવાનિયત વગેરે માનવની પામરતા પેખીને. એનો વ્યાપાર છે સંયોગીકરણનો. પ્રેમ, આશા, લાગણી, હૃદય, બુદ્ધિ વગેરે એના મજાની તંતુઓ છે. પ્રગતિશીલ મનોદશામાં, ભાવિ યુગના દર્શનમાં કવિનું જીવન આખું વ્યતિત થાય છે. એમ કરતાં કવિ વર્તમાન આક્રમણો અને ઉપાધીઓ સામે બાકડી બાંધી વિજયવંત થવાને માટે જ નહિ, પરંતુ કેવળ જિંદગી ટકાવી રાખવા કાજે પણ વિમાસમાં ઊતરે છે. સંસારના ધૂળધુમ્મસના વંટોળની આંધીમાં ક્યાંક આશ્રય શોધી લે છે, અને આજુબાજુના માનવીઓની દુનિયાને તિરસ્કારી તેમાંથી વેગળા રહેવા પોતાનો ન્યારો પંથ સ્વીકારી લે છે. તે પોતાના જીવનને જુદી જ દિશા તરફ વાળે છે. મનને દુનિયાથી દિશા સેવડાવે છે. પોતે નિજાનંદી બની ઊર્મિભર્યું જીવન એકલ હૃદયરંજનથી, અપર્સથી

ભિખારીદશા ગુજારી ગયો છે. પેટદાઝ મટાડવા અન્ન કરતાં કાવ્યોથી એનું મુખ ભરેલું રહેતું. ઘણા કવિઓએ મિત્રો પાસેથી પૈસા ઉછીના લઈ ગુજરાન ચલાવ્યું છે. એક કવિએ પોતાની બિલાડીને ઉદ્દેશીને સોનેટ રચ્યું છે. એમાં તેણે પોતાની બિલાડીની કાકીઓનો પ્રકાશ માંગ્યો છે, કારણ કે કાવ્યો લખવા દીવો કે મિણબત્તી બાળવાનું તેનું ગજું ન હતું. ફ્રેન્ચ સાહિત્યમાંથી દૃષ્ટાંત શોધીશું તો પ્રજાની બેકદરદાની હજી ય વધુ સ્પષ્ટ થશે. વૅગેલાસ નામના એક ઉત્તમ કવિલેખકને પ્રજા ઘુવડ કહી સંબોધતી, કારણકે સૂર્યના પ્રકાશમાં લેણદારોથી બચવા તે બિચારો કદી બહાર નીકળી શકતો નહિ. અંગ્રેજી સાહિત્યના કવિ સ્પેન્સર, ઓટવે, બટલર, ડ્રાઇડન, ગોલ્ડસ્મિથ વગેરેને ભુખ્ખા ફાકા મારવા પડેલા એ જાણીતી હકીકત છે. હિંદમાં પૂર્વે રાજ્યાશ્રયને લીધે પાશ્ચાત્ય સાહિત્યના કવિઓ જેવા વિષમ દાખલા બન્યા નથી. પાશ્ચાત્યો કરતાં આપણા કવિઓની કૃતિઓન કદરદાનીપણાની બાબતમાં આપણે ઘણા પછાત રહ્યા છીએ એ નિર્વિવાદ છે. આજે પણ કવિને વિચિત્ર પ્રાણી કહી આપણે તિરસ્કારીએ છીએ.

## કવિની વિચિત્રતા

જેમ જાણે કવિ મનુષ્ય જ ન હોય, આ દુનિયાનો લેખવામાં આવતો જગતને એ દિવાના જેવો લાગે છે. એનો વિચાર આચાર, રીત હોય છે, એ સારી આલમથી અનો-આખ્યાનો કે આશાઓ પણ કેવી છેક સાદી સીધી વસ્તીથી અલગ નાનું ખોરડું, નાનો ઝરો, માત્ર ગણ્યાગાંઠ્યા દિલોજાન દો

…મારવાડી, …માં ગુજરાતના …વ્યો છે. આમ …વા કે નવા કોઈ

અદ્ભુત પુસ્તકો–આ એના જીવનની અમૂલ્ય મૂડી સમજે છે. એની કવિતામાં ઉત્સાહ, આરમા, આતુરતા, તિક્ષ્ણતા સ્વાતંત્ર્ય, વિચારવેગ, મૂરાવટ, સુંદર શબ્દોની વાણીમાં પસંદગી, ઇન્દ્રધનુના રંગો જેવી કલ્પના અને દિવ્યતા મુખ્યત્વે હોય મનુષ્ય અને એની વચ્ચે તફાવત માત્ર એટલો જ કે દુન્યવી માનવીઓ આશાના ગઢ બાંધે છે તો કવિ કલ્પનાના કિલ્લા ચણે છે. તે પૃથ્વીને પાટલે પગ માંડે છે પણ કલ્પના બળ વડે અદ્ધર ચાલતો લાગે છે. તે ખોરાક ખાય છે, દવા પણ લે છે; પણ પ્રેરણાનો ખોરાક અને સ્વાનુભાવના પ્રાણવાયુ પર મુખ્યત્વે ટકે છે. દુનિયામાં આથી રાચે છે, વાડી, લાડી ને ગાડી વસાવી નહિ; કુદરતનાં દશ્યો નિહાળીને, એ આનંદે છે ચોપાસ સુખ, સ્વાતંત્ર્ય, મનુષ્યત્વ, વિકાસ, પ્રગતિ દેખીને, આગ સારે છે અસમાનતા, સ્વાર્થ-એની કોઈ ગુર્જર …આનંદ-એના આવેશો અપાર છે.

કવિનું બાળપણ ચાંદોદમાં વીત્યું હતું. દશ વર્ષની વયે પિતા પ્રભુરામનો અને બાર વર્ષની વયે માતા રાજકોરનો સ્વર્ગવાસ થયો હતો. વડીલોની શીળી છાંય જતાં બાળકદાને આઘાત લાગ્યો હતો. આમ કવિ અનાથ બન્યા છતાં એ પોતાને સનાથ માનતા. કૃષ્ણચંદ્રને એમણે નાથ તરીકે સ્વીકાર્યા હતા. લગ્નનું કહેણ પણ જ્યારે આવ્યું હતું ત્યારે 'કૃષ્ણ સાથે મારાં લગ્ન થઈ ચૂક્યાં છે' એમ કહી કહેણ પાછું ઠેલ્યું હતું. સંસારમાં કેટકેટલા લગ્નનાં આવેલાં કહેણ આમ પાછા ઠેલી શકે છે? એવો હતો દયારામનો ત્યાગભાવ અને ગોપીઓને શ્રીકૃષ્ણને નાથ તરીકે સ્વીકાર્યાનો સંકલ્પ અને ગોપીજનના નાથ તો શ્રીકૃષ્ણ જ હોય ને!

'ગુજરાતી સાહિત્યમંડળ'ના આશ્રય નીચે પ્રો. મોહનલાલ દવેના

કવિને નાનપણથી જ કાવ્યરચનાની કુદરતી બક્ષીસ હતી. ચાંદોદના શેષશાયી ભગવાનને ઉદ્દેશી એમણે એક કાવ્ય રચ્યું હતું ને ત્યાર પછી હનુમાન ગરૂડ સંવાદ પણ રચ્યો હતો. ત્યાર બાદ તેર વર્ષની વયે છાસઠ કડીનું કાવ્ય ધવલ ધનાશ્રી રાગમાં રચ્યું હતું. આમ કવિની હથોટી દીર્ઘ-રચનાઓ તરફ વળવા લાગી હતી.

આજ ઉંમરે કવિને એક પરમ ભગવદીય પુરુષનો સમાગમ થયો હતો. ચાંદોદથી ડભોઈ જતાં હમ તલાવ પાસે એ સંત હતા ડાકોરવાળા સાધુ-પુરુષ ઇચ્છારામજી. એમણે દયારામને પ્રભુના ગુણ ગાવાની આજ્ઞા કરી અને દયારામે મીઠી હલકથી પ્રભુનાં ગીતો ગાઇ વાતાવરણમાં અજબ રંગ રેલાવ્યો. કવિની જાદુભરી વાણીથી સૌ મુગ્ધ થયાં. ઇચ્છારામજીએ એ ઊગતા કવિને એકાંતમાં બોલાવી આશીર્વાદ આપ્યો: 'બેટા! તું તો ગુજરાતનો સમર્થ કવિ થવાનો છે.'

સાચા સંતના આશીર્વાદ હંમેશાં ફળે છે. કવિની કૃતિ વ્યાપક બનવા લાગી. અવનવી કલ્પનાઓ સ્ફુરવા લાગી કવિ પરિવ્રાજક બન્યા. કાશી, વૃંદાવનથી માંડીને દક્ષિણનાં યાત્રાધામો બાલાજી, રામેશ્વર આદિ અનેક સ્થળોએ-લગભગ અખિલ હિંદમાં પ્રવાસ કરી પોતાનાં જ્ઞાનમાં પુષ્કળ વૃદ્ધિ કરી. એ પ્રવાસ દરમ્યાન કવિને અનેક ભાષાઓનો અભ્યાસ કરવાની તક મળી.

કવિતા અને સંગીતનો સુમેળ બધા કવિઓમાં નથી હોતો, છતાં ભક્ત કવિઓમાં એ જોવામાં આવે છે. સંગીતરત્ન પંડિત ઓમકારનાથે એક સ્થળે કહ્યું હતું કે ભક્ત બનવા ઇચ્છનારે પહેલા સંગીતકાર બનવું પડે છે. દયારામભાઇ પણ અજબ સંગીતકાર હતા. સંગીતનો એમણે શાસ્ત્રીય અભ્યાસ કર્યો હતો. તંબૂરાના રણઝણતા તાર છોડી ગુજરાતને ઘેલું કરનાર એ કવિ જાતજાતનાં વાજીંત્રો વગાડવાની કળામાં નિષ્ણાત હતા. મૃદંગ, નરઘાં જલતરંગ, બીન અને સતાર એ એમના પ્રિય વાજીંત્રો હતાં, અને તેમાં એમણે એટલી સુંદર નિપુણતા મેળવી હતી કે એમની સાથે કોઈથી ટક્કર ન ઝીલાતી સાંભળનારાં એની કલા-કવિતા ઉપર ઓવારી જતાં.

વડોદરામાં એક પ્રસંગે નગરશેઠ હરિભક્તિને ત્યાં કવિના શિષ્યો રણછોડભાઇ અને ગિરજાશંકરની કથા થતી હતી. રણછોડભાઇ તંબૂરો છેડતા અને ગિરજાશંકર નરઘાં બજાવતા. દયારામનાં મધુરપભર્યાં ગીતોની લ્હાણ લેવાઇ રહી હતી. કથા ચાલતાં ગિરજાશંકરની નરઘાં વગાડવામાં સહેજ ભૂલ થઇ. એક બાવાજીથી એ સહન ન થયું. એણે ભૂલનું સૂચન કર્યું ગિરજાશંકર ઝંખવાણો પડી ગયો. દયારામ છૂપી રીતે એક ખૂણામાં બેસી કથા સાંભળતા હતા. એમણે આવીને બાવાજીને કહ્યું: 'એવી સહજ ભૂલ તો થઇ પણ જાય.'

બાવાજીએ જવાબ આપ્યો: 'ઉસ્તાદી મેળવનાર એવી ભૂલ કદી ન કરે. ત્યાં કવિએ કહ્યું: 'તમે ઉસ્તાદી મેળવી છે તો બજાવો નરઘાં.' એમ કહી કવિએ તબૂરો લઇ કવિતાઓ છેડવા માંડી. શ્રોતાઓને ખૂબ મજા પડી. આનંદરંગ રેલાવા લાગ્યો. પ્રભાત થઈ ગયું પણ બાવાજીની ભૂલ ન નીકળી. છેવટે કવિએ એક અટપટો રાગ સંભળાવી બાવાજીને ગુંચવી નાંખ્યા ને બાવાજીથી ભૂલ થઇ ગઇ. લોકોએ દયારામના વિજયને સહર્ષ વધાવી લીધો. કવીએ બાવાજીને કહ્યું: 'બાવાજી! તમારા જેવો બજવૈયો મેં ક્યાંય જોયો નથી' એમ કહી પોતાના ગળામાંથી ત્રણસે રૂપીઆની કિંમતની સોનાની કંઠી બાવાજીને ભેટ આપી. આવો છે દયારામની કલાઉપાસનાનો પ્રસંગ! આવો છે દયારામની કલાકવિતાનો વિજય! આવો છે કલા પારખુ કવિહૃદયની ઉદારતાનો પ્રસંગ!

એવોજ બીજો પણ છે. ટેકીલા કવિ હૃદયના ગૌરવનો પ્રસંગ વડોદરામાં એક શ્રીમંત ગૃહસ્થ ગોપાલરાવે મહેરામે કવિની ખૂબ પ્રશંસા સાંભળી હતી. એણે કવિને બોલાવીને, પોતાના ઇષ્ટદેવ ગણપતિનાં કાવ્યો રચવાનું કહ્યું અને બદલામાં વર્ષાસન બાંધી આપવાનું જણાવ્યું, પણ આ ટેકીલા

કવિએ સચોટ જવાબ આપ્યો:
એક વર્યો ગોપીજન વલ્લભ, નહિ સ્વામી બીજો,
અવર કોઇનું કામ ન મારે, રીઝો કે ખીજો.'

આવાં હતાં દયારામનાં જીવનવ્રત અને એકનિષ્ઠા.

દયારામનાં કાવ્યોને પ્રથમ પ્રસિદ્ધ કરવાનું માન સુરતને ઘટે છે. સુરતના ડૉ. ધીરજરામે ઇ. સ. ૧૮૬૦માં લીથો પ્રેસમાં છપાવી દયારામના કાવ્યોની આવૃત્તિ બહાર પાડી હતી. ને ત્યાર બાદ કવિ નર્મદાશંકરે "ઇ. સ. ૧૮૬૪માં મુદ્રિત સ્વરૂપે 'દયારામનો કાવ્યસંગ્રહ' પ્રસિદ્ધ કર્યો હતો. દયારામનું જીવન આલેખતાં કવિ નર્મદાશંકરે એમને ભારે અન્યાય કર્યો છે તે વાત જાણીતી છે

દયારામભાઇનો સ્વર્ગવાસ થયો તે વખતે નર્મદનું વય ઓગણીસ વર્ષનું હતું. એની કવિતા હજુ તો પોતાના પોપચા ઊઘાડી રહી હતી. દયારામના કાવ્યોનો નર્મદને અભ્યાસ પણ ક્યાંથી હોય? કવિના જીવનકવન વિષે જે કંઇ સાંભળ્યું તેને જ એણે ખરાખોટાની ખાતરી કર્યા વિના પ્રસિદ્ધિ આપી. પરિણામ આવ્યું કે-ત્યાર પછીના દયારામના સાહિત્યના ઘણાખરા વિવેચકોએ નર્મદને જ અનુસરીને એ ભૂલોની પરંપરા ચાલુ રાખી છે તે વાત નિર્વિવાદ છે. વીર કવિ નર્મદની સાહિત્ય સેવા માટે મને માન છે છતાં કવિ દયારામના વિષયમાં એને હાથે એટલી દુઃખદ ઘટના બની ગઈ છે એની કોઇથી ના કહી શકાય એમ નથી

નર્મદે દયારામ જેવા એક અનન્ય ભક્તને જાણેઅજાણપે કરેલા અન્યાયનું ઋણ વાળવા જાણે નર્મદનગરી આમ દયારામ જયંતી ઉજવી પ્રાયશ્ચિત કરે છે એ એક આનંદદાયક ઘટના કહી શકાય.

નર્મદ પછી રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા અને નાથાશંકર શાસ્ત્રી-પ્રાચીન કાવ્યમાળાના સંપાદકે ઇ. સ. ૧૮૯૦મા નર્મદના લેખનો આધાર ઉપયોગ કેટલીક બીજી પણ હકીકતો મેળવી કવિના જીવનપરિચયનું આલેખન કર્યું હતું અને પ્રાચીન કાવ્યયાચના ગ્રંથ ૨-૧૧-૧૩માં દયારામના 'રસિકવલ્લભ' આદિ કાવ્યોએ સ્થાન મેળવ્યું હતું.

ઈ. સ. ૧૮૯૫માં સુપ્રસિદ્ધ ગુજરાતી પત્રના આદ્યસંસ્થાપક ઇચ્છારામ દેસાઈએ બૃહદ્ કાવ્યદોહન ગ્રંથ પાંચમામાં દયારામની કવિતાઓ પ્રસિદ્ધ કરી હતી અને કવિપરિચય પણ કરાવ્યો હતો.

અને ત્યાર પછીના દયારામની કવિતાઓના સંપાદકોમાં મૂળચંદ તેલવાળા, જગજીવનદાસ મોદી, વસંતરામ શાસ્ત્રી, શંકરપ્રસાદ રાવળ આદિને પણ ગણાવી શકાય. એ બધાજ લેખકોએ દયારામને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે.

તે ઉપરાંત આપણા સર્વમાન્ય સાક્ષરો ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઈ, દિ. બા. ઝવેરી, કવિ ન્હાનાલાલ, અંબાલાલ જાની, કનૈયાલાલ મુન્શી, શ્રી. મોહનલાલ દવે, પ્રો. જેઠાલાલ શાહ, રમણલાલ દેસાઈ આદિએ પણ પ્રસંગોપાત દયારામની જીવનલીલાને સ્પર્શતા લેખો પોતપોતાનાં દષ્ટિબિંદુથી રજુ કર્યા છે.

કવિ ન્હાનાલાલે એક પ્રસંગે દયારામને અન્યાય કરનારા વિવેચકોને ઉદ્દેશીને કહ્યું હતું:

'ઓ વીસમી સદીના વિવેચકો! ભેગાભેગી તમારી વિવેચનાએ કરતા જજો. જુઓ કે તમે શુકદેવ સમોવડ છો કે વ્યાસજી જેવા કે ભિખ્ખુહીન! કે ઉમદા? શ્રી વર્ગને તમારો લજ્જા સંકોચ છે કે નહિ? નારીદર્શને તમારી આંખડી કે અંગ ફરકે છે કે નથી ફરકતાં? કેટકેટલી સભાઓનાં પ્રલોભનો છતીને આવ્યા છો? હું એ તમારામાંનો જ એક છું. નિરાશા માનવાની ભૂલ મા કરશો.'

ગુજરાતના એ મહાકવિએ આ પરમ સત્ય ઉચ્ચારી બાજની પડકાર કર્યો છે.

દયારામનાં અનેક કાવ્યો પ્રસિદ્ધ થયાં છે એની ના નહિ; પણ પ્રમાણભૂત રીતે શુદ્ધ સ્વરૂપે એ બધાં જ કાવ્યોગ્રંથો પ્રસિદ્ધ થવાની જરૂર છે અને દયારામનાઇના વતનવાસીઓએ એ માટે કમ્મર કસી છે. કવિના સ્મારક રૂપે એમના સાક્ષર દેહને શુદ્ધ સ્વરૂપે છપાવવાનો પ્રબંધ પણ થઇ ગયો છે એમ મેં સાંભળ્યું છે અને હું ધારું છું ત્યાં સુધી થોડા જ સમયમાં દયારામના તમામ ગુજરાતી ગ્રંથો એના અસલી સ્વરૂપમાં ગુજરાતને ઉપલબ્ધ થશે.

એનું સંપાદન કાર્ય થઈ રહ્યું છે એક યોગ્ય વ્યક્તિને હાથે જે એ કાર્ય કરવાનો સંપૂર્ણ અધિકારી છે. જેનાં જીવનનું ધ્યેય દયારામનાં સાહિત્યને શુદ્ધ સ્વરૂપે રજુ કરી એના મર્મોનું દર્શન કરાવવાનું છે. એ વ્યક્તિ તે દયારામભાઇના પટ્ટ શિષ્ય રણછોડભાઈના વંશજ ભાઇ જીવણલાલ જેષી. દયારામના બધા જ ગ્રંથોની એમની પાસે હાથપ્રતો છે. એ પ્રતો ઉપરથી એમણે બધા ગ્રંથોની પ્રસિદ્ધિ માટેની પ્રતો તૈયાર કરી છે.

તે ઉપરાંત દયારામની મરાઠી હિંદી કવિતાઓને પણ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની પણ ભાઇ જેષીની તૈયારી છે.

બે વર્ષ ઉપર વડોદરામાં મરાઠી સાહિત્યસંમેલન ભરાયું હતું. તે પ્રસંગે ભાઇ જીવણલાલે દયારામની મરાઠી કાવ્યરચનાઓ ઉપર એક સુંદર નિબંધ રજુ કરી મરાઠી વિદ્વાનો ને જનતાનું ધ્યાન ખેંચ્યું હતું. એક ગુજરાતી ભક્તકવિએ મરાઠી ભાષાની પણ સુંદર સેવા કરી છે એ એમને માટે નવાઇનો વિષય હતો ભક્ત કવિ તુકારામના જેવા અભંગો દયારામે રચ્યા છે. એ બધાં કાવ્યોનો એક સંગ્રહ પ્રસિદ્ધ થવાની યોજના પણ થઇ રહી છે. એ જ પ્રમાણે કવિનાં હિંદી અપ્રસિદ્ધ કાવ્યો પણ પ્રસિદ્ધિના પ્રકાશ જુએ એ ઘડી પણ આવી લાગી છે.

તે ઉપરાંત ભાઈ જીવણલાલે કવિનાં જીવનકવન ને સ્મરણને રજુ કરતો એક મહાગ્રંથ તૈયાર કર્યો હોઇ પ્રસિદ્ધિનો પ્રકાશ જોવાની એ રાહ જુએ છે. એમાંથી ગુજરાતને ઘણું અવનવું જાણવા મળશે એમ મારું માનવું છે.

એ જ પ્રમાણે કવિની પ્રસિદ્ધ અપ્રસિદ્ધ ગરબીઓનો એના વિવરણ સહિતનો સ્વતંત્ર સંગ્રહ પણ એ પ્રસિદ્ધ કરનાર છે. અને ત્યારે જ ગુજરાતને ખબર પડશે કે કવિની ગરબીઓમાં જે કેવળ અતિશૃંગાર જોઇ રહ્યા છે એ શૃંગારનો અર્થ શો છે? કર્મનો

અર્થ જાણનાર ગુજરાતીના એ ભક્તકવિએ ગોપી ભાવે રચેલાં પોતાનાં કાવ્યોમાં અનહદ પ્રેમ, વિરહ, મસ્તી, ઉદ્વેગ, ચિંતન એમ બધું જ વ્યક્ત કરી સાચા ગોપીહૃદયની ઝાંખી કરાવી છે.

નરસિંહ અને મીરાં પછી ગુજરાતને Lyric—ઊર્મિગીતોનું પાન કરાવનાર કવિવર દયારામનું સ્થાન આપણા સાહિત્યમાં અનેક રીતે અજોડ છે. દયારામ પછી કવિ-દાનાલાલ અને બીજા કવિઓએ પણ આપણને ઘણાં ઊર્મિગીતો આપ્યાં છે એના ના નહિ; છતાં એ સમર્થ કવિથી માંડીને નાનામોટા અનેક કવિઓએ દયારામના અખૂટ કાવ્ય સરોવરમાંથી રસની અંજલિઓ ભરી ભરી પીધી છે, પ્રેરણા લીધી છે એની કોણ ના કહી શકે? વર્તમાન ગુજરાતના બે મોટા કવિઓ—ન્હાનાલાલ અને ખબરદારથી માંડીને કવિતા મંદિરનાં પગથિયાં ચડનાર કાવ્યદેવીના લગભગ બધા જ ઉપાસકો એ દયારામ વાપર્યો અસલ ઢાળનો ઉપયોગ કર્યો છે. એ ઢાળોની ગોઠવણી જ એવી છે કે ગાનાર અને સાંભળનારનાં હૈયાના તારને એ ઝણઝણાવી મૂકે. આપણા કવિઓએ ખૂબ અપનાવેલા એ ઢાળો જાણીતા હોઇ અહીં એની પ્રથમ પંક્તિઓનો જ નિર્દેશ કર્યો છે. "

'શ્યામ રંગ સમીપે ન જવું'

'ઊભા રહો તો કહું વાતડી બિહારીલાલ!'

'શીખ સાસુજી દે છે રે! વહુજી રહો ઢંગે'

'આશ કૂવા ને નીર વાવડી રે લોલ.'

'ગરબા ગાવાને ગોરી નીસર્યાં રે લોલ.'

'હરે! ઝૂલવાને આવો રાજ! સંધ્યાગાઇના બાગમાં.'

'ઓધવજી! માધવને કહેજો એટલું.'

'મહોલે પધારો મારા રાજ! માણીગર! મહોલે પધારો.'

'કામણ દીસે છે અલબેલા! તારી આંખમાં રે.'

'શોભા સલુણા શ્યામની.'

'માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે.'

'કિએ ઠામે મોહિની ન જાણી, રે મોહનજી.'

'રોકિયો પનઘટ રસિયારાજ! પાણીડાં કેમ ભરિયે?'

'વ્રજ વહાલું રે! વૈકુંઠ નહિ આવું.'

'ઓધવ! નંદનો છોરો તે નમેરો થયો જો!'

'લોચન મનનો ઝગડો રે! કે ઝગડો લોચન મનનો.'

વગેરે-વગેરે :— (અપૂર્ણ)



# શ્રી પુષ્પા વકીલ (પરિચય)

મધુસૂદન એમ. એ.

ગુજરાતમાં સાહિત્યકાર દંપતીઓ આંગળીને વેઢે ગણી શકાય તેમ છે. સદ્‌ભાગ્યે થયું છે એમ કે જે જે સ્ત્રીઓ સાહિત્યકાર છે તેમની સાથે તેમના જીવનસાથી પણ સાહિત્યકાર જ છે. ખરી રીતે કહીએ તો સાહિત્યકારને પરણતાં જ એ સ્ત્રી સાહિત્યકાર બને છે. મુનશીદંપતી, વકીલ દંપતી, સોપાનદંપતી સહેજે નજરે ચઢે છે.

શ્રી પુષ્પાબહેન લગ્ન પહેલાં પણ કાવ્યો લખતાં, લગ્ન પછી લખે છે અને પ્રસિધ્ધ કરે છે અને છેલ્લે છેલ્લે તો એમણે 'ત્રિવેણી' નામથી સરળવિશદ મનોહર કાવ્યગ્રંથ પણ પ્રકટ કર્યો છે. પ્રણયકાવ્યો લખવાનું શ્રી રમણ વકીલને સોંપીને પુષ્પામહેને અન્યઈતર વિષેયોને કાવ્યમાં ગુંથ્યાં.

સ્વભાવે મળતાવડાં છતાં ગંભીર એવા પુષ્પાબહેન 'ત્રિવેણી' સંગ્રહ દ્વારા જ ગુજરાતને પરિચિત છે. શ્રી રમણ વકીલ સાથે તેઓ Parity સરખાહિસ્સાથી ભાગીદારી કરી રહ્યાં છે એ એક જ્વલંત ઉદાહરણ છે. શ્રી. વકીલ પ્રિન્સિપાલ થયા તો તેઓ પણ પ્રિન્સિપાલ થયાં. શ્રી રમણભાઇ સાહિત્યકાર ગણાયા તો તેઓ પણ સાહિત્યકાર આલેખાયાં. શ્રી વકીલે કાવ્યગ્રંથ પ્રગટ કર્યો તો એમણે પણ કાવ્યગ્રંટ પ્રગટ કર્યો. ચોક્કસ પુષ્પામહેન પાકીસ્તાન તો નહિ માંગતાં હોય પણ આપમેળે અપાતો રહેલ આ શક્તિનો ફાળો એમના જીવનમા સુમેળ સાધે છે.

ગુજરાતી કવિતામાં સ્ત્રીકવિયત્રિઓની ગણીગાંઠી સંખ્યામાં પુષ્પાબહેન અગત્યના મોખરે છે. એમની પાસેના સાધન સગવડોથી એવો હજીએ વિશેષ કૃતિઓ ગુજરાતને આપી શકે એમ છે. એ અકૃતિઓ આપવામાં શિથિલતા આવે કે નિષ્ક્રીયતા આવે તો તેનો દોષ શ્રી રમણ વકીલને ફાળે જ જવો જોઇએ.

એમની કવિતાઓમાં ગીરીહ્રદયની ઋજુતા, જંતુ ભાવના અને સ્વભાવની મીઠાશ કવિતાની બાનીમાં વ્યક્ત થાય છે એમની કવિતાઓમાં એ પ્રાણ છે. એ જ ગુણ શ્રી રમણ વકીલની કવિતાને પણ વેરેલાં છે. છતાં એ બંને સાહિત્યકારોની કૃતિઓ વચ્ચે ફેર આવશ્ય છે પણ પુષ્પામહેનનો પરિચય કરતાં કરાવતાં સીધી કે આડકતરી રીતે શ્રી રમણ વકીલનો પરિચય કરાવવો પડે એ અનિવાર્ય છે છતાં અલિપ્ત રાખવો યોગ્ય છે.

એમણે નાટક નવલિકા વગેરે લખ્યું નથી. એ "પોર્ટફોલિયો" એમણે શ્રી વકીલને જ સોંપ્યો છે છતાં "સસ્તું ભાડું અને સિધ્ધપુરની જાત્રા" એ ન્યાયે એમણે અલ્પ શ્રમ છતાં સાત્વિક લોકપ્રિયતા અને આનંદ મેળવ્યો છે.

શ્રી પુષ્પાબહેન એક વખત શ્રી વકીલનાં સહઅભ્યાસી હતાં, બીજી. વખતે એમનાં શિષ્યા હતાં અને ત્રીજી વખતે એમનાં સહચારણી થયાં. આ ત્રણે તબ્બકાઓમાં જે કઇ હતાં તે તો રહ્યા પણ ફેર એટલો પડયો કે એમની સાહિત્યશકિતઓ સાહિત્યકારના સંપર્કમાં આવતાં વિશેષ વિકાસ સાધ્યો એ વિકાસ ત્રિવેણીસંગ્રહ સુધી જળવાઇ રહ્યો છે.

હવે શું ? એનો પ્રશ્ન કોઈ આપી શકે એમ નથી. છતાં એક વાત ચોક્કસ છે એમની શક્તિ એમને નિષ્ક્રીય બનાવી શકે એમ નથી. હજીએ એઓ ગુજરાતને બીજો કાવ્યગ્રંથ આપી શકે એમ છે.

ગુજરાત તો ઇચ્છે કે આવતી કાલે એની એકાદ કુલદીવડી સુવર્ણચંદ્રકનું માન મેળવે એ દિવસો પણ દૂર નથી.



તૂં તો દુર્લભ-થી તણું કુસુમ છે અદ્વિતીય-દ્વિતીય
સ્નેહાશીષ જયેન્દ્ર ને રમણના શાશ્વ કુસ્ળું રાખશે;
વેલી અમૃતશા અમૃતકુળની તું ચંદ્રમુખી થજે
શક્તિ ભક્તિ સુયુક્તિ સદ્‌ગુણ ધરી થાજે તું મેનાવતી.

*　　　*　　　*

છે વિજ્ઞાન ઉપાર્જનો અવનવાં વેચીશ ના ઓરંચજો
સેવામાં સન્માર્ગ કીર્તિધનના દે શક્તિ માંગલ્યદા
આ સંસાર મહીં અનન્ત પથ છે નિષ્કામ સેવાતણો
પંથે એ જ પળો વધૂવર તમો ઇતિહાસ સર્જો નવો.

*　　　*　　　*

રાખો જીવનમાં સદા અનુપમા-આદર્શ દેવાંશીના
દેવી કસ્તુરબા અને સુકમળા ગાંધી જવાહીરના
રાષ્ટ્રે યજ્ઞ અને અહીં લગનમાં એ યજ્ઞ માંગલ્યનો
ઉચ્ચારી 'જય હિંદ' ધન્ય ઘડીએ બે એક થઈ સંચરો

O



# ગ્રાહકો જોગ

## રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળા

સુરતમાં તા ૧૭મી જુલાઇના રોજ શ્રી કોલકે રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી સ્મારક વ્યાખ્યાનમાળામાં આપેલ "નવીન કવિતાનો વિકાસ" વિષય પરના વ્યાખ્યાનનો સારાંશ આ અંકે અંગત સંજોગોને કારણે આપી શકાયો નથી તે આવતા અંકે રજુ કરવામાં આવશે.

## ટપાલખાતાની હડતાલ અને કવિતા

દિલ્હીવ્યાપી ટપાલ હડતાલે ધંધાવહેવારને ખોરવ્યો છે અને એમાં કવિતા જેવાં સામયિકને પણ અસાધારણ નુકસાન પહોંચાડ્યું છે. જુલાઇનો અંક ૧૨મી જુલાઇએ સુરતથી પોસ્ટ કરવામાં આવ્યો હતો. છતાં કોઇ કોઈ ગ્રાહકને એ અંક નથી મળ્યો એવી ફરિયાદ નોંધાઈ છે. એ અંકોનું પારસલ રિલેપારલેની ઓફીસે આવી જતા જે જે ભાઇઓની એ ન મળ્યાની ફરિયાદ હશે તેમને એ અંક મોકલી આપવામાં આવશે. એ ઉપરાંત છેલ્લા બે ત્રણ માસથી ટપાલતંત્રની શિથિલતાને લીધેજ કોઈ ગ્રાહકને અંક ન મળ્યો હોય તો અમે એ ગ્રાહકોને વિનંતી કરીએ છીએ કે અમને કાર્યાલય પર એ અંગે પત્ર લખી જણાવે એ અંકની નકલો સિલ્લક હશે ત્યાં સુધી ગ્રાહકોને પહોંચાડવામાં આવશે. ટપાલની ગડબડને કારણે આ અંકે થોડી મેટર અટવાતાં છેલ્લી ઘડીએ ઓછાં પાનાં આપવાં પડ્યાં છે તે બદલ ગ્રાહકો ક્ષમા કરશે.

"કવિતા કાર્યાલય" વતી
કોલક



# મિતાક્ષરી મતદર્શન

**સોવિયેત રશિયા : લેખક: ભોગીલાલ ગાંધી પ્રકાશક: લોક પ્રકાશન ગૃહ ખેતવાડી મુંબઇ, કિંમત: પાંચ રૂપિયા.**

સોવિયેત રશિયા વિષે જાણવાની ઇંતેજારી રાખનાર વાચકને રશિયાની વિગતવાર રાજકીય, સામાજિક, નૈતિક તમામ માહિતી આ ગ્રંથમાં મળી રહેશે. બિરાદર ભોગીલાલ પોતે સામ્યવાદી છે છતાં પુસ્તકની રજુઆતમાં પોતાનાં અંગત મંતવ્યો કે વિદ્વાનોની દષ્ટિએ રશિયાની સમૃદ્ધિ ન જોતાં—રશિયાની એક માત્ર હસ્તી ધરાવતી હકીકત જ એક લેખકની દષ્ટિએ જુએ છે એ આ માહિતીપૂર્ણ મહત્વના ગ્રંથની વિશિષ્ટતા છે. એક રાષ્ટ્રના જીવનની એક એક પ્રવૃત્તિમાં રશિયાની આજની સ્થિતિનું એમણે સચોટ માહિતીપૂર્ણ ધ્યાન કરાવ્યું છે. ગુજરાતી ભાષામાં આ ગ્રંથ મહત્વનો એટલા માટે છે કે રશિયાનું દર્શન જો રજુ થતું હોય તો તે આજ પુસ્તકમાં છે. ભાઈ ભોગીલાલની આ કૃતિ બદલ એમને અભિનંદનો આપીએ છીએ અને દરેક ગુજરાતી વાચકને આગ્રહ કરીએ છીએ કે જગતના તમામ દેશોમાં આજે જે કક્ષાએ "રશિયા" દેશ બિરાજ્યો છે એ કક્ષા એની પ્રજાએ કેવી રીતે મેળવી એનો અભ્યાસ કરવો એ પ્રત્યેક પ્રગતિવાંચ્છુ માનવની ફરજ છે; એ અભ્યાસમાં આ એક જ પુસ્તક રશિયાનો પરિચય આપવા અત્યારે તો બસ છે.

**આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રોય: લેખક નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર પ્રકાશક પંકજ પબ્લિકેશન્સ, વડોદરા. કિંમત એક રૂપિયો.**

હિંદની મહાન વ્યકિતઓમાં આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉયનું સ્થાન છે. વિજ્ઞાની આચાર્યશ્રીના જીવનનો અભ્યાસ કરવો એ હરકોઇ હિંદી માટે એક આવશ્ય અભ્યાસપાઠ છે. લેખકોએ આ પુસ્તકમાં આચાર્ય રૉયના જીવનની લગભગ તમામ હકીકતો સળંગ જીવન ચરિત્ર સ્વરૂપે રજુ કરી છે. જીવન ચરિત્રો આલેખતાં ગુજરાતી ગ્રંથોમાં આ ગ્રંથને પણ આવશ્યક સ્થાન અપાવું જોઇએ.

**ઉડતાં પાન: લેખક વિજયરાય વૈદ્ય: પ્રકાશક પંકજ પ્રકાશન: વડોદરા. કિંમત સવાબે રૂપિયા.**

વિજયરાયની શકિતઓનો અભ્યાસ કરવાને વાચકે એમને જુદા જુદા ચશ્માથી જોવાની જરૂર છે. વિજયરાય વિદ્વાન વિવેચક છે, સમર્થ સંપાદક છે, ગંભીર ચિંતનશીલ વ્યક્તિ છે અને સાથોસાથ એક તંદુરસ્ત પ્રફુલ્લ માનસ ધરાવતા હાસ્યરસ લેખક છે બેશક, એમનો હાસ્યરસ છલકતો નથી, છતાં મલકતો રહે છે. આ પુસ્તકમાં એ પ્રકારની કૃતિઓ નિબંધિકાઓ રજુ થયેલી છે. ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની નિબંધિકાઓ વધુ પ્રમાણમાં લખાવી જોઇએ. અમુક વસ્તુને એક લેખક પોતાના સમૃધ્ધ રંગભંડારમાં કેવી રીતે મૂકી જાણે છે તેના નમૂનાઓ ગુજરાતી સાહિત્યમાં હોવા જોઇએ. હોસ્પીટાલમાંથી નીકળતા દર્દીને જુવો અને યોગ્યથી નીકળી કોલેજ તરફ પ્રયાણ કરતા પ્રાધ્યાપક શ્રી વિજયરાયને જુઓ, છતાં વિજયરાય દરદી નથી અને જે કોઇ દરદી જેવા મળે તે વિજયરાય નથી એવી જ લાક્ષણિકતાઓ આ નિબંધિકાઓમાં તરવરે છે. હાસ્યને વ્યકત કરવાનો તરવરાટ આ કૃતિઓમાં અવશ્ય છે પણ લેખકના ગંભીર ચિંતનશીલ મનસને લઇને એ નિબંધિકા બીજાની રેખાની જેમ હાસ્યની રેખા જ ખેંચી પશ્ચાદ્ભૂમિકામાં માત્ર ચિંતનશીલ વાતાવરણ જ મૂકે છે. આ તમામ નિબંધિકાઓમાં માત્ર રમતિયાળ વૃત્તિથી લખાયેલ વસ્તુ નથી પણ પ્રૌઢ માનસે સરજેલી એના ચિન્તન પૃથક્કરણમાં મૂકાયેલ વસ્તુ છે. આ રીતે આ આખો નિબંધિકા સમૂહ અર્જનમાં અમૂલ્ય ફાળો છે. સ્વાગ

સંકોચને કારણે અહિં પ્રત્યેક કૃતિના ગુણદોષની ચર્ચાનો વિષય ક્રમને પણ છોડી દેવો પડે છે.

**રૂબાઈયાત અને બીજાં કાવ્યો: લેખક: હરગોવિંદ પ્રેમશંકર કવિ: સંપાદક: શ્રી નાથાલાલ દવે. કિંમત ચાર રૂપિયા.**

આજના નવીન કવિઓના કાવ્યસંગ્રહનો જુવાળ જોઈએ ત્યારે સહેજે એમ થાય કે આપણા આ જૂની પેઢીના કવિએ આજ સુધી કેમ એમનો સંગ્રહ ન પ્રગટ કર્યો અને છેક આજેજ આજ સુધી ન પ્રગટ કરવાની ધીરજ પણ કેમ રાખી શક્યા? શ્રી. ઉમાશંકર જોષીએ આ ગ્રંથનો પ્રવેશક આપી આ કવિને યોગ્ય ન્યાય કર્યો. બે વર્ષો પહેલાં લખાયેલી કૃતિઓ આજના પ્રવાહમાં ભળી શકે તેમ નથી –તરી શકે તેમ નથી છતાં એની વિપશિષ્ટતાથી ઓપી ઊઠે એમ છે એમાં 'શકાજ નથી ગઝલ શોખીનો માટે તો આ ગ્રંથ વધારે આકર્ષક નીવડશે. કૃતિઓની વાત બાજુએ મૂકીએ છતાં આ ગ્રંથની મુખ્ય સાર્થકતા તો છે "રૂબાઈયાત" 'રૂબાઈયાત' જેવી જગવિખ્યાત કૃતિનું ગુજરાતીમાં આજ પૂર્વે ભાષાંતર થયેલ છે પણ એવા એક નહી અનેક થવાની જરૂર છે આ ગ્રંથમાં જે ભાષાંતર છે, તે વધુ હૃદયંગમ વેગીનું અને સરળ છે પ્રવેશકમાં શ્રી ઉમાશંકરે પણ "રૂબાઈયાત" ને સ્પર્શતી મનનીય વિગતો રજુ કરી છે કવિએ આ કૃતિને હરિગીતમાં પ્રાણવંત રાખી છે એમ કહેવામાં લેશ પણ સંકોચ નથી. સંગ્રહની અન્ય કૃતિઓમાં પણ કેટલીક કૃતિઓ આજની કવિતામાં પણ ઓપી નીકળે એટલી સમર્થ, રસસમૃદ્ધ છે. એ કૃતિઓમાં એમની ગઝલ રચનાઓ વિશેષે આકર્ષક છે 'સૂનું દિલતખ્ત", "દુનિયાતણી બાજારમાં," "સનમ વિણુ', "હાવરડા" "નાનકડો ખારવો" તેમજ બીજી કેટલીક કૃતિઓ મનોરમ છે તમામ કૃતિઓમાં વેગ છે, પ્રવાહિતા છે અને પ્રાસાદિકતા છે. ગુજરાતના પ્રાચીન છતાં અર્વાચીન એવા ધનને અદ્યતન સર્જનમાં મૂકવા બદલ ભાઈ નાથાલાલને પણ અભિનંદનો ઘટે છે.

**નર્મદ: લેખક રામનારાયણ વિશ્વનાથ પાઠક: ભારતી સાહિત્ય સંઘ: પો. બો. ૧૦૭૮, મુંબઈ ૧. કિંમત રૂપિયા બે.**

"જૂની બાટલીમાં નવો દારૂ" જેવું સૂત્ર આ પુસ્તકને એના બાહ્ય સ્વરૂપ માટે લાગુ પાડીએ તો યોગ્ય જ લેખાય. મૂળ પ્રો. રામનારાયણ પાઠકે સુરતમાં વ્યાખ્યાન માટે આ ગ્રંથનો એક ભાગ તૈયાર કરેલ. એ ગ્રંથ તે પછી સમિતિના ઓપ્ધેદારો તરફથી ગ્રંથસ્થ થએલ તેજ-પાનાં આ પુસ્તકમાં મૂકી દીધાં છે. હકીકતમાં એ જ વ્યાખ્યાનનું આ નવા પૂઠામાં પુનઃ દર્શન છે. પણ એની જ સાથે એક મહત્વની વસ્તુ-એ પણ આવી છે કે "નર્મદનું ગદ્ય" લેખ પણ આ પુસ્તકમાં ગ્રંથસ્થ થાય છે. પરિણામે આપણા વિદ્વાન વિવેચક શ્રી. રામનારાયણ 'નર્મદ'ના ગદ્ય અને પદ્ય બંને વિષે પોતાનાં નિખાલસ છતાં વિચારશીલ ને મનનીય મંતવ્યાનુસાર લખે છે શ્રી વિશ્વનાથ ભટ્ટે પણ નર્મદ પર વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ પ્રગટ કરેલ છે. વિશ્વનાથના પ્રયાસો નર્મદના જીવનને-સર્જનને-સમગ્ર રીતે વિગતવાર ગૂંથી એની કૃતિઓ પર વિદ્વત્તાભર વિવેચન આપે છે બેશક પ્રસંગાનુસાર પોતાના વિધાનના સમર્થનમાં વિવેચકે સામાજીક ભૂમિકાને પણ આલેખી છે. પાઠક સાહેબની વિદ્વત્તા, રસદૃષ્ટિ અને વિવેચન શકિત નર્મદના અભ્યાસીને એક વધુ સુંદર ગ્રંથ મદદકર્તા થઈ પડે એવો આપે છે. શ્રી પાઠકમાં એક વધુ અગત્યની હકીકત એ છે કે એક અલ્પવસ્તુ માટે પણ સત્તાવાર સમર્થન મેળવવાના એમના પ્રયાસો અતિ પ્રશંસનીય છે. એ ચીવટવૃત્તિ એમનાં મંતવ્યોને પૂરક બને છે. આ બધી હકીકત હોવા છતાં "જૂની બાટલીમાં નવો દરૂ" કહેવું પડે છે તેનું કારણ એ કે આ ગ્રંથની આખી જ પુનરાવૃત્તિ કરાવી હોત તો પ્રો પાઠક કદાચ આ ગ્રંથને હજુયે વધુ મૂલ્યવાન કરી શક્યા હોત. એક પુસ્તક પડી રહ્યું તેને નવા લેબાશમાં ખપાવી નાખવાને

કદાચ ધંધાદારી અખતરો બેશક બુદ્ધિપૂર્વક અને યોગ્ય રીતે થયો છે એમ દેખાઈ આવે છે. સાહિત્યને લાગેવળગે છે ત્યાં સુધી એ યે ખોટું નથી જ.

**અનિલકુમાર** (Enoch Arden): ભાષાંતર કર્તા ડૉ. એમ. એ. સુરૈયા. પ્રકાશક: કર્તા પોતે. જોગેશ્વરી. પ્રાપ્તિસ્થાન એન. એમ. ત્રિપાઠી લિમિટેડ. કિંમત રૂપિયો પાંચ.

લૉર્ડ ટેનીસનના અમર કાવ્યનો આ સુંદર અનુવાદ આવકારયોગ્ય છે. ડૉ. સુરૈયાએ આ અગાઉ પણ બીજાં કેટલાંક લોકપ્રિય અંગ્રેજી કાવ્યોનો અનુવાદ કરેલ છે. એમની સવૈયાની લઢણ વસ્તુને માટે વધુ અનુકૂળ છે. એમની એ પરની હથોટી પણ પ્રશંસનીય છે. પરિણામે અનુવાદક સુંદર ભાષાંતર કરી શક્યા છે. આ પુસ્તકમાં પણ એમની રીતિનીતિ મુજબ કેટલાક અભિપ્રાયો છે. એ અભિપ્રાયોમાં ઠીક ઠીક પાનાં રોકાયેલ છે. અમારો આગ્રહ છે કે ડૉ. સુરૈયા તેમની તમામ અનુવાદ કૃતિઓને એક જ ગ્રંથમાં ગ્રંથસ્થ કરે અને આ અભિપ્રાયોનાં પાનાંનો જે વ્યય થઈ રહ્યો છે તે બચાવે. અમારે મતે સર્જનમાં–ખાસ કરીને સર્જનગ્રંથમાં એ અભિપ્રાયોથી સાહિત્યને વિશેષ ફાયદો નથી થતો.

## નવાં પુસ્તકોનો સ્વીકાર

(૨૪) **સાહિત્યવિહાર**: લેખક પ્રો. અનંતરાય મ. રાવલ, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, પો. બો. ૯૧૮–મુંબઈ ૧ મૂલ્ય રૂપિયા ત્રણ (૨૫) **કંસવધ**: લેખક પ્રો. હીરાલાલ કાપડિયા પ્રકાશક: ગાંડીવ મુદ્રણાલય, હવાડિયા ચકલો, સૂરત (૨૬) **પતંગપુરાણ**: લેખક હીરાલાલ રસિકદાસ કાપડિયા. પ્રકાશક લેખક પોતે, સાકડીશેરી, ગોપીપુરા, સૂરત. કિંમત દસ આના (૨૭) **સ્ત્રીઓનો પહેરવેશ**: લે. અ. સૌ ઇન્દિરા હીરાલાલ કાપડિયા પ્રકાશક કર્તા પોતે: કિંમત રૂપિયો એક. શિરનામું ૨૬ પ્રમાણે (૨૮) **વિભૂતિ**: લેખક: વિષ્ણુપ્રસાદ વેણીલાલ બક્ષી મુદ્રણસ્થાન: કિતાબઘર પ્રિન્ટરી, રાજકોટ: મૂલ્ય નોંધ્યું નથી (૨૯) **સંત દેવીદાસ**: લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, પો. બો. નં. ૯૧૮, મુંબઈ ૧. કિંમત રૂપિયો એક, (૩૦) **પરકમ્મા**: લેખક અને પ્રકાશક ૨૯ પ્રમાણે. કિંમત અઢી રૂપિયા (૩૧) **માણસાઈના દીવા**: લેખક ઝવેરચંદ મેઘાણી. પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ભીમરાજ બિલ્ડિંગ, કાલબાદેવી–મુંબઈ ૨ (૩૨) **દરિયાપારના બહારવટિયા**: લેખક: ઝવેરચંદ મેઘાણી: સોલ એજન્ટ: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ: ભીમરાજ બિલ્ડિંગ: કાલબાદેવી મુંબઈ ૨ કિંમત રૂપિયા ત્રણ પાકી આવૃત્તિ અને રૂપિયા બે સાદી આવૃત્તિ (૩૩) **રવિવંદના**: સંપાદકો ગુજરાતી સંસદ શાંતિનિકેતન પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ. શિરનામું ૩૨ પ્રમાણે કિંમત અઢી રૂપિયા.





વર્ષ ૫ ● અંક ૯ . કવિતા . સપ્ટેમ્બર ● ૧૯૪૬



# ધરતી તેની—

હો....ધરતી તેની, ધરતી તેની, ધરતી તેની
જેના શોણિતથી સીંચાતી ધરતી તેની.

કોણ હિન્દુ ને કોણ મુસલમિન્?
કોણ ધણી ને કોની રે જમીન?
કરી જેણે નિજ દેહની માટી
લખી લોહીથી આ જગ-પાટી—

હો....ધરતી તેની, ધરતી તેની, ધરતી તેની
મરતાંની એ માટી થાતી, ધરતી તેની!

ક્યાં રે પાકિસ્તાન? ક્યાં રે હિંદુસ્તાન?
આજ રહ્યો ના ધરતીમાં આણ—
ખૂનરેજીથી મળતું ભાઈ,
એક કબ્રસ્તાન—બીજું મસાણ—

હો...ધરતી તેની, ધરતી તેની, ધરતી તેની—
મરતાંની એ માટી થાતી, ધરતી તેની.

कोलक

# ભોમકા

ભોમકા, ભમવાના કોડભર્યા હૈયે,
ભોમકા, હૈયાને છેહ કેમ દૈયે.

ભોમકા, બાંધી કાં બંદરે રાખી,
ભોમકા, જિવતરને જોતરામાં નાખી.

ભોમકા, મ્હાલવા દે મોજાંને મોભે,
ભોમકા, જાગી આ જિન્દગી ના થોભે

ભોમકા, આભે કટકદળ છાયાં,
ભોમકા, તેડાં તુફાનનાં આયાં

ભોમકા, અંધારી રાતનાં આણાં,
ભોમકા, અંધારે અવનીનાં વ્હાણાં.

ભોમકા, તોડું ત્રિકાળના સીમાડા,
ભોમકા, ભેદું દિશાઓના વાડા.

ભોમકા, આઘે જો આભથી યે છેટે,
ભોમકા, અંધારાં અજવાળાં ભેટે.

ભોમકા, મારા અજંપાના આરા,
ભોમકા, તારા અજંપાના આરા.

ભોમકા, આતમના કોડભર્યા હૈયે,
ભોમકા, હૈયાને છેહ કેમ દૈયે.

નન્દકુમાર પાઠક





# આષાઢી રાત

સાજન ! મારી આષાઢી રેન ખાલી જાય.
આવા તે વાયદા ન થાય–સાજન ! મારી૦

આભે અંધારાં ભારે, ધીમી વારિની ધારે
આખું આંગણુ છલકાય–સાજન ! મારી૦

ઘેરો મેહુલિયો ગાજે, લાડિલી વીજ લાજે
એની છાતીમાં છૂપાય–સાજન ! મારી૦

વનમાં તો પાગલ પેલો તોફાને વા ચડેલો,
ડાળે ડાળે અટવાય–સાજન ! મારી૦

વાવી ગયા જે ચમેલી, આજે ફૂલે નમેલી,
નેવાનાં નીર માંહી ન્હાય–સાજન ! મારી૦

જોતી વાટું તમારી, સૂની લાગે પથારી,
આંસુડે ઓશીકાં ભીંજાય–સાજન ! મારી૦

નાથાલાલ દવે



# મને નયન દો!

હતો રખડુ ગામ, ખેતર, વને, રણે, ડુંગરે;
દીધો નજરદોર માત્ર થકી શોધી હ્યા ઉંગરે:
અફાટ જળરાશિમયાં વનરાજી કેરી ઘટા
ઝૂકે: તરલ સાન્ધ્યરંગ, મદમસ્ત રાત્રિછટા;
–કદીક ઘરમોણું અંગ ધરતી ધરે ન્હાઈને
દીધું નિમિષમાં ત્યજાવી કર મીઠડા સ્હાઈને.
તમે બની ગયા સ્વયં નિર્મળ પ્રતિક સૌન્દર્યનું
અને હૃદયના ઉદાત્ત રસસ્નેહ માધુર્યનુંઃ
છતાં અકથ ભાવ લાખ વિલપે મૂંગું, અખના
પરાજિત બની ઢળે વિફળ ભગ્ન સ્વપ્નાકરા.
સખી, પ્રકૃતિ છાગ શોભનમહીં મૂકીને વ્યથા
ધરું તમ પદે મૃદુ હૃદયની અબોલી કથા
પ્રિયે! કર ધરો, ભરો કૃતિ અરૂપમાં ઘાટને,
મને નયન દોઃ વિરાટ નિરખું ધરાવાટને.

પ્રેમશંકર હ. ભટ્ટ

# ચહું ભગવતી—

મને ન મળી હોત પન્નાયુગ પ્રેમથી પૂજતાં
સનાતન પ્રકાશની પરમ એક તારાકણી,
પ્રજાળતી પ્રમાદનાં પડળ સ્થૂલ, આંળાં હણી
સુચેતવતી દૃષ્ટિદીપ બની ક્ષીણ જે બૂઝતાં;
ન હું શકત તો, તમિસ્રતણી માર્ગ મારે હણી
મહાજવનિકા અભેદ્ય વિંધી, વિશ્વ અંગાંગમાં
સમુલ્લસિત શાંત સૌમ્ય શિવ સર્વ સૌન્દર્યનાં
પ્રસન્ન હૃદયે સ્વરૂપ નીરખી દૃગે પાંગળી.
હિસે સુભગ રૂપની ચમક પ્રાણ ને પંડમાં,
અનન્ત અવકાશમાં; પ્રકૃતિમાં બધે પાંગરે,
મનુષ્ય ઉરના તરંગિત અગાધ રત્નાકરે,
લસે અણુ મહાણુમાં સતત તેજ બ્રહ્માંડમાં.
કૃતાર્થ નયણાં ભરી નિરખી રૂપલીલા બનું,
ચહું ભગવતી! રહે મતત ધ્યાન સૌન્દર્યનું.

અમીદાસ કાણકિયા



# નાવિકનું ગીત

સાગરજલમાં સૂરજ ડૂબે, નભ નવરંગ છવાય;
શિશુક વિજોગણુ કુંજલડીઓ હાર મહીં ઘર જાય.
હાર મહીં ઘર જાય છે કુંજો,
સન્ધ્યાની રોવે છે રુઝો;
ધરતી પર આકાશ ઝઝૂમે
સાગરજલમાં સૂરજ ડૂબે, નભ નવરંગ છવાય!

સન્ધ્યાની ઓસરતી લાલપ, ઊતરતો અન્ધાર;
હૈયામાં અકળામણ થાતી, દાબે અણકથ ભાર.
દાબે અણકથ ભાર અનામી,
આધી ગાઢ હૃદયમાં જામી;
નજર ચડે સઘળે યે કાલપ
સન્ધ્યાની ઓસરતી લાલપ, ઊતરતો અન્ધાર!

ગહનગભીરા જલથર વીંધી નાવ ઊછળતી જાય:
ઊંધી વળી, વળી સવળી થઈ, એ આગળ ધપતી જાય.
આગળ ધપતી જાય ધમારે,
ચાંદરણાં દ્યુતિ મદ પસારે;
ધ્રુવ સામે કાંટાને ચીંધી
ગહનગભીરા જલથર વીંધી નાવ ઊછળતી જાય!



મૃગજળ પેઠે બંદર મારું છો દૂર ખસતું જાય,
તરતી, ડૂબતી ને ફરી તરતી નાવડી બઢતી જાય;
નાવડી બઢતી જાણે જ નિત્યે
વિશેષતા શી હાર્યે-જીત્યે?
જીત થકી છે ઝૂઝવું પ્યારું:
મૃગજળ પેઠે બંદર મારું છો દૂર ખસતું જાય!

દેવજી રા. મોઢા

# એચ. જી. વેલ્સ

સંપાદિત

વિશ્વવિખ્યાત બ્રિટિશ લેખક એચ. જી. વેલ્સનું ૭૯ વર્ષની વયે લંડનના તેમના નિવાસસ્થાને મધુપ્રમેહના રોગથી અવસાન થયું છે.

૧૮૬૬ના સપ્ટેમ્બરની ૨૧મીએ તેઓ જન્મ્યા હતા. ૧૮૭૯માં પોતે જ્યાં ભણતા હતા તે એકેડેમી છોડીને કાપડિયાના ધંધામાં તે પડયા. તે પછી એ શિક્ષક થયા, કેમિસ્ટ થયા અને વળી પાછા કાપડિયા થયા. ૧૮૮૩માં એ વળી પાછા એક ગ્રામર સ્કૂલમાં શિક્ષક થયા ને ૧૮૮૯ સુધી એ વ્યવસાયમાં જ રહ્યા. પણ તે પછીનાં ત્રણ ,વર્ષોમા એમણે વિજ્ઞાનનો અભ્યાસ કરી ઊંચે નંબરે પરીક્ષાઓ પાસ કરીને ઇનામો મેળવવા માંડયા. લંડન યુનિવર્સિટીની બી. એસસી.ની ડીગ્રી મેળવ્યા પછી તેઓ જીવવિદ્યાના અધ્યાપક નીમાયા, જે પદે રહીને તેમણે ફાજલ સમયમાં લેખનકાર્ય કરવા માંડયુ. સુપ્રસિદ્ધ સામયિકોમાં પ્રગટ થયેલા તેમના સમર્થ લેખોએ વાચકોનું ધ્યાન તેમની પ્રત્યે આકર્ષ્યું અને સાહિત્ય અને પત્રકારત્વના ક્ષેત્રની તેમની સુદીર્ઘ અને યશસ્વી કારકીર્દિનાં ત્યાંથી પગરણ મંડાયા.

- બુદ્ધિ અને શક્તિ તેમને અસાધારણ પ્રમાણમા વરેલી હતી. પુસ્તકો ઉપર પુસ્તકો તેઓ આપ્યે જ ગયા અને તે પણ એક એકથી ચડિયાતાં 'ટાઇમ મશીન' એ તેમનું પહેલું પુસ્તક. વૈજ્ઞાનિક વિષયો માંથી આકર્ષક વાર્તાઓ સરજવાનું કામ તે પછી થંભ્યું નહિ; જો કે વિજ્ઞાન વિષયકવાર્તાઓમાં 'ટાઇમ મશીન' સર્વોત્કૃષ્ટ ગણાય છે 'ધ ઇનવીઝીબલ મૅન', 'ધ ફર્સ્ટ મેન ઇન ધ મૂન', 'ધ વૉર ઇન ધ ઍર' આદિ આ પ્રકારની કૃતિઓમાં વાર્તાગુણ અને વૈજ્ઞાનિક ચીવટ ઉપરાંત દૂરગામી ભેદક દૃષ્ટિ પણ રહેલી હતી. વિજ્ઞાનનો અને જગતની ઘટનાઓનો જે વિકાસ થવાનો હતો તેની એમણે જે સ્પષ્ટ આગાહીઓ કરેલી તે એટલી બધી સાચી પડી છે કે એમને ખુશીથી ભવિષ્યવેત્તા કે દ્રષ્ટાને આસને સ્થાપી શકાય. એમની ક્રાન્તદર્શી કલ્પના 'ધ શેપ ઓફ થીંગ્ઝ ટુ કમ' નામના ગ્રંથમાં સવિશેષ પ્રવૃત્ત થઇ હતી પરંતુ જેમ એમની દૃષ્ટિ ભવિષ્યમાં ઊંડી ખૂંપી શકતી હતી. તેમ ભૂતકાળમાં આગે સુધી જતી હતી. 'ધ આઉટલાઇન ઓફ ધ વર્લ્ડ હિસ્ટરી' એ સુપ્રસિદ્ધ ઇતિહાસગ્રંથ એ દૃષ્ટિનું જ ફળ છે. એચ જી. ને માટે એ ગ્રંથ સોનાની ખાણ નીવડયો. બાઇબલની નકલોનું વેચાણ વધારેમાં વધારે થાય છે એમ કહેવાય છે. પણ આ પુસ્તકે બાઇબલની એ કીર્તિને ઝાંખી પાડી દીધી. એક જ વર્ષમાં એની પાંચ લાખ નકલો ખપી ગઇ હતી. આમ એચ. જી. એ ઇતિહાસ અને વિજ્ઞાનને લોકપ્રિય બનાવવામાં યશસ્વી ફાળો આપ્યો છે.

ભાવનાએ કરીને એચ. જી. વેલ્સ શાંતિ અને જગતકલ્યાણના ચાહક હોઇને સમાજવાદી વિચારો ધરાવતા હતા. ફેબીઅન સોસાયટીમાં પણ તેઓ જોડાયેલા, જો કે પાછળથી મતભેદોને કારણે છૂટા થયેલા. પણ 'વર્ક, વેલ્થ એન્ડ હેપીનેસ ઓફ મૅનકાઇન્ડ' એ ૧૯૩૨માં પ્રસિદ્ધ થયેલું ને 'ધ શેપ ઓફ થીંગ્ઝ ટુ કમ'નું પુરોગામી પુસ્તક એ ભાવનાની જ નીપજ છે. છેક ૧૯૦૫માં પ્રસિદ્ધ થયેલું 'ધ મૉડર્ન યુટોપીઆ' અને તેની પછીનું 'ફર્સ્ટ ઍંડ લાસ્ટ થીંગ્ઝ' સુધી એ જ ભાવનાને દોરે દોરે પાછા જઇ શકાય તેમ છે.

સામાજિક નવલકથાઓ અને નવલિકાઓ પણ વેલ્સે સારા પ્રમાણમાં લખી છે અને તેમાં સમકાલીન પ્રશ્નોને પણ વણી લીધા છે. 'કિપ્સ', 'એન વેરોનિકા' 'લવ ઍંડ મિ. લુઇશેમ' 'ક્રિસ્ટિના આલ્બર્ટાઝ ફાધર' આદિ નવલકથાઓમાં એણે એકેક પ્રશ્ન વણી લીધો છે.

વેલ્સ બે વાર પરણેલા. પહેલી વાર એ પોતાની જ એક પિતરાઇ ઇસાબેલ મેરી વેલ્સ સાથે જ્યારે એ

પોતે લંડનમાં વિદ્યાભ્યાસ કરતા હતાં ત્યારે પરણેલા. એ પ્રથમ લગ્નનાં અને શિક્ષક–વિદ્યાર્થી કાળનાં સ્મરણો એમની થોડેક અંશે આત્મકથારૂપ એવી 'લવ ઍંડ મિ લુઇશૅમ'માં અંકિત થયેલાં છે. એ પ્રથમ પત્ની સાથે પાછળથી છૂટાછેડા લઇને એમણે એમી કેથેરીન રૉબિન્સ, જે પોતે જીવવિદ્યાના અધ્યાપક હતાં ત્યારે તેમની વિદ્યાર્થિની હતી, તેની સાથે લગ્ન કરેલું. ૧૯૨૭માં એ બીજી પત્ની પણ મરી ગઇ. એનાથી એમને બે પુત્રો થયા છે તેમાંના એક જી.-પી. વેલ્સના સહકારમા એચ. જી એ 'ધ સાયન્સ ઑફ લાઇફ' નામનું પુસ્તક લખ્યું હતું.

જેમ જેમ ઉંમર થતી ગઇ તેમ તેમ વેલ્સનો લખવાનો છંદ ઘટવાને બદલે વધ્યો હતો 'એક્સપેરિમેંટ ઇન ઑટોબાયોગ્રાફી' અને 'એનેટોમી ઑફ ફ્રસ્ટ્રેશન' અનુક્રમે ૧૯૩૪ અને ૧૯૩૫નાં સર્જનો છે.

આ વિપુલ અને વિવિધ સાહિત્યપ્રવૃત્તિએ વેલ્સને જગતભરમાં પ્રસિદ્ધ કરી મૂકેલા, એટલુ જ નહિ, રડયાર્ડ કિપ્લિંગ, બર્નાર્ડ શૉ અને એચ. જી. વેલ્સ અંગ્રેજી સાહિત્યના ત્રણ માંધાતાઓ ગણાતા. પણ એ ત્રણેમાં ય વેલ્સની જ્ઞાનસમૃદ્ધિ સૌથી અદકી હતી.

કલ્પના અટલી બધી સમૃદ્ધ ને વ્યાપક હોવા છતા હિંદ ઉપર વેલ્સને મહેજ અવકૃપા જેવુ હતુ એમ લાગે છે. હિંદ વિશેના એમના વિચારો રૂઢિચુસ્તોને મળતા આવતા હતા. પં. નહેરૂ અને એમની વચ્ચે ૧૯૪૨ની લડત પહેલાં થયેલી ટપાટપી ભાગ્યે જ કોઇ વિસર્યું હશે

પહેલા જગતયુદ્ધથી ક્ષુબ્ધ થયેલી એમની કલ્પનાએ જગદૈક્યની મંગલ ભાવનાની તેમને લ્હાણુ કરી. પરંતુ બીજા યુધ્ધે અને અણુશક્તિની શોધે તેમની આશા ભાંગી નાખી હોય એમ લાગે છે, કેમકે છેવટછેવટમાં એમણે લખેલા લેખોમાં મનુષ્ય યોનિના વિનાશની આગાહીઓ એમણે કરી છે. એ આગાહીઓ સાચી પાડવી ના પાડવી તે મનુષ્ય-સમાજના હાથની વાત છે તથપિ જગત ઉપર વેલ્સનું જે ઋણ છે તે કશાથી ઓછું થાય એમ નથી.

'પ્રજાબંધુ'

# ગુજરાતી સાહિત્ય પરિષદ્

## સોળમું અધિવેશન

### રાજકોટ

ગૂજરાત સાહિત્ય પરિષદે શ્રી. રાજકોટ સાહિત્ય સભાના આમંત્રણનો સ્વીકાર કર્યો હોવાથી, સોળમું ગૂજરાતી સાહિત્ય પરિષદ સમ્મેલન શુક્ર, શનિ અને રવિવાર તારીખ ૧૮, ૧૯, અને ૨૦મી ઓક્ટોબરે રાજકોટમાં શ્રી ધર્મેન્દ્રસિંહજી કોલેજમા ભરવાનું નક્કી કર્યું છે. તે પ્રસગે સર્વ સાહિત્યરસિકોને પધારવા સહૃદય વિનંતિ છે.

સમ્મેલનની સાથે કળાપ્રદર્શન યોજવાની ગોઠવણ કરવામાં આવી છે. સાહિત્ય પરિષદ સમ્મેલનના આ અધિવેશનમાં (૧) સાહિત્ય (૨) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર અને (૩) વિજ્ઞાન એમ ત્રણ મુખ્ય વિભાગો રાખવાનું વિચારવામાં આવ્યું છે કળા પ્રદર્શન યોજવાનું નક્કી કર્યું હોવાથી કળા વિભાગ જુદો રાખવાની જરૂર જણાઇ નથી.

સર્વ સાહિત્યકારોને લલિત, લલિતેતર, અને બાળસાહિત્ય વિષયક નિબંધો તા. ૧લી ઓક્ટોબર સુધીમા "મંત્રીઓ, સોળમું ગૂજરાતી સાહિત્ય પરિષદ સમ્મેલન, ધર્મેન્દ્રસિંહજી કોલેજ, પો. બો. નં. ૫૪, રાજકોટ" એ સિરનામે મોકલી આપવા આગ્રહભરી વિનંતિ છે સમય ટૂંકો હોવા છતાં સાહિત્યકારો તરફથી આ વિનંતિનો સારો પ્રત્યુત્તર મળશે એવી આશા છે.

રાજકોટ
તા. ૨–૮–૪૬

કલ્યાણરાય જોષી
ત્રિભુવન વ્યાસ
હસમુખલાલ કાજી
ભુપેન્દ્ર પંડ્યા
બળદેવ મહેતા
સામાન્ય મંત્રીઓ.

# કવિ કથાઓ

## મૂળરાજ અંજારિયા

### કવિની પ્રથમ રાત્રિ

"શોભનાના સાથેની પહેલી જ રાતે હોંશ સાહેબને નિર્વેદ પાઈ દીધો દરબાર વાજસુરવાળાને કલાપીએ કહ્યું: "વાજસુરભાઈ, મેં જેને દિવ્ય ધારેલ તે તો તદન પાર્થિવ નીકળ્યું. ખેલ ખતમ થઈ ગયો."

કલાપીએ એ પ્રથમ રાત્રિની વિફલતાને પછી તુરત જ આ કાવ્યમાં ગાન :

સાકી! જે શરાબ મને દીધો
 દિલદારને દીધો નહિ;
સાકી! જે નશો મુજને ચડયો,
 દિલદારને ચડયો નહિ.

શી દિવ્યતા! શી વિફલતા! શી પાર્થિવતા! એ પ્રશ્નનો વધુ વિગતવાર જવાબ દરબારશ્રીની પાસેથી મળતો નથી. કહે છે કે, ગોપીચંદ–જાલંધર, જેસલ–તોરલ વિગેરે સંવાદોના સર્જનમાં એ પછી ઊતરી ગયેલ કલાપી જો જીવ્યા હોત તો ભજનરચનામાં જ એમની કવિતા પરિપાક પામત."

—ઊર્મિ

### હનીમૂન એટલે ?

હનીમૂન, મધુરજની, એટલે દંપતીના કૌતુહલનો અંત એમ કોઈ અજ્ઞાત ફિલસૂફે કહ્યું હતું તે આ પરથી સાચું લાગે છે.

### હું શા માટે જીવતો છું ?

"નાઈન્ટીએથ સેંચરી" (ઓગણીસમી સદી) પત્રના તંત્રી સર જેમ્સ નોવેલ પર એક ઊગતા કવિએ "હું શા માટે જીવતો છું ?" નામે કાવ્ય પ્રગટ કરવા માટે મોકલી આપ્યું.

"તમે એટલા માટે જીવતા છો કે જાતે સલામત અંતરે રહી ટપાલદ્વારા કાવ્ય મોકલી આપ્યું!" કાવ્ય વાંચ્યા બાદ મી. નોવેલે જવાબ લખી મોકલ્યો.

### કવિનો મહેમાન

સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ, કવિ કાન્ત, ને ત્યાં એક વાર પરગામથી એમના એક જૂના મિત્ર શિવાભાઈ પટેલ મહેમાન થઈને આવ્યા.

મણિભાઈ સ્હેજે અતિથીસત્કાર કરવામાં ખૂબ ઉદાર હતા. એ વખતે કેરીની મોસમ ચાલતી હતી, અને પોતાને ત્યાં ખાસ મુંબઈથી આવેલી આફુસ કેરીઓ એમણે શિવાભાઈને આગ્રહ કરી કરીને ખવડાવી; એ પછી મણિભાઈએ પૂછ્યું: "કેમ શિવાભાઈ, આ કેરી કેવી લાગી ? ખાસ રત્નાગીરીની આફુસ હતી, હો!"

"એમ કે? ત્યારે હજુ એક બે આપો." શિવાભાઈએ કહ્યું, "મેં તો અત્યાર સુધી એને પાયરી સમજીને જ ખાધા કરેલી. હાફુસનો સ્વાદ કેવો છે તે તો હવે જાણવું પડશે!" —ચિત્રપટ.

### Another Man's Poison

I NOTICE that Tennyson
 Gives his benison
To "acclaims"
As a rhyme for "Thames,"
And even Keats
Cheats
With "higher"
And "Thalia."
To me such licence seems ignominious,
But I am a literary hack, not a genius.

### હું જોરી મૂઓ છું ના!

સાહિત્ય પરિષદમાં ચાલતી મુન્શીની એકહથ્થુ સત્તા અને જોહુકમી સામે તેત્રીસ સાહિત્યકારોની સહીથી પાર્લામાં એક વિરોધ સભા કેટલાક વર્ષ પહેલાં બોલાવવામાં આવી હતી. તેમાં પરિષદ કાર્ય

તિથીએ સ્થપાય, પહેલું અધિવેશન ક્યારે કોના પ્રમુખપદે ભરાયું એ બધી વિગતો શ્રી ઉમાશંકર જોષીએ તિથીવાર આપવા માંડી ત્યારે શ્રી મેઘાણીએ ટકોર કરી :—

"તિથીઓ ઠીક યાદ કરી રાખી છે, ભાઈ."

"જોષી મૂઓ છું ના." ઉમાશંકરે હાજરજવાબ આપ્યો, "એટલે રાખવી પડે."

જોશી થઈને ય ગઈ તિથી વાંચો છો, ઉમાશંકર?

## કવિનું ભાષણ

કલકત્તાના 'સાધારણ બ્રહ્મસમાજ'માં એક વાર કવિવર રવીન્દ્રનાથનુ ભાષણ ગોઠવાયું હતું સભા-ગૃહમાં લોકોની પ્રચંડ મેદની જામી હતી. ગરમી સખત હતી. અંદરના સમાજનો બહાર નીકળવા અને બહારના સમાજનો અંદર જવા ધક્કામુક્કી અને ગરબડાટ કરી રહ્યા હતા. આથી સભાનુ કામ મુશ્કેલ બની ગયું.

આવી ગીરદીમાથી જેમતેમ માર્ગ કરી મુશ્કેલીથી મંચ સુધી તો પહોંચ્યા. ભાષણ કરવા ઊભા થયા અને ફક્ત બે મિનિટ નીચેનું ભાષણ કરી ચાલ્યા ગયા.

"જે લોકોએ આ સભામાં ન આવવુ જોઈએ એવાઓ જ અહીં આવ્યા છે, ને જેમણે આવવુ જોઈએ તેઓ અહીં દેખાતા જ નથી."

## નર્મદની શેરી

"ચાલો, મુંબઈની ચંપાગલીમા હું તમને લઈ જાઉ. હા, આમ આવો. અહીં નર્મદ રહેતો હતો આજે તમે જેને વીર નર્મદ કહો છો એ આ ઘરની અંદર વસતો હતો. ગૌશાળામાં નર્મદને કામગીરી મળી હતી એ કહેતો : "હું ય ઘાસ ખાઉં છું" એના પડોશમાં જ પ્રેમચંદ રાયચંદ રહેતા હતા. નર્મદનુ પોટલું એક દિવસ ગુમ થયું. એ પોટલામાં નર્મદની લખેલી કવિતાનાં કાગળીઆં હતાં. એમાં હતું એ કાવ્ય, "યા હોમ કરીને પડો ફતેહ છે આગે"

"આ ઉત્તેજનથી, આ કવિતાથી પ્રેમચંદ રાયચંદને એટલું બળ મળ્યું હતું કે એમને એ લખનારની મુલાકાત લેવી હતી, અને જ્યારે તેમને ખબર પડી કે એમનાથી ત્રીજા જ ઘરમાં એ કવિ રહેતા હતા, ત્યારે એમનું દિલ થનગની ઊઠ્યું. ને જ્યારે તેઓ નર્મદને મળ્યા ત્યારે નર્મદ છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો. નર્મદની પૂરી ઓળખ એ લક્ષમાં આવે એ પહેલાં તો એનું અવસાન થયું. અને આજ ચંપાગલીમાંથી, આજ કાલબાદેવીમાંથી નર્મદને સ્મશાને લઈ જવામાં આવ્યો."

"અહીં આવો, આ જ એ મકાન, પણ કેટલા ગૂજરાતીઓને આ ઇતિહાસની ખબર છે? હા, એક દિવસ અહીં, આ રસ્તા પર નર્મદ ચાલતો હતો..."

—નવી રોશની



# કવિવર દયારામ.* (ગતાંકથી ચાલુ)

મૂળજીભાઈ પી. શાહ

અક્ષયપાત્રસમા દયારામના કાવ્યસરોવરે ગુજરાત અને ગુજરાતણોને આત્માનાં અમૃત પાયાં છે ને પાય છે.

કવિ ન્હાનાલાલે દયારામની ગરબીઓની મુક્ત કંઠે પ્રશંસા કરતાં કહ્યું છેઃ

'ગુર્જરી કુંજે ભરી બંસીનો છેડણહારો તો દયારામ જ. દયારામની છે અજબ મધુરવની ફુવ્વ્ર. એનાં જ છે ગુજરાતનાં સાચ્ચાં ને સર્વોપરી Lyrics.

'જગતભરના સાહિત્યમાં-જગતભરના સંસારમાં જગતના Lyricsમાં ગુજરાતી ગરબીઓનું-ગુજરાતણના રાસનું સ્થાન અદ્દભુત છે; ને એ ગરબીઓના સમ્રાટ ગુજરાતણના હૃદયરાજની દયારામનું સ્થાન સદા અદ્દભુત જ છે.'

ગોપીનો અવતાર ગણાતા દયારામની કવિતામાં ગોપીનું જ હૃદય જાણે ન ચિરાયું હોય એમ લાગે છે. વ્રજની કોઈ ગોપી નર્મદાતટનો વિહાર કરવા માટે જ જાણે ન આવી હોય અને એના આગમનમાં 'કૃષ્ણચંદના કૌમુદી ઉજળા' ગુજરાત પ્રત્યેનું મમત્વ પણ ખાસ-કારણભૂત હોય એમ જરૂર માની શકીએ. ગુજરાતની કુંજોને પોતાનાં કાવ્યકુસુમોની છલકંતી રસછોળો ધરી એણે મઘમઘ મ્હેકાવી છે એ ફૂલોની સુવાસ ઘડી બેઘડીની નથી-દીર્ઘકાળની છે-ચિરંજીવ છે.

એકલી ગુજરાતની જ કુંજે શા માટે? એણે તો પોતાની મ્હેકંતી કાવ્યછાબો લઈ દિગ્દભરમાં પરિભ્રમણ કર્યું હતું. એ કવિ ગુજરાત માત્રનો નથી-દિગ્દભરનો છે. એની કાવ્યભાવના સર્વવ્યાપી છે. એની દિલસુરી આત્માના ઊંડાણમાંથી ઉદ્દભવેલી કોઈ બીજાનાં હૃદયને સ્પર્શ કરતાં જ જાગૃત કરે એવી છે.

કવિના ગરબીઓ સરળ, સબળ, મોહક, માર્દવભરી અને સંગીતપૂર્ણ છે. એમાં માનવજીવનના પ્રસંગોનું બારીકાઈથી કરેલું નિરીક્ષણ જણાઈ આવે છે.

વાણીના એ જાદુગરે પોતાની સુરેખ રચનાઓ દ્વારા ગરબીઓનો જે અણમૂલો વારસો ગુજરાતણોને આપ્યો છે તે આજ એક સૈકાથી ગુજરાતણોની હૃદય-મિલ્કત બની ગઈ છે.

રાસેશ્વર પ્રત્યેનો નિઃસીમ પ્રેમ, ગોપીભાવે રહેવાની તમન્ના એ બધું એ વૈષ્ણવ સુકવિએ ગાયેલી ગરબીઓમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

કવિની ગરબીઓનું બીજું મોહકતત્વ સુરમ્ય પદલાલિત્ય અને હૃદયસ્પર્શી અલંકારો ઢાળ છે. ભાવને અનુરૂપ શબ્દોનું સંમેલન કરવાની એની કલાનાં સુભગદર્શન એની ગરબીઓમાં આપણને થાય છે. યોગ્ય સ્થળે મૂકાયેલા યોગ્ય શબ્દો એની કવિતાને દીપાવે છે. એની ગરબીઓ સમાજના નીચલા થર સુધી પહોંચી ગઈ છે અને અનેક સ્ત્રીઓના કંઠનો શણગાર બની ગઈ છે, વૈષ્ણવ મંદિરોમાં ને ભજનમંડળીઓમાં તથા આપણી કુટુંબકુંજોમાં એને ગુંજારવ સદૈવ થયા જ કરે છે.

રાધા અને એની સાહેલી ગરબે રમવાને નીસરી છે. એનું સુંદર વર્ણન કવિએ કર્યું છેઃ

'ગરબો ગાવાને ગોરી નીસર્યા રે લોલ;
રાધિકા રંગીલી અભિરામ:
ગુણવંતી રે લોલ,
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ.'

*તા. ૧૯-૯ ૪૫ના રોજ સુરતના 'ગુજરાતી સાહિત્યમંડળ'ના આશ્રય નીચે પ્રો. મોહનલાલ દવેના પ્રમુખપણા નીચે આપેલું ભાષણ.

'રાસમિલન'નું રંગચિત્ર દોરતો એનો એક રાસ મનોહર છેઃ

'હાં રે! વૃંદાવનમાં થનકકાર થેઇ થેઇ,
હાં રે! મધુવનમાં થનકકાર થેઈ થેઈ;
રાધાકૃષ્ણ રમે રાસઃ ગોપી લહિ લહિ લહિ રે!
બીજું નહિ નહિ નહિ રે!'

'પ્રેમપરીક્ષા'મા તો સમર્પણભાવ, તન્મયતા અને હૃદયપ્રેમ જોવાસરખો છે. જ્ઞાન શીખવવા આવેલા ઉદ્દવજીને ગોપીઓ પ્રેમની ફિલસુફી સમજાવે છેઃ

'ઓધવજી! છે અકળગી રે! વાત એક પ્રેમ તણી,
કોઇ અનુભવી જાણે રે! ,'કહેતા ન આવે ઘણી
પ્રસૂતાની પીડા રે, વંધ્યા તે શું જાણે!
જાણ્યું તે કેમ આવે રે! માણ્યાને પરમાણે.
* * *
તમારા હરિ સઘળે રે, "અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.

પ્રણયની ફિલસુફીભરી આ ગરબી ખૂબ સમજવા જેવી છે.

એણે ગોપીહૃદયની વિરહવેદના ગાઈ છેઃ

'પ્રેમની પીડા તે કોને કહીએ રે?
હો મધુકર! પ્રેમની પીડા તે કોને કહીએ?
થતાં ન જાણી પ્રીત, જાતા પ્રાણ જાયે;
હાયકીધાં તે વાગ્યાં હૈયેઃ હો મધુકર!
ધીકીયે ઢાકવા રાત દિવસ અંતરમા;
ભૂખનિદ્રામા નવ લહિયે· હો મધુકર'

દયારામની ગરબીઓ અતિ શૃંગારી છે એમ ગણી કેટલાક એની ઉપેક્ષા કરે છે, પણ દયારામે ગાયેલો શૃંગાર લૌકિક નથી, અલૌકિક હોઇ એની કવિતાનુ મુખ્ય લક્ષણ પ્રેમભકિત છે. પ્રેમભકિતમાં તન્મય બનેલું એનું હૃદય વાણીદ્વારા ઊર્ધ્વગામી ભાવનાનાં ઉચ્ચારણ કરે છે. એ પ્રેમની પરમ મૂર્તિએ ગાયુ છેઃ
'જો કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે,
'સિંહણ કેરું દૂધ હોય તે સિંહણ સુતને ઝરે;
કનકપાત્ર પાખે સૌ ધાતુ ફોડીને નીસરે.'

એ રીતે એના શૃંગાર રસને પૂર્ણ રીતે સમજવા સરખો છે. શુદ્ધ કુંદનપાત્ર સમા પવિત્ર હૃદયો જ એના કાવ્યરસને પચાવી શકે.

શૃંગારરસની એક ગરબી છેઃ

'રાતલડી કોની સંગે રે જાગ્યા!
ઘાયલ છોજી! નેણબાણ કોનાં વાગ્યાં?'

અને ગોપીહૃદય પ્રભુને કહે છેઃ

'મુજને અડશો મા, રે મુજને અડશો મા!
આઘા રહો અવળેના! છેલા! અડશો મા!
અંકભર્યાના સમ ખાવો તો, અધર તણો રસ પાઉં;
કહાનકુંવર કાળા છો અડતાં, હું કાળી થઇ જાઉં.'

અને કવિ રસેશ-કૃષ્ણ પાસે ગોપીને ચતુરાઇયુકિત જવાબ અપાવે છે. તીવ્ર શૃંગારરસને એક નમૂનો કહી શકાય.

'હું મુજ અડતાં શ્યામ થશે તો, હું કમ નહિ થાઉં ગોરો;
ફરી મળતાં અદલબદલી, મુજ મોરો, તુજ તોરો.'

ત્યારે ગોપી જવાબ આપે છે કે કાળી થવાનું કષ્ટ નથી પણ આ નાની ઉંમરમાં લાંછન લાગશે ને બીજો વર કેમ વરશે? ત્યારે કૃષ્ણ કહે છે કે અન્યાશ્રમનું શું કામ છે? **परधर्मो भयावहः** એ ઉકિત જ આપણુ એ સ્મરણ કરાવે છે.

દયારામની ગરબીઓમાં ઊંચી ને મૌલિક છતાં હૃદયંગમ ઘણી કલ્પનાઓ જોઇ શકાય છે. ગોપી ને છેલછબીના છોગાળા બંસીવાળા કાનજીનાં કામણ અજબ છે.

'કાનુડો કામણગારો, રે સાહેલી! આ તો કાનુડો૦
રંગ ભર્યો ને રૂપાળો,
આ શું આંખડલીનો ચાળો; રે સાહેલી! આ તો કાનુડો૦
રંગે રાતો મદમાતો,
વાંસલડીમાં ગીત ગાતો
નેણ શું કરે છે વાતો, રે સાહેલી! આ તો કાનુડો૦

અને પછી એવા અલબેલા જાદુગરને સંબોધીને કહે છેઃ

અખિલાનંદ દાયક આલમેલો છેલો, તું તેને
સુખદેણી રે લોલ.
કીરતિકુમારી પ્રભુવાન દુલારી પ્યારી,
ગોપમહેશની માતા રે લોલ;
તેં ગિરધર તારા ચરણ સેવે છે, જેનાં સેવે
ચરણ શિવ ધાતા રે લોલ.
શ્રી મહાલક્ષ્મી અંશ વિભૂતિ, જગસુંદરી
શિવાદિક નારી રે લોલ;
કહાં લગી વરણું રૂપ રાધા રૂપળી, તે કમળા
તે કળા તારી રે લોલ'

વેદ સરિખા જેનો ભેદ નથી જાણતા, મોટા મુનિઓ જેની ચરણરજ લે છે એવા શ્રીકૃષ્ણે જેને હૈયાનો હાર માની છે એવી રાધિકાનું રૂપ વર્ણવવા કવિએ કમાલ કરી છે.

એની રૂપના ગર્વથી છલકાઈ ગયેલી રૂપગર્વિતા રાધા-કૃષ્ણને મોહ પમાડી પોતાની પાછળ પાછળ ફેરવે છે અને કહે છે.

'હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું?
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું.
હું જાઉં જળ જમના ત્યાં પુઠે પુઠે આવે;
વગર બોલાવે વ્હાલો બેડલું ચડાવે.'

એની સાથે રાધિકા ઝગડે છે, તરછોડે છે છતા પણ એ રીસાતો નથી.

'દૂર થકી દેખી વ્હાલો દોડયો આવી દોરે;
પોતાની માળા કાઢી પહેરાવે મારી કોરે.'

કૃષ્ણની પાછળ ઘેલી થયેલી વહુને સાસુજી શિખામણ દે છે:

'શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે;
આવડો શો આસ ગો રે, શામળિયાની સંગે?'

વહુ પણ સસુથી ઉતરે એવી નથી. પોતાનાં 'ગંગાજળ સરખાં વિશુદ્ધ' (!) સાસુને કહે છે કે કમળો હોય તે પીળું જ જુએ. કારણ કે પ્રભુ પ્રત્યેની પોતાની સાચી ભાવના સાસુના વહેમી હૈયામાં શંકાઓ જગાવતી હતી. એ એની સાસુને જવાબ આપે છે:

'કહો છો એવાં હોશો રે, ત્યારે એમ સૂઝે છે;
દોષ પ્રભુમાં શો દીઠો રે? જેને જગ પૂજે છે.'

સ્ત્રીહૃદયના ભાવો દદી, વ્યવહારિકપણે કવિએ સરસ રીતે રજૂ કરી જાણ્યું છે.

કવિનો પ્રભુ પ્રત્યેનો પ્રેમ અલૌકિક હતો પોતાના જીવનને સાર્થક કરવા માટે કવિ પ્રભુ પાસે માગી માગીને પ્રેમરસની જ માગણી કરે છે. એને બીજા કશાની જરૂર નથી, — તમા નથી. મુક્તિ પણ વાંછતા નથી.

'પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈ જાંચુ રે;
મુક્તમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે.—
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગી નવંભ જો રે,
અમો રાજના ખાસા ખવાસ, મુક્તિ મતના આવો રે,—
નિસ નીરખીએ નટવર રૂપ રે, હોસ હૈયામાંથી રે;
મન માન્યુ મળે સહુ સુખ રે, તે એકતામાં કયાંથી રે.—
દિવ્ય રૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિ રે;
બોલે અનુચિત માનિક મુગ્ધ રે, તે નરકનિવાસી રે.'—

ગોપીને વ્રજભૂમિ જ વ્હાલી લાગે છે. એને વૈકુંઠમાં જવાની ઈચ્છા નથી:

'વ્રજ વહાલું રે! વૈકુંઠ નહિ આવું;
ત્યાં નંદકુંવર કયાથી લાવું રે? વ્રજ૦
ત્યાં શ્રી વંદાવન રાસ નહિ,
વ્રજ વનિતા સંગ વિલાસ નહિ;
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નહિ વ્રજ૦
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું,
મને ન ગમે બ્રહ્મસદન અડવું;
ધિક સુખ જેને પામી પાછું પડવું. વ્રજ૦

આ રીતે પ્રેમભક્તિના પૂજારી દયારામનું સ્થાન ગરબીઓના પ્રદેશમા અનેક રીતે અજોડ છે. એની કલ્પના થનગનતી હૃદયની ઋજુતાભરી ગરબીઓ મોહક લાગે છે. ગુજરાતી નારીજીવનમાંના માધુર્ય, રસિકતા ને કોમળતા દયારામની ગરબીઓમાં સભર ભર્યા છે. ભણેલી કે અભણ કોઈ પણ ગુજરાતણ

દયારામની ગરબીથી-ભાગ્યે જ અજાણ્યો હશે. એની લોકપ્રિયતાનો એથી બીજો-કયો પુરાવો જોઈએ? રસો વૈ સઃ નાં રસદર્શન એટલે જ દયારામની પ્રેમ-રંગી કવિતા. કારણ કે એની કવિતાનો આત્મા પરમ પ્રેમ છે.-એ પ્રેમ જુવાનીના ક્ષણિક ઉભરાવાળો પ્રેમ કે ઉન્માદ નથી; પણ મનુષ્યોને સાચી માનવતા શીખવે, માનવમાંથી દેવ સર્જે એવો નિર્મળ, શાશ્વત અને પ્રભુતામય છે.

શ્રીહૃદયની કમનીય ભાષા ભણીને જ જાણે કવિ ન જન્મ્યા હોય. એમ એમની નૈસર્ગિક કાવ્ય રચનાઓ સાક્ષી પૂરે છે.

'સ્નેહ શાસ્ત્રમાં એક વજની શ્રી સુજાણ જો!
મોટા પંડિતને પણ એ વાત છે અજાણ જો''

એના જમાનામાં પ્રચારનાં સાધનો અલ્પ હતાં. મુદ્રિત સ્વરૂપે પુસ્તકો છપાવી પ્રસિદ્ધ થાય એ સ્થિતિનો સંભવ જ ક્યાં હતો? રેડિયોનું તો સ્વપ્નું યે ન હતું. આવી પરિસ્થિતિમાં કવિની કવિતા ગુજરાત ભરમાં અને એથી દૂર દૂર હિંદભરમાં ઘૂમી વળી છે એ શું બતાવે છે?

ગુજરાતની રસઘેલી ગુજરાતણોએ એની કવિતા બરણીની મધુરપ પીધી છે ને હજુ પીએ છે.

પ્રેમભક્તિનો અખંડ દીપ નિરંતર જેના હૈયામાં પ્રગટ્યો હતો તે કવિ અંત સમયે પોતાને ન છોડી દેવા પ્રભુને વિનંતિ કરે છે. અહીં એની દીનતાનાં દર્શન થાય છે:

'મારે અંતસમય અલબેલા, મુજને મૂકશો મા'
મારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો મા!'

અને એને સંપૂર્ણ શ્રદ્ધા છે કે પ્રભુ એને નહિ જ છોડે. પોતાનો વ્હાલમો ક્યાં વસ્યો છે તે એ જાણે છેઃ

'નિશ્ચેના મહેલમાં વસે મારો વ્હાલમો રે!
સતસંગ દેશમાં ભક્તિનગર છે,
પ્રેમની પોળ પૂછી જાજો રે!
ગ્રહે તાવ પોળીઆને ભળી મ્હોલે પેસજો રે.
સેવા સીડી ચડી ભેળા થાજો રે!'

અને એના કહેવા પ્રમાણે

ધન્યભાગ્ય તેનું ત્રિભોવનમાં,

જેને હરિના સંગીનો સંગ છે,

ખરેખર દયારામ પરમ વૈષ્ણવ હતો. પ્રેમનો પરિવ્રાજક હતો. અમરપંથનો યાત્રાળુ હતો. પ્રેમભક્તિની બંસીનો બજવૈયો હતો સાચું જીવન જીવી જાણનાર, એ મહાન ગુજરાતી હતો. આપણા કાવ્યનભોમંડળનો ચંદ્ર હતો—જ્યોતિર્ધર હતો. એની કવિતાના શીળા તેજ આજ અનેકના હૈયાને અજવાળી રહ્યા છે.

આવા મહાન ભક્તકવિની જયંતી ઉજવી સુરતની સાહિત્યરસિક જનતાએ એના પ્રત્યેનો પોતાનો સદ્‌ભાવ દર્શાવ્યો છે જે પ્રશંસાપાત્ર છે, આ રીતે પ્રતિવર્ષે સુરત આ ભક્તકવિની જયંતી ઉજવવાની પ્રથા ચાલુ રાખે એ ઇચ્છવાજોગ છે

આવા એક પરમ વૈષ્ણવ સુકવિ ભક્ત દયારામ ભાઈને હું પણ અંતરની અંજલિ આપી મારું વ્યાખ્યાન પૂરું કરું છું

અજર અમર તુજ નામ,

દયારામ ! અજર અમર તુજ નામ.

રેવા તીરે બંસી છેડી, ગાયાં ગીત અનેક;
પ્રેમભક્તિના પુનિત પૂજારી, સાચી તારી ટેક
દયારામ !

દર્ભાવતીને દ્વારે તે તો, દાખવ્યો પુણ્ય પ્રભાવ,
જીવનકવનમાં તે તો ઝીલ્યો, સાચો ગોપીભાવ.
દયારામ !

માર્દવભીની પ્રેમ ઝરતી, ગરબીના ગાનાર;
તંબૂરાના તે તો છેડયા, રણઝણતા રસતાર.
દયારામ !

ગુર્જરગિરા ગીત નિકુંજે, રાચે ઉર ઉલ્લાસ,
અંજલિ આપું કવિવર ઉરથી, પ્રેરો રસના રાસ.
દયારામ !

(સંપૂર્ણ)



ડૉ. હરિપ્રસાદ દેસાઇ

[ (તા ૧૦-૮-૪૧) નાસિક જેલમાં ગાંધીમંડળીના એક શીવા કાકા હતા. તેમની સજા પૂરી થવાથી વિદાયમાન આપવામાં આવેલું તે પ્રસંગે કાકાની સેવાઓનું, વાંઢા હોવાથી એમનાં જેલમાં નાટકી લગ્ન કરાવી આપેલાં તે પ્રસંગનું, રસોડામાં જઈ પાતે બધાને માટે સારી રસોઇ કરવી આપતા તેનું વગેરે ગુણાનુગાનનું આ કાવ્ય છે.

ઓફીસમાંથી ખુરશી આણીને વાંસોથી બાંધી પાલખી બનાવીને કાકાનું સરઘસ કઢાવવામાં આવેલું અને છેવટે આરતી ઉતારવામાં આવેલી આ કાવ્યમાં એની હકીકત-વર્ણનાત્મકરૂપે આપવામાં આવી છે.

કાકાને વિદાય આપ્યા પછી બીજે દિવસે એમના જતા પહેલાં આ કાવ્ય બધી મંડળી સમક્ષ કાકાને વચમાં બેસાડીને ગાવામાં આવ્યું હતું. —હરિપ્રસાદ દેસાઈ ]

## કાકાની વિદાય

ઉથલો ૧

કર જોડું હું. શારદા, ગણપત લાગું પાય,
નવયુગનો મહિમા કંઇ, ગાવા બુદ્ધિ સ્હાય,
કારાગૃહ નાસીક વિષે, પંચવટી સુખધામ
ગાંધીગુરુકુળ જામિયાં, કૃપાળ દુશ્મન ઠામ—

૨

રામા! રામા! રામા! રઘુપતિ રામા—

અનુષ્ટુપ ૩

વ્યક્તિ સ્વાત્યંત્રને સ્હાતાં,
યુવકોયુવતિ બધાં,
લગ્નને દિવસેથી તો,
જુદાં ઘર જમાવતાં
તે અને તેણી માત્રેથી,
શોભતું ઘરઆંગણું;
બાળગોપાળના નાદ
માગતાં નહીં દંપતિ—
બહુ તો કુતરાં રાખે,
તે શું ગેલ કર્યા કરે,
મુરબ્બી મુરબ્બાંને એ
દોઢ ગાઉ ધકેલતાં
પરન્તુ જેલમાં આવી,
અભિમાન સ્વદેશનું—
જાગતાં, સ્હમજ્યાં લાગે
રહસ્યો રૂઢિ પ્રાચીન—
સંયુક્ત કુળની સંસ્થા,
જમાવી; જેલને વિષે.
મામા, કાકા અને બીજા—
મુરબ્બી, ઠરાવ્યા અહીં:
સગાં ભાંડુ સમાં ભાઈ
બન્ધુથી અધિકાં ગણી
સ્નેહના સુતરે બાંધ્યાં
ઉચ્ચ આદર્શ પ્રેમના!

૪

ચાળીસ વર્ષ રોજ હળીમળીને
"સહનાવતુ ને સહનૌભુનક્તુ."

રાગ ઓખાહરણનો ૫

ચંપાગલી મુંબાઈ થકી આવ્યા,
દીપચંદસુત પટવા શીવા;
બત્રીસ લક્ષણા વૃદ્ધજુવાન,
જુવાનોમાં વાધ્યાં જેનાં માન
પાકશાસ્ત્રમાં પ્રવીણ ડોસા
કાકા કહીને રસોડામાં પેસ્યા—

મા મરજો ને જીવજો મારી
એવી ખ્યાતી થવા લાગી ખાસી !
બાપ કરતાં વધી ગયો કાકો
નિત્ય ચૂલે તપી થયો પાકો
રાતો ચોળ ત્રાંબા જેવો લાગે,
માર્યે ટકોરો રણુકો વાગે.
પછી તો શું વધ્યા એનાં માન ?
કવિ જોડે નવાં નવાં ગાન–
ભાડે માગવા લાગ્યા લોક
મોડા ઊઠે તો પડતી'તી પોક
માની લાડકા લગન કીધાં
વ્હેવાણુ વેવલીએ હેત દીધાં
સુખે ચાલતો સંસાર એમ,
કાકા રાખતા હેમ ને ક્ષેમ–
જતા ખુશીખુશાલીમાં દા'ડા
નોકર શાહો આવ્યા એમાં આડા

હરિગીત ૬

સાચા હશે જે, બાદશાહ
નહીં માન જેવા પામશે
તેવાં વિદાયી માનદેવા
સૈનિકો ભેગા થશે
નિશ્ચય કરી એ રીતનો
દૂધપાક ભોજન આપવા
દિન આગલે મુગટ ગુંથ્યા
રે, હાથી હોદે સ્થાપવા–

૭

હાથીઘોડા પાલખી
જે કનૈયાલાલકી (૨)
કાકો બન્યો કેવો
જેવા જેવો—
ઉપડી સવારી
જોવા નથી નારી
કીર્તન કીધાં
ઓવારણાં લીધાં
કોઈ કૂદે કૂદે
કોઇ પગ છૂંદે
ફુલો ફુલો પુલો
મોગરા ને ગુલો
કાકા જાણે સૂરજ
બિંબ પડે બૂરજ

૮

જે જે રામજી ! પટવા કાકા !
મામા બેઠી તૂટે ટાંકા (૨)

૯

આનંદ મંગળ કરું આરતી
પટવા કાકા શીવા
અંધારે ભીંને અથડાતા
આવ્યા લ્હેમે દીવા—આનંદ,
ગાંધીસેનાના સૈનિકો,
અહિંસા યુધ્ધે આવ્યા
તે સૌને લ્હેં પ્રેમે જીત્યા
અમૃત આપ્યાં પીવા—આનંદ
ખામોશી ને સ્વાર્થત્યાગની
સાચી તારી સેવા—
સંગ ન છુટે ચાચા મોરા–
જન, માણી સેવા—આનંદ

**સમાપ્ત**

આગલા હપ્તા માટે જુવો જાન્યુઆરી ૧૯૪૬ અંક

## ખુલ્લું પત્ર

(દિ. બ. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે પ્રવૃત્તિ સંઘના સંચાલક શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ પર મોકલેલ એક પત્રની નકલ અમને પ્રસિદ્ધિ અર્થે મોકલી આપતાં એ પત્ર નીચે રજુ કરેલ છે. તંત્રી)

શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ,

પ્રવૃત્તિ સંઘ, ૮૩ માપલા મહાલ, મુંબાઈ ૪.

ભાઈશ્રી,

પ્રવૃત્તિસંઘ સંસ્થાને આશરે શ્રી અનસૂયા મ્હેતા આદિએ "કાવ્ય ત્રિવેણી" એ ત્રણ જાહેરસભાઓની જાહેરાતનું છાપેલું પત્તું મ્હને મોકલાવ્યું, તે મ્હને વખતસર મળી ગયું છે.

એ સભાઓમાં કવિઓ સ્ત્રીકવિઓ એક પછી એક સંભળાવવાનાં છે, તે દરેક પોતાનાં જ કાવ્યો સંભળાવશે એમ જણાય છે.

કાવ્યશોખીન કવિઓ પોતાને બદલે આવી સભાઓમાં પોતે જેને સાચા સારા અડિયાતા, લોકોમાં અદ્યાપિ થયા હોય તે કરતાં વધુ જાણીતા થવા જોઇએ એવા, કવિઓ ગણતા હોય, તેમની કૃતિઓ સંભળાવે, તે વધારે યોગ્ય નહીં? વળી આ "ત્રીવેણી" તો નવે નામે મુશાયરા જ ને?

આત્મશ્લાઘા પ્રાણીમાત્રને કુદરતી, કિશોર અને નવયુવક નવયુવતી તે વિશેષ કુદરતી, એમ માનસશાસ્ત્રીઓ આપણને ચેતવે છે.

કવિ સ્ત્રીકવિ પોતે પોતાની કૃતિ સંભળાવે, લોક સાંભળતાં ચ્હેરા ઉપર ઉલ્લાસ આણે, વચ્ચે વચ્ચે અને આખરે તાળીઓ પાડે, વગેરે વગેરે કવિતા માટે સાચી આસક્તિના પ્રકાર ગણાય, કવિતાશોખ અને સારી કવિતાની કદર ફેલાવવાના ઉચિત ઉપાય ગણાય, કે હું સૂચવું છું તેવી સભાઓ જેમાં કવિઓ કે કાવ્યશોખીઓ કે કાવ્યાભ્યાસીઓ પોતાને જે વધારે જાણીતી થવા યોગ્ય કવિતા લાગી હોય, તેવી કોઈ બીજાની જ કૃતિઓ સંભળાવે તે?—એ બીજો મુદ્દો પણ વિચારશીલ કવિતાભક્તો ધ્યાનમાં લેશે એવી આશા રાખું છું. તા. ૨૪-૮-૧૯૪૬

બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના જય જય

**ગ્રાહકોને:** જે ગ્રાહકોને દરેક માસની તા. ૧૫મી સુધીમાં અંક ન મળે તેમણે "કવિતા-વિલેપારલે" એ શિરનામે અલગ કાગળ લખી નાંખવો. કમનસીબે ટપાલખાતાની કેટલીક ગડબડને કારણે અંકોની ફરિયાદો મળતી જ રહે છે. તે છતાં અમારી પાસે જ્યાં સુધી અંકોની સિલક હશે ત્યાં સુધી એ ગ્રાહકોને અમો અંકો મોકલતા રહીશું. અંક ન મળ્યાની ફરિયાદ તા. ૧૬મી અથવા તે પછી જ કરવાની વિનંતિ કરવામાં આવે છે. લાંબા ગાળા પછી જો ફરિયાદ કરવામાં આવશે તો અંક કદાચ સિલકમાં ન હોય તો અમારે દિલગીરી બતાવવાનો એક જ માર્ગ રહેશે—જે પરિસ્થિતિ અમે ઇચ્છતા નથી.

# નૌતમ : આવતી પેઢીના કવિઓ

ફોલક

'નૌતમ' તખલ્લુસે જાણીતા થયેલા અને આ અગાઉ બાળકાવ્યોનાં બે પુસ્તકો પ્રગટ કરનાર શ્રી મોહન ઠક્કર વિદ્યાપીઠના ગ્રેજ્યુએટ છે. એમની કવિતાઓ પ્રાસાદિક છે, વિશદ અને સચોટ છે. આ ત્રિગુણાંકિત કવિતા સર્જક "નૌતમ"નું જીવન પણ કવિતા સમું છે. આજથી ૨૩–૨૪ વર્ષ પહેલા કરાંચીના બજારમાં એમના પિતાશ્રી રેંકડી ફેરવી પોતાની આજીવિકા મેળવતા. તે વખતે ગરીબીએ એમને ઘરે ઠૂંઠથી વાસ કર્યો હતો કવિનાં માતુશ્રી એમને ખૂબ નાનપણમાં મૂકીને ગુજરી ગયેલા ત્યારે પિતા આ નાના બાળકને રેંકડીની ઉપરના ભાગમા જાતજાતની વેચવાની વસ્તુઓ મૂકતા અને રેંકડીની નીચેના ખાનામાં એને સૂવાડી રાખતા કારણ કે એ બાળકને ઘરે સંભાળ લેનાર કોઈ નહોતું. એ બાળક આજે ગુજરાતની સર્જન ઇમારતમાં અક્ષરોના સાથિયા પાડે છે ત્યારે કોઈનું પણ હૃદય પ્રફુલ્લિત થાય તો નવાઈ નહિ. એઓ 'દમામ'માં નથી માનતા પણ શાંત રીતે પ્રસિદ્ધિના વિશેષ શોખ વગર પોતાનું લખ્યે જાય છે. એઓ કવિ છે તેની જ સાથે એક અચ્છા નવલિકાકાર છે. એક અભ્યાસી તરીકે પણ એઓ ખૂબ મહેનતુ અને બહુશ્રુત છે. "પ્રતિકાવ્યો" એ વિષય પર લખેલો એમનો નિબંધ ગુજરાતી સાહિત્યમાં કોઇ પણ વિદ્વાનનું ધ્યાન ખેંચે એવો છે. એમનો કાવ્ય સંગ્રહ પણ ટૂંક સમયમાં પ્રગટ થનાર છે. અહીં પ્રગટ થયેલાં છએ કાવ્યોમાં એમની હથોટીનો વાચકને ખ્યાલ આવશે. ગીત કહો કે વૃત્તબદ્ધ કૃતિ કહો–સોનેટ કહો કે રમુજી કાવ્ય કહો પણ દરેક કૃતિમાં એઓ કોઇ પણ કસોટીમાં પસાર થવાને લાયક છે તેની ખાત્રી કરાવી જાય છે.

## પરોઢિયે

પૂર્વ આકાશમાં રંગટશરો ફૂટી
  ઝાકળે તેજનાં ગાન ઢૂક્યાં:
સામી શેતૂરની ડાળીએ ક્યાંકથી
  બુલબુલો આવી મીઠું ટહૂક્યાં!
તણખલે ઊઠતાં સ્મિતનાં ખંજનો
  વાદળાં યે થતાં ગીત–લીન
'ટીહુ' સ્પર્શે ઉરે જાગતાં સ્પંદનો
  રણઝણી ઊઠતું મૂક બીન!
વિલસી ઘડીબેઘડી રંગટશરો વ્હીલે
  બુલબુલો ઊડી જાયે અહીંઠાં;
કિન્તુ હૈયામહીં ચારુતા એ ખીલે
  પંડથી રહે એ 'ટિહૂ'-ગાન મીઠાં!

## હરિન્દ્રને—

કવીન્દ્ર! તારાં કવને અનોખાં
લાધ્યાં મને દર્શન રુદ્ર–રમ્યનાં:
સરસ્વતી બીનની મંજુ ઝંકૃતિ,
ને ધૂર્જટિ કેરી કરાલ ખંજરી!
આ નાટિકામાં, અહીં કાવ્ય મુક્તકે
છે સાથિયા પ્રેમલ ભાવનાના:
તો ત્યાં વળી પુણ્યપ્રકોપ ધીખતો
જ્વાલા સમો પાવક ને પ્રચંડ!
સન્ધ્યા ઉષાની સુષમા સલૂણી
દેતો કરી મૂર્ત તું ગીતકાવ્યે:
ને યાતના પીડિત શોષિતોની
છંદે ઝીલી જીવન–કાન્તિ પ્રેરતો!
હે ક્રાન્તદર્શી કવિ, પ્રેર જીવને
કરાલ ને કોમલની ઉપાસના!



# ભૂલકું આવ્યું !

ભૂલકું આવ્યું, ભૂલકું આવ્યું, ભૂલકું આવ્યું રે,
આંગણે મારે, આજ સવારે ભૂલકું આવ્યું રે !

પંખી શું કિલ્લોલતું આવ્યું,
નિર્ઝર શું હિલ્લોળતું આવ્યું.

ગાન જગાવ્યું, તાન ચગાવ્યું,
જીવનમાં તોફાન જગાવ્યું.

આવ્યું એવું મન લોભાવ્યું; ભૂલકું આવ્યું રે !
આંગણે મારે આજ સવારે ભૂલકું આવ્યું રે !

ફૂલકળીશું હસતું આવ્યું,
બીજ ચાંદાશું લસતું આવ્યું.

મ્હોરતું આવ્યું, ફોરતું આવ્યું,
ચારુસ્મિતે ચિત્ત ચોરતું આવ્યું.

આવ્યું એવું અંતરે ભાવ્યું, ભૂલકું આવ્યું રે,
ખોળલે મારે પ્રેમલ ક્યારે, ભૂલકું આવ્યું રે !*



*ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર ઝરમરમાંથી





# ઘરે બાહિરે !

"અવસ્થા થવા છતાંયે શી ફૂલગુલાબી કાન્તિ
જીવનોદ્યાને પ્રફુલ્લ જોબન-બહાર !
તાકાત, તંદુરસ્તી ને તાઝગી ટકાવી રાખી
કહો ભલા એવો તે શો સાધ્યો ચમત્કાર ?"

પૂછો છો તો લ્યોને કહી દઉં મર્મ એ બધાંનો
સંકોચ શેં રખું તમ કને તલભાર ?
ચતુર સુજાણ બધુ સાનમાં સમજી જશો
ટૂંકમાં જ કહું છું તે સુણો દિલદાર !

પરણી ઊતર્યાં તે દિ'નો અમ દંપતી વચ્ચે
અચૂક પળાતો રહ્યો અલિખ્યો કરાર:
મિજાજ હું ખોઉં ત્યારે રસોડે ભરાવું એણે
કોપે એ કે ચાલ્યા જવું મારે ઘરબા'ર !

અવારનવાર આમ 'ઘરે-બાહિરે' હું ઘૂમ્યો
તાજી શુદ્ધ હવા ખાતો, મારતો લટાર:
અનાયાસ એથી મને અકલ્પ્ય આ લાભ મળ્યો
ડોસલો થયો છતાંયે ચાલું છું ટટ્ટાર ! *



*એક ટુચકા પરથી

# પગદંડીને પંથે

"પગદંડીને પંથે"માં અહીં સાતેક કૃતિઓ રજુ કરીએ છીએ. એની વિસ્તૃત ટીકા કરી શકાતી નથી તે બદલ ક્ષમા. ઉપરટપકે પણ આ કૃતિઓમાંથી 'વસમી વિદાય,' 'બેનડી,' 'સત્પ્રેમ-સંયોગ', ધ્યાન ખેંચે તેટલી સારી છે.

---

## વસમી વિદાય

સાહેલી ગૂંથ્યા સેંથલિયે પૂરી સિંદુર રેલ
ભાલે લખ્યા હશે ઉજ્જવલ વિધાતાએ લેખ
અબોલ ઉર અંબોડે બોલે ગજરે ગૂંથ્યાં બકુલ
કંઈ કોકિલ વરમાળે મ્હેકે મોગરિયાનાં ફૂલ
એનાં જીવન શાં પ્રફુલ્લ.

હાલણુ ઝોલણુ ઉરમાં આજે રેલે પૂનમપૂર
અદીઠડું ને અબૂઝ ઉર કો ખેંચતું દૂર દૂર
સ્નેહે ખેંચતું સુદૂર

સરખી સરખી સહિયર ભાવે વિદાય ગીતો ગાય
ચમકતી તારલી શા ચાંદલે અક્ષત પણુ સોહાય
ઉરમાં, ઉમળકા ઉભરાય–

રણુઝણુ મંજીરાંથી મંજુલ કંકણુના રણુકાર
ઓઢણુલીના છેડલે ઝુલંતા જીવનનાં ઝંકાર
એના બાલ્યસ્મૃતિ ઝંકાર

કોકિલ શી કલ્લોલતી મસ્તી વિદાય સાથે વિલાય
ધમધમતી પિયરિયે પગલી પોટલીમાં બંધાય
માનાં લાડ હવે બંધ થાય!

અહો! બાલિ કેરે સોણુલે જોબનિયું લહેરાય
તો યે ગોઠડી છાંયડીવંતુ પિયર નવ છોડાય
એવી વસમી આજ વિદાય

અમૃતભર્યા ગાતઅંતરે પ્રેમઝરણુ છલકાય
પ્રેમસીંચનથી પાંગર્યું એનું ફૂલડું એ દૂર જાય–
માની આંખ થકી દૂર થાય–

પિતા કેરે ગોખલે બેસી સાંભળ્યાં'તાં કૈં ગીત
સ્નેહસ્વાર્પણ ને ત્યાગ કેરા એવા આદર્શથી અંકિત
સાંભળે એને એ નીતનીત–

લાડીલા વીરની વાડીમાં ખીલ્યાં મોગરિયાનાં ફૂલ
સુકોમળ એથી યે સાંભરે વીરનાં પ્રેમલફૂલ
મોંઘાં વહાલભર્યાં અણુમૂલ

વિદાય લેતાં સાંભરી આવ્યો પિયરપ્રેમ પમરાટ
ઊર્મિલ અંતર ઉભરી ચાલ્યું આંસુને છલકાટ
વહાવે જીવનકેરે ઘાટ

શરમ સંયમ કેરી સાડી સાસરિયે મોહંત
બંધ થશે હાવાં ઓઢણી કેરી મસ્તી કલ્લોલવંત
એવી મસ્તી સૌરભવંત–

અજાણુ ને અણુબોલ્યાં ઉરને જીવનદોર સોંપાય
પિયરપાલ્યાં પ્રેમભીનાં મૌક્તિક બેંક વેરાય
અશ્રુમોતી આજ વેરાય

નવપંથે પગલી પાથરશે પ્રેમપ્રકાશ અનંત
ઉરમંજરી મહેકી ખીલવશે નવજીવન વસંત
સાચા સ્નેહે સૌરભવંત–

રમેશ પટેલ





# મહિયર મોંઘું મોરૂં રે

લાખેણાં જીવનમાં મોંઘેરૂં મહિયર
સાસરીઆ જૂથમાં લાડીલું મહિયર
મહિયર મોંઘું મોરૂં રે.

મહિયરની મમતાનાં સોણલાં સંભારતી
ભાડુની પ્રીત ઉર સ્મરણો જગાડતી
સાત સાત બાંધવની માંડ કરી બેનડી
મહિયર મોંઘું મોરૂં રે.

બાપુની આંખડી ને શામળિયા વાનના
જનેતાની અણસારે વીરા લેરખડા
પગલે ને પાંપણે વિસર્યા વિસરાય ના
મહિયર મોંઘું મોરૂં રે.

ખોબલે ને થોબલે અઢળક કરિયાવરે
અભરે ભરાય મારે ઓરડે ઉબરે
"ખમ્મા વીર !" વેણુ મારે હૈયે ને હોઠડે
મહિયર મોંઘું મોરૂં રે.

બાપુના જીવનની રંગેલ ચૂંદડી,
ડગલે ને બોલડે પળતી મમ માવડી
સાત સાત ઓરડા શોભાવતી ઘર-દીવડી
મહિયર મોંઘું મોરૂં રે.

સાગરસા ધીર ને ગંભીર વેણલે
ટોડલેથી સાહતા બાપુ ફૂલબોલડે
ઘૂમરકે ઘૂમતી ઘરરાણી રીઝતી
મહિયર મોંઘુ મોરૂં રે.

રાણી હું મહાલતી સુખડાં સંસારનાં
સ્નેહ ને સુવાસના ઝૂલે રસ-પારણાં
ઉગે ઉર આશ મારી ફૂલી કે ફાલતી
મહિયર મોંઘું મોરૂં રે.

હેતભર્યું હૈડું ને નેહભરી આંખડી
પ્રેમભરી છલકાતી પ્રીતમ ઉરપાંખડી
નણદી બટ–ભોગગની નમણી છે વેલડી
મહિયર મોંઘું મોરૂં રે.

આનંદેશ

# શ્રી રતુભાઈ દેસાઈ (પરિચય)

મધુસૂદન એમ. એ.

ગાંધીયુગના કવિઓમાં ગાંધીવાદી કવિઓની એક મંડળી. એ મંડળીમાં શ્રી રતુભાઈ દેસાઈ એક. શ્રી સ્નેહરશ્મિ, શ્રી ઉમાશંકર, શ્રી શ્રીધરાણી, શ્રી સુન્દરમ્, શ્રી માણેક, શ્રી રતુભાઈ દેસાઇ એ સૌને એક યા બીજી રીતે ગાંધીવાદી કવિઓ તરીકે ઓળખાવી શકાય.

શ્રી રતુભાઈ અન્ય કવિઓની જેમ કોઈ વિદ્યાપીઠના પદવીધર નથી. રાષ્ટ્રીય શાળામાં તાલીમ મેળવી પોતાની અસાધારણ' પ્રતિભાથી એઓ બહાર આવ્યા. એમણે પ્રવેશ કર્યો રાજકારણ ક્ષેત્રે.

એમણે રાજકારણમાં પ્રવાસ કરતાં સાહિત્ય પર મીઠી નજર નાંખી–પરિણામે "સ્મરણ મુકુર" એ નામનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું. શ્રી રતુભાઈની બાબતમાં એક અનોખી ઘટના બની. અન્ય કવિઓ સત્યાગ્રહના ગણેશ મંડાયા પહેલાં જ સાહિત્યક્ષેત્રે સુપ્રસિદ્ધ હતા અને તેમણે કારાવાસમાં જઈને વધુ સાહિત્યસર્જન કર્યું. શ્રી રતુભાઈ કારાવાસ જતાં પહેલાં અજ્ઞાતવાસમાં હતા. જેલમાં એમણે બંગાળી, ઉર્દૂ, મરાઠી ભાષાઓની તાલીમ લીધી. 'અન્ય' કવિઓના પરિચયનો સંસર્ગ સાંપડયો. એઓ પણ સાહિત્યકાર થયા. જેલમાં લખેલાં એમનાં કાવ્યો આજે 'કારાવાસનાં કાવ્યો' માં અનોખી ભાત પાડે એટલાં મનોહર છે. એ ભાત કાવ્યો પ્રગટ થતાં આપમેળે પ્રત્યક્ષ થશે. પણ શ્રી રતુભાઈને સાચા કવિ બનાવ્યા હોય તો તે એક જીવનઘટનાએ. એઓ કારાવાસમાં હતા ત્યારે ગૃહાંગણે એમની માતાનું અવસાન થયુ. આ કરૂણ ઘટનાએ એમને એક ઊંચી કક્ષાના કવિ બનાવ્યો. જેમ પથ્થરમાંથી ઝરણું નીતરે – ધરતીમાંથી અમીઝરણું પ્રગટે, રેતીના રણમાં એક વીરડી ઝળકે–તેવી જ રીતે એમના જીવનમાં કાવ્યનું અમીઝરણું વહેવા માંડયું. એ અમીઝરણું તે ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પંકિતએ બિરાજતાં શોકપ્રશસ્તિ કાવ્યોમાંનું એક "જનની."

"જનની"એ એમને લોકપ્રિયતા આપી. "જનની"નો કવિ અજ્ઞાતવાસમાંથી બહાર આવ્યો. સ્વ. નરસિંહરાવનું "સ્મરણસંહિતા," ઈંદુલાલ ગાંધીનું "તેજરેખા" અને શ્રી રતુભાઈનું "જનની" એ ગુજરાતી સાહિત્યનાં કરૂણમનોરમ સર્વાંગ સુંદર શોક-પ્રશસ્તિ કાવ્યો છે.

"જનની" પછી એમની સાહિત્યપ્રવૃત્તિ સક્રિય બની. એ જ અરસામાં એમના પત્નીના અવસાને એમની શક્તિને બીજા રંગમાં પ્રગટાવી. એમણે "ઈન્દુ રજની" આપ્યું. "ઈન્દુ રજની" નથી નવલ, નથી નિબંધ, નથી કવિતા છતાં એ તમામ તત્વો એમાં મૂર્ત્ત છે.

૧૯૪૨ માં એમણે ઈંદુલાલ ગાંધી અને શ્રી કોલક સાથે "કવિતા" માસિકનું

સંપાદન-સંચાલન કર્યું. એ કવિત્રિપુટીએ 'કવિતા'ને ગુજરાતના યુવાન કવિઓનું મુખપત્ર બનાવી દીધું તેની જ સાથે આર્થિક ખોટ સહન કરવા માટેનો સારામાં સારો માર્ગ શોધી કાઢ્યો.

'૪૨ ઓગસ્ટની ક્રાંતિમાં એમણે પાછો લેબાશ બદલ્યો. એઓ સાહિત્યકાર મટી ક્રાંતિકાર થયા અને 'કવિતા' ભેળવાયું 'કૌસ્તુભ'ને ગળે. '૪૪ની આખરમાં એ 'કવિતા'ના સંપાદક-સંચાલનની જવાબદારીમાંથી કવિ ત્રિપુટી વિખુટી પડી.

ત્યારથી આજ પર્યંત એમનો સર્જન-વેગ એકધારો ચાલુ રહ્યો છે. છતાં હજી સંખ્યાબંધ હસ્તપ્રતો એમની પાસે અપ્રગટ પડી છે.

શ્રી રતુભાઇનું અનોખું ઓજસ છે એમનું સૌજન્ય. એમના સૌજન્યથી ન અંજાય એવું કોઈજ ન હોય. અથવા બીજી રીતે કહીએ તો એઓ કવિ છે તેના કરતાં બમણાં વહેવારુ છે. એમનું એ સૌજન્ય એમને સ્પષ્ટ વક્તા રાખતું અટકાવે છે. સાપ મરે નહીં અને લાકડી ભાંગે નહી એવી નીતિના એઓ હિમાયતી છે-વહેવારમાં.

એ સૌજન્યશીલ છે અને સહૃદયી છે, કવિ છે અને મમતાળુ સજ્જન છે. કદાચ એમનું સૌજન્ય અને એમનું વ્યવહારકૌશલ્ય એ જ એક અનોખી કવિતા છે એમ કહીએ તો ચાલે!

ગુજરાતમાં કોઈ કવિ વેપારી થયા હોય તો કવિશ્રી ખબરદારનું નામ સહેજે નજરે ચઢે! નવી પેઢીમાં કોઈ વેપારી થયા હોય તો શ્રી રતુભાઇ દેસાઈ! એઓ વ્યાપારી તરીકે સફળ થયા છે એમના વ્યવહાર કૌશલ્યને લીધે.

ગુજરાતના નવીન કવિઓમાં એ એક જ કવિ એવા અપવાદ છે કે જેમણે "જનની" સિવાયનાં મોટે ભાગનાં કાવ્યો માત્રામેળમાં જ લખ્યાં છે. ગીતો લખવા પર એમની હથોટી સારી છે. પણ ગીતો ગાવામાં હકીકત જુદી છે.

કૌલક-ઈન્દુલાલની "કવિતા-પેટી"ના આ માજી ભાગીદાર ગુજરાતી સાહિત્યકારો માટે ઘણા લાભના છે. કારણ કે એઓ કાગળના વેપારી છે. ગુજરાતના કવિઓની લખવાના તેમજ છાપવાના કાગળો પૂરા પાડવાના કોન્ટ્રાક્ટ એઓ લઈ શકે તેમ છે. બીલ વસૂલ નહીં કરવાનાં હોય તો!

શ્રી રતુભાઈ દેસાઈનું નામ આજે જાણીતું થયું છે પણ સાહિત્યજીવનની શરૂઆતમાં એ નામે બુરખો પહેર્યો હતો. "રાહિલાન્ત"ના તખલ્લુસથી એમણે છૂટક છૂટક કાવ્યો અને લેખો જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ કરેલાં.

શ્રી રતુભાઈ પાસે હજી અપ્રગટ કૃતિઓ પડી છે. પોતે કાગળના વેપારી છે એટલે એઓ વહેલી તકે પ્રગટ કરી શકે છે. એક વખત એઓ પ્રેસના માલિક પણ હતા. એટલે પુસ્તકપ્રકાશનની સર્વ વિધિ એમને હસ્તક છે એમ કહીએ તો નવાઈ નહીં!



# વાંચતા રે'જો

## કુ. પૂર્ણિમા દવે

રાજકોટ ખાતે સાહિત્ય પરિષદ ભરાવાની છે એ સમાચાર હવે રોજબરોજ વધારે ને વધારે નજરે ચઢતા રહે છે વડોદરા ખાતે સાહિત્ય પરિષદ ભરાયેલી ત્યાં મેં જોયેલું કે એક બાજુ 'હોલ'માં સાહિત્ય પરિષદ ભરાય ત્યારે બીજી બાજુ એક ગોમાયટીના મકાનમાં બચુકાકા ઉર્ફે દિ. બા શ્રી. બ. ક. ઠાના નિવાસસ્થાનની ઉપર જ જુવાન લેખકોનું બીજું મિલન મળે એ જુવાન મંડળના એક સભ્યને મેં પૂછેલું કે પરિષદના પાટલે બેગી બીજી થાળીમાં જમવાનો અર્થ શું? એમાં શું હેતુ? એ ભાઇએ જવાબ આપેલો કે "આજે જુવાન લેખકો પરિષદથી છૂટા પડીને કે પરિષદમાં રહીને પણ પોતાનું અલગ મંડળ ઊભું કરી રહ્યા છે એમાં એક કારણ છે સંભવિત કારણ એ છે કે આ બધા જુવાનીઆઓ છીં ૨૦ થી માંડી ૪૦ વર્ષ સુધીના આજે પરિષદના જે પ્રમુખો થાય છે તે મોટે ભાગે સફેદ વાળવાળા એટલે આ જુવાનિયાનો વારો પ્રમુખ થવાનો ક્યારે આવે? ઊલટાનું પ્રમુખ થવાની આશામાં ને આશામાં જ એમના વાળ સફેદ થઇ જાય! અને મુન્શીજી તો કોઇને ગાંઠે નહીં. એ તો ધાર્યું પાર પાડે'"

મેં તે વખતે જ એ ભાઇને કહ્યું કે "પરિષદમાં એક જ પ્રમુખ ક્યાં છે? મુન્શીજીએ તો ડઝનબંધી વ્યક્તિઓને પ્રમુખો બનાવી શકાય એવી વ્યવસ્થા કરેલી છે. એમાં કોઈ નહીં તો કોઇ વિભાગમાં તો આ જુવાનિયાનો નંબર લાગે ને?"

"એમાં તો વાત એમ છે કે પરિષદના પ્રમુખ તો થાય અને તેની સામે—ગણપતિની સામે બીજા દેવો પણ પૂજાય તેમ જુદા જુદા વિભાગો કરી તેનાં બીજા પ્રમુખ બનાવાય. પણ મુન્શીજી જેને પ્રમુખ બનાવે તે પ્રમુખ! પછી મુખ વગરનો હોય તો યે તે પ્રમુખ! મુન્શીજીએ વાડો કરેલો છે એમાં આ જુવાનિયાઓને સ્થાન નહીં મળે એવી એમને બીક છે'

"ભલા બાઇ, પરિષદના પ્રમુખ ન થવાય એટલા માટે બીજી પરિષદ કરવી એ કેવો ન્યાય? બીજું, પરિષદમાં તો આપણે જાણીએ છીએ કે બધા પ્રમુખો થાય છે, આવે છે, જાય છે, ભૂલાય છે, નવા જૂના થાય છે, નામો બોલાય છે, મતો લેવાય છે અને છેવટે તો મુન્શીનું ધાર્યું થાય છે તો પછી એ પ્રમુખ થવામાં મઝા યે શું?"

"મઝા હોય કે નહીં, પણ વન્ચેરો સરસ થય ને! એની વાહવાહ થાય ને!"

"પણ...કાયમના પ્રમુખ તો મુન્શીજી જ છે. પછી બીજા પ્રમુખો થાય કે ન થાય તેમાં શો ફેર પડે? અને એવા પ્રમુખ થવામાં આ જુવાનિયાઓને શી મઝા?"

"પૂર્ણિમાબહેન...તમે પણ લેખક મિલનના સભ્ય થઇ જાઓ અને...સંભવ છે કે પાય રિમે તમોએ સારું માન પામો!"

"હા બાઈ...આ જુવાનિયાઓની મંડળીમાં આવું એટલે હું માન પામું એમાં નવાઈ શી? એ તો મને ખાત્રી જ છે કે વગર પ્રમુખ થયે-પ્રમુખ જેટલું માન આ જુવાન કવિઓ મને આપશે જ. કદાચ સંભવ છે કે કેટલાક કવિઓ મારા આગમન ઉપર જ કવિતા લખી નાખી મને સન્માને!"

"પણ તો શું તમો એમ ધારો છો કે પરિષદમાં તમને સ્થાન મળશે?"

"પરિષદમાં મને સ્થાન મળશે-વાળ ધોળા થશે ત્યારે, વિદ્યાબહેન પણ પ્રમુખ થઇ ગયાં. હવે વીસ પચ્ચીસ વર્ષે સ્ત્રીપ્રમુખનો વારો આવશે તો હું કંઈ થોડી ભૂલાઇ જવાની હતી?"

"હા, પણ ૭૫ નો થાય ત્યારે જ પ્રમુખ બને એવી દશા હોય તો?"

# શકુન્તલાની મનોવ્યથા

હતી શાંતિ; સંધ્યા સ્થિર થઈ હતી જ્યોતિદીપમાં
કરુણા ઝૂમી'તી ગત જીવનના ચિંતવનમાં;
મયૂરોની કેકા શિથિલ બની'તી મૌનશરણે
સૂપા થંભી ગૈ'તી નીરથી છલક્યાં દેહનયને.

એ બેઠી'તી આઘે નજર કરી ડૂબેલ રવિની
સમીપે, લાગેલું હૃદય લઈ સૌભાગ્ય વપુશ્યું:
હતી શાંતિ તોયે-
અશાંતિથી એનું ભીતર ભર્યું'તું દુઃખ છલક્યું.

જુનાં વૃક્ષે ફૂલો અવનવીન દીઠાં મલકતાં
જુનાં ક્ષેત્રે ફૂલો નિરખી રહી ધાન્યે છલકતાં:
હતું કોકિલાના સ્વરમહીં કશું ગીત નવલું
નવા તેજે આજે હરખી રહ્યું નાનું તણખલું.
દીઠી ત્યાં તો ચન્દ્રવિરહ થકી મૂર્છિત રજની,
રહ્યાં શોધી એના નયન મૃદુ રેખા સ્મરણની.

ઇન્દુલાલ ગાંધી

# નજીક અને દૂર

[ વૈશ્વરૂપ સ્વરા ]

સત્કારી નિત્ય જેને નીતર્યા સ્નેહ સાથે
ચાહે છે તે જ આજે નાખે આરોપ માથે,
હું તો જાણું જરા ના શા મિષે છે તું કોપી
સ્વપ્નામાંયે હતી ના જેહની આણ લોપી'
કહ્યું'તું તને કે આવી સામે ખડી થા,
જેવી પ્હેલા હતી તું તેવી પાછી બની જા
મૂકી જેને દીવે મેં હોડમાં જિંદગાની
હાથે તેને રંગી છે માહરી ખાનદાની
ખુને મ્હેરે તહારે હે જણાવી બધાને
શાને વીરે હું પામ્યો આવી વચનાને
લે ના સોગંદ તારા ખા તું સોગંદ મારા,
કીધા છે શા ગુનાઓ આ ગૃહસ્થે તહારા!
લાખો શાપો સહીને સેંકડો જન્મ કેરા
દીઠા મેં દિવસ તારા મ્હેર કેરા ફરેરા
પ્રીતિ છે પુષ્પશૈયા બાણની યા પથારી
જોયું જાતે ખમાને નમ જોવું વિચારી
આવેલી વારસામાં આમદાની લુટાવી
પોતે પેદા કરેલી ખ્યાતિ દીધી ફગાવી
હવે કોને પડી છે જાણવા વાત મારી!
છેલ્લી બાહેધરી છે એકલી માન તારી'
જોયા મઝાનિસોને, જેર કીધા સપાટે,
તોફાનોમાં જરાકે ના હતી જે ઉચાટે,
હારે છે હામ નૈયા ન મને છેતરીને—
ડૂબું છું હું કિનારે અબ્ધિ આખો તરીને!
આવા કટ્ટર શત્રુ સ્હેજમાં થાય સીધા,
મિત્રોને શું કહું હું જેમણે છેહ દીધા!
આવે ના કોઈ ત્યારે આખરી હી ઘડીમાં,
ભૂલો જાણે પન્નો હું છું મહારી ગલીમાં'
પામે પ્યાલી સુધાની તોય જે દૂરથી,
સામો ના હાથ થાતો મીનદર્શી મનાથી,
તારું જો વેણ મારું તો અહો સૌ રૂવે છે,
ના તો સ્વર્ધામ પ્યાર વેગળે, વેગળે છે!

પતીલ

# કફનની ચાદર

કેશવપ્રસાદ દેસાઇ

શિયાળાની એક ઠંડી રાત્રે, એક ઝુંપડાનાં બારણા બહાર, હોલવાઈ જતાં તાપણાં આગળ એક બુઢ્ઢો અને તેનો દીકરો બોલ્યા વિના બેઠા હતા. ઝુંપડામાં દીકરાની વહુ બુધિ ખાટલે પડી પડી વ્યાકુળની વેણોથી ચીસો પાડતી હતી. મોંય મોંય તો આ ચીસો એટલી દુઃખભરી થતી કે આ બાપદીકરાનો શ્વાસ પણ અદ્ધર થઇ જતો હતો. આખુયે ગામડું અંધારામાં ડૂબી ગયું હતું, અને આસપાસ બધું સુમસામ હતું.

ઘીસુએ એકાએક આ શાંતિ તોડી અને બોલ્યો. "એ બિચારી આ વખતે સાજી થાય એમ મને લાગતું નથી. તું જરા અંદર જઇને એની ખબર તો કહાડી આવ."

માધવે કાંઇક ગુસ્સાથી જવાબ વાળ્યો: "મરવાની જ હોય તો ઝટ પતી જાય તો સારું. હું જઇને શું કરવાનો છું?".

"તારામાં તો રજ લાગણીયે નથી." બુઢ્ઢો બોલ્યો, "પૂરા બાર મહિના તું એની ભેગો રહ્યો તોયે એની દરકાર કરતો નથી."

"પણ મારાથી એનું દુખ જોવાતું નથી." માધવ નરમાશથી બોલ્યો.

ઘીસુ અને માધવ ચમાર હતા. આખું ગામ જાણતું હતું કે એ બન્ને કામમાં બહુ આળસુ હતા. ઘીસુ એક દહાડો કામ કરે અને ત્રણ દહાડા બેસી રહે. માધવ અડધો કલાક મજૂરી કરે અને એક કલાક બીડીઓ પીએ. એમનાં આ લક્ષણે કોઇ એમને મજૂરીએ રાખતું નહિ. જ્યાં સુધી ઘરમાં બે મુઠી અનાજ હોય, ત્યાં સુધી આ બાપદીકરો કાંઇ કામ કરવા હાથ હલાવે નહિ. લાંઘણ ઉપર લાંઘણો થાય ત્યાર પછી ઘીસુ કોઈ ઝાડ પર ચઢીને લાકડા પાડે અને માથે ભારી બાંધીને વેચી આવે. ગામમાં મજૂરીની કાંઈયે ખોટ નહોતી; મહેનતુ માણસને માટે પચાસ કામ પડ્યા હતા. જ્યારે ગામમાં કોઈ મજૂર ના મળે ત્યારે લોકો આ બાપદીકરાને કામે રાખે. આ બાપદીકરાના સંતોષ અને સંયમ ભલભલા તપસ્વીને પણ ટપી જાય તેવા હતા. એમની મિલકત થોડા માટીનાં વાસણ અને ફાટેલા ગાભા હતા. એમને માથે દેવાનો ભાર હતો તોયે તેઓ ચિંતાથી તદ્દન મુક્ત હતા. અપમાન કે શરમ એમને સ્પર્શ કરી શકતા નહોતા. તેઓ સ્વભાવમાં એવા ગરીબ અને નરમ હતા અને મોંના એવા મીઠા હતા કે ગામલોક જાણતા હતા કે એક પાઈ પણ પાછી મળવાની નથી તો પણ તેમને વારંવાર થોડા પૈસા ઉછીના આપતા હતા. ઘીસુ અને માધવ કોઇના ખેતરમાંથી લઈ લીધેલા બટાકા કે વટાણા ઉપર દહાડા કહાડતા કે ખેતરમાંથી લીધેલી શેરડી ચૂસીને દહાડા કહાડી નાંખતા હતા. આમ ને આમ બાપે તો સાઠ વરસ કહાડયા હતા. દીકરો પણ બાપને પગલે ચાલતો હતો. અને એ ખરીપણામાં તો બાપ કરતા સવાયો હતો. આ સમયે તેઓ ઝાંખા તાપણામાં બટાકા શેકતા હતા. ઘીસુની વહુ તો વર્ષો ઉપર મરી ગઇ હતી. માધવ ગયે વરસે પરણ્યો હતો. એની વહુએ ઘર કાંઇક રીતમાં આણ્યું હતું. એ જબરી કામગરી હતી. આખો દહાડો વૈતરું કરીને તે જે જડ્યું એ પેટ ભરતી હતી. પરિણામે બાપદીકરો વધારે આળસુ બન્યા હતા. એમનામાં અભિમાન પણ આવ્યું હતું. હવે તો કોઈ મજૂરીએ બોલાવે તો એ બમણા પૈસા માંગતા હતા. જે બાઇએ એમને માટે આટઆટલું કર્યું તે કણસતી હતી, ચીસો પાડતી હતી, પણ આ લોકના

મનમાં તો એમ જ હતું કે એ જલદી મરે તો એમની ઉંઘમાં ખલેલ પડે નહિ!

ઘીસુ શેકાયલો બટાકો છોલતો હતો. એણે ફરીથી માધવને કહ્યું "તારી વહુની ખબર તો કહાડી આવ. મને તો લાગે છે કે એને કાંઇક વળગ્યુ છે. ભૂવો તો રૂપિયો એક લીધા વિના ઉતાર નહીં કરે." માધવના મનમાં એમ હતુ કે જો હું અહીંથી ઊઠયો તો બધા બટાકા બાપા પૂરા કરી નાંખશે. પણ મોટેથી બોલ્યોઃ "મને તો અંદર જતાં બીક લાગે છે."

"બીક શેની? હું આવરો મોરો અહીં બેઠો છું ને!"

"ત્યારે તમે જ જાવને!" માધવ બોલ્યો.

"તારી મા મરવા પડી હતી, તે દિવસે હું ત્રણ રાત સળંગ એના ખાટલા આગળ એકલો બેસી રહ્યો હતો. પણ આ તો વહુવારુ કહેવાય. એનુ મો પણ મેં જોયુ નથી. હવે હમણા હુ એના ખાટલા પાસે જાઉં તો એની અત્યારની અવસ્થામા એ શરમાઇ મરે."

"એને બાળક આવશે તો આપણે કરીશુ શુ? આપણા ઘરમા નથી સુંઠ, નથી ગોળ, કે નથી તેલ" માધવે કહ્યું.

"ભગવાન સૌએ આપશે" ઘીસુ બોલ્યો "તું તારે એમાં શ્રદ્ધા રાખીને આજે જે આપણને એક પૈસો પણ આપવા નારાજ છે, તે જ લોકો આવતી કાલે આપણને કેટલાએવાના કરીને પૈસા આપવા એમની મેળે આવશે. આ ઘરમાં નવ બાળકોના જન્મ થઇ ગયેલાં છે. દરેક વેળાએ જેની જરૂર પડી તી તે સઘળું આવી મળ્યું હતું. આ વખતે પણ ભગવાન બધુયે આપી રહેશે."

ઘીસુની માન્યતાએ આવી હોય એમા કાંઇ નવાઈ નવાઇ નહોતી. એની આજુબાજુ રહેનારા એના જેટલાંજ ગરીબ હતા. એમના ઘણા ખરા કરતા એની બુદ્ધિ કાંઇક વધારે હતી ધનવાનોને ઘેર ફેરાઆટા કરનાર સાથે એની બેઠક હતી. પણ એની પોતાની રીતભાત જુદી તરેહની હતી. આ લોકોની ઓળખાણમાંથી પૈસા પેદા કરવાની એની વૃત્તિ નહોતી. આ ગુણને લીધે જ એને થોડી ઘણી મદદ જરૂર પડે કરતા હતા. એના મનમાં એક વાતે સંતોષ હતો. જ્યારે એ અતિશય તાણમાં હોય, અને કાંઇ પણ કમાણી એને હોય નહિ, ત્યારે પણ એની સ્થિતિનો કે એના ભેળપણનો લાભ કોઇ લઇ શકે તેમ નહોતું

ઘીસુ અને માધવ બન્ને જણ, તાપણામાના બટાકા અણપકની ઉતાવળથી ખાવામાં રોકાયલા હતા પેલો મારા કરતા વધારે બટાકા ખાઇ જાય નહિ એમ એ દરેકના મનમા હતુ. એમ કરતાં કરતા ઉભ અને ગળે ઉન્હા બટાકાના ડામ પડે, કે આંખમાં પાણી આવી જાય, તેની તેમને પરવા નહોતી. મુદ્દો એ હતો કે ગમે તેમ કરીને પણ વધારે બટાકા પેટમાં નાંખવા. ઘીસુ આ વખતે વીસ વરસ જૂની એક વાત યાદ કરીને માધવને કહેતો હતો "ગામના જમીનદારને ઘેર લગ્ન હતુ, અને મે તો ખાધાજ કર્યું. એટલુ ખાધું કે ઊભાએ થવાય નહિ." આ વાત સાભળીને માધવના મોમા તો પાણી છૂટ્યુ અને બોલ્યો "હવે કેમ કોઇ આમ જમાડતુ નહિ હોય?"

"સમો બદલાઇ ગયો." ઘીસુ બોલ્યો "હવે તો લોકો આવે સમયે ખર્ચ ઓછો કરવાની વાતો કરે છે પણ આપણા ઝુપડાનુ ભાડું ઓછુ કરવાની વાત કોઇયે કરતુ નથી"

"તમે તે દહાડે વીસ પૂરી-ખાધી હશે." માધવે પૂછયુ.

"એથી તો વધારે." ઘીસુએ જવાબ આપ્યો.

"હું જો તે દહાડે ત્યાં હોત તો હું પચાસ પૂરી ખાત"

"અત્યારે મને યાદ નથી કે મે કેટલી પૂરીઓ ખાધી હશે પણ પચાસથી ઓછી નહિ હોય. તું આજે છે, એ કરતા તે દિવસે હુ વધારે જોમવાળો હતો."

ભટાકા પૂરા થઈ ગયા એટલે આ બે જાણા સાપની માફક ગુંચળું વળીને તાપણા આગળ ઊંઘી ગયા. ભુખીના કરાંજવાનો અવાજ તો ઘરમાંથી થોડી થોડી વારે આવ્યા જ કરતો હતો.

(૨)

વહાણું વાયું ત્યારે માધવ ઘરમાં ગયો. એની સ્ત્રી મરણ પામી હતી. શબ તાઢું પડી ગયું હતું, આંખો ફાટેલી હતી, અને આખે શરીરે ગંદવાડ હતો. એણે મરેલા બાળકને જન્મ આપ્યો હતો. એ તરત બહાર દોડી ગયો અને ઘીસુને બધી બીના જણાવી. પછી બન્ને જણાએ છાતી અને માથાં કૂટીને મોટા ઘાંટા પાડી રડવા માંડ્યું. એમનું કકલાણ સાંભળીને આજુબાજુથી લોકો દોડી આવ્યા અને એમને જૂના રિવાજ પ્રમાણે દિલાસો આપવા લાગ્યા. રડારોળ કર્યા પછી એ બન્નેને ઉભ્યા સંસ્કાર માટે વિચારો આવ્યા. ઘરમાં તો કશું યે નહોતું. કાઠી જોઈશે, શબને ઢાંકવા ચાદર જોઈશે, અને બધી ક્રિયા કરવી પડશે. બાપ-દીકરો જમીનદારને ઘેર ગયા. એ તો આ બન્નેથી કંટાળેલો હતો. કામ માથે લઈને પછી આવે જ નહિ અને નાનીમોટી ચોરીઓ કરે એટલે એમને જોઈને જ એ તો તતડી ઊઠ્યો: "કેમ આવ્યાઓ! અત્યારના પહોરમાં ક્યાંથી? કેટલાએ દિવસોથી મોં પણ બતાવ્યું નથી. શું ગામ છોડી જવાનો ઈરાદો છે?"

ઘીસુએ નીચા નમી નાટકીટી તાણી અને આંસુવાળી આંખ સાથે કહ્યું: "બાપજી, અમારે માથે તો દુઃખની ઝડીઓ પડી છે. આ માધવની બાયડી રાત્રે મરી ગઈ. આખી રાત એણે ચીસોપર ચીસો પાડી. અમારાથી થયું એટલું બધું કર્યું. પણ અંતે એ તો ગઈ. અમે તો છેક નકામા થઈ ગયા. હવે કોઈ ગધી ખવડાવે એવું એ ના રહ્યું. અમે તો તમારા ગુલામ છીએ. અમને તમારા વગર કોઈનો આશરો નથી. એનું મરણ સુધરે એટલા માટે તમારી પાસે આવ્યા છીએ. શબ તો હજી ઘરમાં પડ્યું છે. સ્મશાને લઈ જવા માટે કાંઈક જોગવાઈ કરી આપો."

એમ તો જમીનદાર દયાળુ હતા. પણ ધીસુને મદદ કરવી એ કાળા કામળા ઉપર રંગ ચડાવવા જેવું હતું. એને ધણો મારી કહાડી મૂકવાનું એને મન થયું, પણ એ વખત વિચારી ગયા, કાંઈ બોલ્યા વિના પોતે પોકીટમાંથી બે રૂપીયા કહાડીને એમના તરફ ફેંક્યા. ન આ લોકોને દિલાસો આપ્યો કે ન દયાના બોલ કહ્યા. એ લોકો ગયા ત્યારે જમીનદારે છુટકારાનો દમ ખેંચ્યો.

જમીનદારને ત્યાંથી નીકળી ધીસુ બીજા ગામ-લોકોને ત્યાં ગયો. અવસર એવો હતો કે સૌને એની દયા આવી અને પાંચ રૂપિયા ભેગા થયા, ધીસુ અને માધવ કફનની ચાદર લેવા બજારમાં ગયા. એટલામા બધાએ વાંસડા ભેગા કરીને એ ચીરીને ઠાઠડી તૈયારી કરી. બૈરાં પણ આજુબાજુથી આવીને ભેગા થઈ ગયા. શબ સ્ત્રીનું હતુ એટલે એને નવાડીને બધું રીતસરનું કરીને એ સ્ત્રીઓ ચાલી ગઈ.

## ( ૩ )

માધવ કાશીની ગોઠવણ કરીને બજારમા ધીસુને કહેવા ગયો. એની વાત સાભળીને ધીસુ બોલ્યો "ચાલો ત્યારે, હવે કફનની ચાદર માટે સસ્તુ કપડું શોધીએ."

"હા, હા, સસ્તુ ચાલશે. ક્ફરી ઉપાડતા જરૂર મોડું થશે, અને સુરજ આથમશે, એ વખતે સસ્તુ કે મોંઘું કોણ જોવાનુ છે?"

"શબને નવું લુગડું ઓઢાડવાની રીત વળી કોણે કહાડી હશે? એ બચારી જીવતી હતી ત્યારે તો એને કોઈયે ફાટેલો ગાભોએ આપ્યો નથી!"

"અને વળી આ નવું કપડું ચિતામાં બાળી દેવાનું!"

ધીસુ બોલ્યો: "આટલા પાંચ રૂપિયા એના જીવતાં આપણને મળ્યા હોત તો એની દવાયે થાત."

બાપ દીકરો સાંજે પડતાં સુધી દુકાને દુકાને રખડયા. રેશમી કકડા જોયા અને સુતરાઉ પણ જોયા. પણ એમની નજરમાં એકકે કકડો ન આવ્યો. થાકીને એ બન્ને એક જગાયે ઊભા. લોનજોગે સામે જ કલાલની દુકાન તરફ ગયા અને અંદર પેઠા. પહેલાં તો એમને કાંઈ સમજ પડી નહિ. પણ પછી ધીસુએ એક શીશો લીધો. ભજીઆ અને શીંગદાણા પણ લીધા અને પછી નિરાંતે ઓટલે બેસીને પીવા માંડ્યો. બે ચાર ઘુંટડા ગળે ઉતર્યા એટલે એમનું મગજ તેજ થયું. ધીસુએ ફરી પાછું કહ્યું કે કફન માટે કપડું તો નકામું છે.

માધવે ઉંચે આકાશ તરફ જોયું અને બોલ્યો: "દુનિયા એમ જ ચાલે છે. નહિ તો લોક બ્રાહ્મણોને હજારો રૂપિયા શેના આપતા! કોણ ઉપર જઈને તપાસ કરી આવ્યું છે કે મરનારને આ રૂપિયા મળે છે!"

ધીસુએ જવાબ આપ્યો: "એ બધા પાસે તો પૈસા વધારાના પડયા છે. આપણી પાસે તેમ નથી."

"લોક પૂછશે કે ચાદર ક્યાં છે, ત્યારે શો જવાબ આપશો?"

ધીસુ હસ્યો અને બોલ્યો: "કહીશું કે પૈસા પડી ગયા. અત્યાર સુધી ખોળ્યા પણ જડયા જ નહિ. ભલે એ લોક આપણું કહેવું માને નહિ. પણ એના એ પાછા પૈસા આપશે."

બે જણા પાછા ખૂબ હસ્યા. ફરી પાછુ નસીબ ઉઘડશે એ આશાએ તેમને આનંદ થયો. માધવે કહ્યુ "એ બચારી બહુ સારી બાઈ હતી. છેક છેલ્લા દહાડા સુધી એણે ઘરનું કામ કર્યું હતું."

વાતવાતમાં અડધો શીશો તો પૂરો થયો. ધીસુએ પાસેની દુકાનમાથી બશેર પૂરીઓ, શાક અને અથાણું લીધું. પાંતગ ઉપર આ ખાવાનું આવ્યું. હવે તો ઘણા ખરા પૈસા વપરાઈ ગયા અને થોડું પરચુરણ જ રહ્યું. બે જણ આ ખાવાના ઉપર તૂટી પડ્યા. ઘરમાં મોત થયું હતું અને શબ હજી પડ્યુ હતું તે સમયે

આ તેમની રીતભાતથી કોઇ શું કહેશે એની એમને પરવા નહોતી. એવી લાગણીઓની નબળાઈ તો એમણે ક્યારનીએ તજી હતી.

ઘીસુ બોલ્યોઃ "હાશ, હવે આપણે ધરાયા. મરનારના આત્માને પણ હવે શાંતિ થઈ હશે."

માધવે આ વાતને ટેકો આપ્યો. આંખો મીંચી, માથું નમાવી, હાથ જોડી, એ બોલ્યોઃ "એ ભગવાન! તું તો અંતર્યામિ છું. તું સૌના મનની વાત જાણે છે. તું એને સ્વર્ગમાં જગા આપજે એવી અમારા અંતરની પ્રાર્થના છે. આવી ઉજાણી અમે જિંદગીમા કદી યે ભોગવી નથી."

એક પળવારમાં તો માધવના મનમાં શંકા ઊભી થઈ. "બાપા! એક દી' આપણે પણ ત્યાં જઈશું ને!"

ઘીસુ તો તત્કાળના આનંદમાં એટલો મગ્ન હતો કે ભવિષ્યની વાતો કરીને એ આનંદ ગુમાવવા માગતો નહોતો. એ કાંઈ જ બોલ્યો નહિ.

"આપણે ત્યાં જઈએ અને એ પૂછે કે મારા શબને તમે ચાદર કેમ નહોતી ઓઢાડી તો આપણે શો જવાબ આપીશું?" માધવે પૂછ્યું.

"શો જવાબ આપવાનો છે!" ઘીસુ બોલ્યો.

"પણ આવો સવાલ એ પૂછ્યા વિના નહિ રહે."

ઘીસુ ભડકી ઊઠ્યોઃ "પણ તું શા ઉપરથી કહે છે કે એને રીતસરની ચાદર નહિ હોય? શું મે સાઠ વરસ નકામા કહાડ્યા છે? હું કાંઈ મૂરખો નથી. તું જોતો ખરો. એને કફનની ચાદર હશે જ હશે."

માધવે અચરજના પૂછ્યુંઃ "પણ એ હવે કોણ આપશે? મળેલા પૈસા તો તમે બધાય વાપરી નાખ્યા. એ સવાલ બધા પૂછશે મને જ. લગન વેળાયે એની સેંથીમાં કંકુ મેં નાખ્યું'તું."

ઘીસુએ ફરી ભાર દઈને કહ્યું કે ચાદર ઢંકાશે જ.

"પણ કહો તો ખરા કે ચાદર લાવશો ક્યાંથી! એને માટે હવે પૈસા આપશે કોણ!"

"જેમણે પહેલા પૈસા આપ્યા હતા, એના એ લોક ચાદર લાવી આપશે. હા, એટલું ખરું કે હવે એ કોઈ આપણા હાથમાં પાછો નહિ મૂકે."

આ કલાલખાનાની હવામાં જ ઉશ્કેરાટ હતો. ત્યાંનો વાયુ પણ માદક હતો. આ લોક ત્યાં ફક્ત દારૂ પીવા નહોતા આવ્યા પણ કલાલખાનાનું આખું વાતાવરણ તેમને ત્યાં ઘસડી લાવ્યું હતું. જિંદગીની ચિંતા અને નાનીમોટી માથાકુટો ભૂલી જવા એ લોક ત્યાં આવ્યા હતા. ઘણી વાર તેઓ આ વાતોમાં એવા મશગુલ થઈ જતા હતા કે પોતે જીવતા હતા કે નહિ, તેનો ખ્યાલ જ તેમને રહેતો નહિ.

આ બાપદીકરો બહુ નસીબવાન હતા. ઓટલે બેઠા બેઠા, દારૂ ચૂસતા તેમને સૌ જોઈ શકતું હતું. એ બેની વચમા ભરી શીશો હતો. એમાંથી થોડી થોડી વારે બે જણ લહેરથી વારાફરતી ઘુંટડો લેતા હતા. માધવનું પેટ ભરાયું એટલે બાકીનું પાનરામાં રહેલું ખાવાનું એણે ત્યાં ઊભેલા એક ભીખારીને આપી દીધું. ક્યારનો એ આ ભીખારી ભૂખી આંખે એમના સામું જોતો ઊભો રહ્યો હતો. જિંદગીમાં પહેલી જ વાર કોઇ કાંઇક આપવાનો આનંદ માધવે જાણ્યો. ભીખારીએ આશીષ આપી એટલે ઘીસુએ કહ્યુંઃ "ભાઈ! ધરાઈને ખા. અને આજે આ પ્રસંગ જેને લીધે છે, તેને તારા અંતરના આશીર્વાદ આપ. તારા આશીર્વાદ એને જરૂર પહોંચશે."

"બાપા! એ જરૂર સ્વર્ગે જશે. અરે એ તો સ્વર્ગની રાણી થશે રાણી." માધવ બોલ્યો.

ઘીસુ તો જાણે દરીઆમાં ડોલતો હોય એમ બોલ્યોઃ "હા, દીકરા, હા. એ સ્વર્ગે નહિ જાય તો બીજું જશે કોણ? જીવતાં એણે કોઇને જરાયે દુખ દીધું નથી. મરતાં એણે આપણી મનોકામના સિદ્ધ કરી. આ ખાવાનું! આ પીવાનું! એ સ્વર્ગે નહિ જાય તો શું પેલા ફુંદાળાઓ, ગરીબોને રહેંસીને

તાજા બનેલાઓ, કાશીયે જઇને પ્રાયશ્ચિત્ત કરે અને મંદિરમાં ભેટ ચડાવે એટલે એ લોક જશે!"

પણ આ શ્રદ્ધાભર્યો આનંદ અને આશાને બદલે તરત જ એ બે ચિંતામાં ગરકાવ થઈ ગયા. એમના હ્રદય ઉપર કાંઈક ભાર આવ્યો.

"પણ બાપા! એણે બાપડીએ બહુ દુઃખ વેઠયું. એનું જીવતર દુખમાં ગયું. અને મરતી વખતની એની વેદના અપાર હતી." આટલું બોલતા બોલતા તો માધવ મોકળે મને રડી પડ્યો.

ઘીસુએ એને દિલાસો આપ્યો. એને વાંસે હાથ ફેરવ્યો અને કહ્યું: "બેટા એ તો દુખમાંથી છૂટી. અને આ સંસારની માયાની જાળમાંથીએ છૂટી. આ પ્રસંગ રડવાનો નથી."

એકાએક એ બન્ને જણા ગેલમા આવી ગયા અને ભજન લલકારવા મંડી ગયા.

અંતે નશામાં ને નશામાં ઊભા થઇને કુદકીઓ કરતા, એકબીજાને તાળી દેતા ફરી ફરી એ કડીઓ બોલવા લાગ્યા અને અંતે ભમ દઇને રસ્તા ઉપર ઢળી પડ્યા.+



+શ્રી. પ્રેમચંદજીની હિંદી વાર્તાના શ્રી. ગુરદયાળ મલિકે કરેલા અંગ્રેજી ભાષાંતર ઉપરથી ઉતારેલી વાર્તા.

## કાસમઅલી જી. મર્ચન્ટ

સાહેર લુધયાનવી ઉર્દૂ ભાષાના નવા કવિ છે. એમનો કાવ્ય-સંગ્રહ 'તલ્ખીયાં' (કડવાશ)ના નામે પ્રસિદ્ધ થઇ ચૂકયો છે અને એની એક વર્ષમાં જ બે આવૃત્તિઓ બહાર પડી છે. ઉર્દૂ કાવ્યસાહિત્યમાં એમનું સ્થાન અનોખું છે. એ આ યુગના નવતર પ્રગતિવાદી લેખકો અને સાહિત્યકારોમાંના એક છે. એમનાં કાવ્યોનો પ્રધાન સૂર નિરાશા છે. જીવનની વાસ્તવિકતાઓ અને આજના યુગના માનવસમાજના દુઃખદર્દો, યુવાન હૃદયની સળગતી આશાઓ અને આકાંક્ષાઓનું સુરેખ પ્રતિબિંબ એમનાં કાવ્યોમાં નજરે પડે છે.

અહીં 'ફનકાર' નામના એક કાવ્યને રજૂ કરું છું:

એક યુવાન કવિ છે, પ્રેમી છે અને ગરીબ છે. એ કહે છેઃ—

'મંયને જો ગીત તેરે પ્યારકી ખાતીર લીખે
આજ ઉન ગીતોંકો બાઝારમેં બેચને લે આયા હું.'

—મેં જે ગીતો તારા પ્રેમના ખાતર લખ્યા હતાં એ ગીતોને આજે હું બજારમાં વેચવા લઇ આવ્યો છું.

"આજ દુકાનપે નીલામ ઉઠેગા ઉનકા
તુને જીન ગીતોપે રખીથી મહોબ્બતકી અતાસ
આજ ચાંદીકે તરાઝુમેં તુલેગી હરચીઝ
મેરે અફકાર-મેરી શાએરી-મેરે એહસાસ'

—આજે દુકાનમાં એ ગીતોનું લીલામ થશે જે ગીતો પર તેં તારા પ્રેમની મ્હોર મારેલી હતી, અને આજે ચાંદીના ત્રાજવામાં—એટલે કે રૂપિયા આના પાઈમાં—બધી વસ્તુઓ તોળાશે—મારા વિચારો, મારા કાવ્યો—મારી લાગણીઓ.

એ આગળ કહે છે—

"જો તેરી ઝાતસે મન્સુબ થે ઉન ગીતોંકો
મુફલીસી-જીન્સ બનાને પે ઉતર આઈ હય
ભૂક—તેરે રૂખે રંગીનકે ફસાનેકે એવઝ
ચંદ અશયાએ ઝરૂરતકી તમન્નાઇ હય"

—જે ગીતો ફક્ત તને ઉદ્દેશીને લખાયેલાં હતાં, જે ગીત ફક્ત તારા નામ સાથે જ સંકળાયેલાં હતાં એ ગીતોને મારી ગરીબીએ બજારમાં વેચાતી એક સામાન્ય વસ્તુ બનાવવા પર મને લાચાર કરી દીધો છે, અને મારી ભૂખ તારા સુંદર વદનના વર્ણનોના બદલે જરૂરતની થોડી ચીજોની આશા રાખે છે.

પછી એ કહે છેઃ—

"દેખ! ઇસ અરસ ગાહે મહેનતો સરમાયેમેં
મેરે નગમેભી મેરે પાસ નહીં રેહ સકતે।
તેરે જલ્વે કીસી ઝરદારકી મીરાસ સહી।
તેરે ખાકે ભી મેરે પાસ નહીં રેહ સકતે!"

—જો! આ મૂડી અને મહેનતના સંઘર્ષણના યુગમાં મારાં ગીતો પણ મારી પાસે નથી રહી શકતા, એને પણ આ મૂડીવાદીઓ પોતાના સકંજામાં ઝડપી લે છે.

તારાં દર્શન કોઈ શ્રીમંતની અંગત મૂડી ભલે હોય! પણ તારા સૌંદર્યના—તારા લાવણ્યનાં રેખાંકનો પણ મારી પાસે નથી રહી શકતા. એને પણ આ લોકો મારી પાસેથી છીનવી લે છે.

"આજ ઉન ગીતોંકો બાઝારમેં બેચને લે આયા હું
મૈંને જો ગીત તેરે પ્યારકી ખાતીર લીખે"

—આજે હું એ ગીતોને બજારમાં વેચવા લઇ આવ્યો છું, જે ગીતો મેં તારા પ્રેમના ખાતર લખ્યા હતા.

# કવિ-કથાઓ

મૂળરાજ અંજારિયા

## બેવડાની વાત

હમણાં હમણાં ગુજરાતમાં મુશાયરાની ઋતુ ઠીક ફાટી નીકળી છે ને તેમાં સારી સારી ગઝલો પણ સારા પ્રમાણમાં રજૂ થાય છે. સાંભળનારાઓને એ ગઝલોમાંથી કોઈ શેર સારો લાગે તો "દુબારા" કહી કવિને "વન્સમોર" આપે છે એટલે કવિ તે બેવડાવે છે. આ પ્રથા માટે એક કવિમિત્ર ફરિયાદ કરતાં લખે છે કે, "આપણા શાયરો આમ નાટકીઆ એકટરોની કક્ષા પર તેમની જાતને મૂકી દઈ શા માટે કડીઓ બેવડાવવાનું પસંદ કરતા હશે ?"

એ કડીઓ બેવડાવવા પાછળનું કારણ એ સાંભળી આનંદથી બેવડ વળી જતા શ્રોતા હોય કે પછી શાયરીમાં વારવાર આવતી "બેવડા"ની રંગીન વાતો પણ કદાચ હોય!

હવે પછી થનારા મુશાયરાઓમાં શાયરોનાં મ્હોં જોઈને નહિ પણ તેનાં મ્હોં સુંઘીને પછી તેમને દાખલ કરવામાં આવે તો વધુ માહિતી મળી શકે!

●

## કવિની ખુમારી

ભાવનગરના સદ્‌ગત મહારાજા સર ભાવસિંહજી એક વિલક્ષણ પ્રકારના રાજવી હતા. માણસની કિંમતનું માપ કાઢવાની તેમનામાં શક્તિ હતી.

એમની પાસે કેળવણી ખાતાના એક અમલદાર વારંવાર જતા-આવતા. મહારાજા સાહેબ પાણી પીને એ અમલદાર જો પાસે બેઠા હોય તો તેમના ખેસથી પોતાનું મ્હોં લૂછતા. આથી એ ભાઈ પોતાને માન મળ્યું સમજતા!

એક પ્રસંગે શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (સ્વ. કવિ "કાન્ત") મહારાજા પાસે બેઠા હતા અને મહારાજાએ તેમના ખેસથી મ્હોં લૂછયું. શ્રી. મણિભાઈએ ખેસ ખભા પરથી ઉતારી તરત નીચે મૂકી દીધો અને "સાહેબ, એ હું નહિ." કહી સડસડાટ દાદરો ઊતરી ગયા.

એ પછી મહારાજાએ એમની કોઈપણ પ્રકારની મઝાક કદિ કરી નહોતી ને એ વટવાળા કવિએ કદિ ખેસ પાછો ધારણ કર્યો નહોતો!

●

## —કિ ખિસ્સેમેં એક પાઈ નહિ!

એક શાયર કહે છે:—

ઇસ લીએ તસ્વીર જાના
હમને ખિંચવાઈ નહિ,
કિ નકશે ગુલમેં બૂએ ગુલ
આજ તક આઈ નહિ.

(અમોએ આજ સુધી એટલા માટે છબી પડાવી નથી કારણ કે ગુલાબના ચિત્રમાં કંઈ ગુલાબની સુગંધ આવતી નથી.)

તેના એક વિરોધી શાયરે તેને આ પરથી મેણું માર્યું:–

ઈસ લીએ તસ્વીર જાના
તુમને ખિંચવાઈ નહિ
હૈ મુફલિસ ઈસ કદર
કિ ખિસ્સેમેં એક પાઈ નહિ!

●

## ખળાનો પાક

એક સાહિત્યરસિક પટેલ મિત્ર સાથે પરિચય ગાઢ થતાં કવિ શ્રી ન્હાનાલાલ તેમનું દરેક પુસ્તક એમને ભેટ આપે. કિંમત આપ્યા સિવાય ઉપહાર ન સ્વીકારવાનો એ ભાઈનો સિદ્ધાંત હતો. અતિ આગ્રહપૂર્વક એ કવિને કિંમત આપે ત્યારે કવિ કહેતાઃ "અરે, ભલા માણસ, એ રહેવા દો; પટેલ થયા પણ રહ્યા અધુરા. પણેળ લેવાતાં તમારે ખેતરે કોઈ આવી ચડે ને તમે સુપડું કણ દો તેના દામ લ્યો છો? આ પણ મારા ખળાનો પાક છે. એના કંઈ પૈસા હોય?"

## કબર પરનું કાવ્ય

અમેરિકાના શીકાગો શહેરના કબ્રસ્તાનમાં એક કબર પર નીચેનું કાવ્ય ખાંભી પર કોઈએ પોતાની લાકડવાથી અન્ના પર લાંબી લીટીઓમાં લખ્યું છે.

" Here lies the body of our Anna,
*Done to death by a banana;*
It was not the fruit that laid her low,
But the skin of the thing that
made her go!

*

## આંખ લડી તારી!

આંસુડાથી આર્દ્ર બનેલી
ઉરના કોમળ ભાવ ભરેલી
પણ જન્મી કવિતાના જેવી
આંખલડી તારી!

—શ્રી મીનુ દેસાઈ

ઉરના કોમળ ભાવોથી ભરેલી આંખોથી આંખ લડી પછી કવિ, તમને બીજું જોઈએ પણ શું?



# ચંડી બને છે સખી!

મોડી સાંજ સખી મહારી મુજ પાસે જ્યાહરે આવતી
પોતાના મહિલાસમાજમહીંથી આનંદગોષ્ઠિ કરી
મારે સાંભળવી સહાય પડતી રેકર્ડ એની, (જતી
સામેની ઘડિયાળ આગળ ભલે વેગેભરી દોડતી!
ને ભઠ્ઠી મુજ પેટની ધખધખી છો ને રહેતી જતી!)
"સાહેલીગણુ માહરું નિરખિયું છે ના તમે શુ હઠ?
પેલી કલ્પલતા? રમા? મધુરિકા-દક્ષા-સુધા માલતી
શું એકે ય ન જોઈ છે કદિ ય રસ્તેથી જતાં કે અહીં?
સાચે ના નિરખી? અરે, જીવન તો તો નાખિયું વેડફી!"
કિન્તુ હું કથતો જહીં,
"પ્રિયતમે! એ સર્વ સાહેલીઓ
ના મેં કેવલ જોઈ, રે પણુ સહુને કાવ્યવાર્તામહીં
આલેખી રસનો અનુભવ કરાવી અન્યને-આત્મને-"
ત્યાં તો, "શું? ઉચર્યાં કશું?"
ગરજતી ચંડી બને છે સખી!"

હસિત બુચ





# સાથીને

ઓ દૂર સુદૂરના સાથી
ઓ સ્મરણોના સંગાથી
ક્યારે મુક્તમિલનના મંડપમાં બેસીશું ભાવે?
ક્યારે અંતર અધિગત વદશું ચિરસંચિત પ્રીતભાવે?
આ ઉપવનમાં સંસારે
આ સ્નેહસરોવર આરે
વ્યક્ત થવા ચહતું ગીત મારું હૃદયવીણાના તારે
એની આરઝૂ ઓળખવા તું આવીશ પ્રિયતમ ક્યારે?
આ સૂના શાંત શયનમાં
રાત્રિના મંદ પવનમાં
પ્રસ્પંદે પ્રતિપલ અંતરમાં તારું સ્વાગત ગાજે
મુખરિત મૌન થયું ગીત અવિરત અભિલાષાનું બાજે.
તું આવીશ આજે આજે

જયન્ત પાઠક

## જય વિયોગ

વસંત ન હતી છતાં ય સુમનો સુરંગી અહીં
પ્રફુલ્લિત થયાં, વહી સુરભિ માધુરી યોગમે,
અચાનક ઉરે ઝણી સુર સુરાવલી પ્રેમની
સુમેળ શુભ ત્યાં થયો, પ્રકૃતિ એ જ સાક્ષી હતી!
પ્રતીપ પથના અમે જીવન માર્ગે ઘુમતાં
પરસ્પર વિરોધિથી પ્રણય દોરનાં બંધને
સુસંગત થયાં, સમુલ્લસિત સ્નેહ–સૌહાર્દથી
નિરંતર નવા વિકાસમય બીજ નાવી મહીં!
છતાં મધુર જીવને વિષમતા, નિરાશા વસી!
કદીક ફળશે નકી સુભગ ભાવની એષણા!
સુણો અરજ: ખેલતાં હરહમેશ શૈત્રંજના,
મને સતત દુઃખ દો, ન સુખની મનીષા જરી
પછી ન ભૂલશો પ્રભો! જય વિયોગ ધાની ઝડી!
વિયોગ, દુઃખ ને વિનાશ શુભ ચિન્હ ઉત્ક્રાંતિનાં!

રમણ પટેલ

## વિરાટની પંક્તિ

સમુંદરનું મંદ્ર ગર્જન હતું, હતી ચાંદની
વિશાળ પર વેળુકા હતી, હતાં દ્રુમો ઝૂલતાં,
હુંફાળી હતી મંદ વાયુતણી ફરફરો યે, અને
પ્રસન્ન સ્મિત શાંતિની ફરફરી રહીં'તી ધજા.
વિમુક્ત જગ શોરથી પ્રકૃતિ ઉભરે તે સ્થળે
ઊભાં ઉભય તો હતાં અચળ દીપ રેખા સમાં
સુસાત્વિક ઉરે ન'તા પ્રકટ ઊર્મિ ઉન્માદ કે
ન'તા શબ્દ ભેદતાં પ્રકૃતિ વ્યાપી સૌંદર્યને
હતી ફક્ત શુભ ઉજ્જ્વળ છટા ભરી નેનમાં.
યથા જળતી જ્યોતિ એક, ભળતી મહા જ્યોતમાં,
યથા જળધિ ઊર્મિ એક, ભળતી મહા વીચિમાં,
સુમિષ્ટ રણકાર એક ભળતો સુરોમાં બીજી,
તથા પ્રકૃતિની વિરાટ કવિતા મહીં આપણે
હતાં ભળી ગયાં સખી! લલિત પંક્તિઓ શાં તદા.

મધુકર રાંદેરિયા

## હાકલ!

અહીં સંધ્યા કો'દિ મૃદુ પગલી પાડી જતી નથી
ઉષાનાં સ્વપ્નો ત્યાં કયમ કરી પછી સંભવી શકે?
દિશા છે ધૂંધાળી તિમિર ભરતી વ્યોમ ફલકે
નિશાનાં તંબૂઓ સ્થળ સ્થલ તણાયા પ્રથમથી!

નથી પુષ્પો પુષ્પો સમ અહીં, નથી જીવ જીવ શાં
છતાં સૂતેલાં ના દૃગ દ્યુતિભર્યા ઉન્નત ફરે
ભણી જાવા ચાહે પણ પડી રહ્યા ભૂમિ સરસાં
કહો શાને ઊઠો અયિ જગતનાં મારુત ઊઠો,

ચલો સૌએ સંગે જય પ્રલયના જંગ રમવા;
જગાવી આહલેકો લય થઈ ગઈ ચેતન દ્યુતિ
ફરી પૂરી દેવા; ધૃત ધુનિ હજૂએ નથી ખૂટી
શિખા તાજી, દીપે અધિક તર ઉત્કંઠ ઝગવા!

મશાલે ચાલો એ શયિત પથ ઉદ્યુક્ત કરીએ
સ્વસ્વાર્થો ને પોતા થકી વધુ ગણી રક્ષી મરીએ.

નટવર દેસાઈ

# કલ્પના

કલ્પનાની નવરંગ રંગોળી
માંહિ કવિએ અંગુલિ બોળી
કાવ્યમાં દીધું છે ઉરને રોળી,
સ્વપ્નની ચોગમ કિંકિણી વાગી,
પૃથ્વીને સ્વર્ગની આરઝૂ જાગી,
દિશાએ દિશામાં કલ્પના જાગી !

વાદળમાં ચડયા ભવ્ય મિનારા,
નિંદમાંથી નેણુ ખોલતાં તારા,
ભાવનાના ઉડયાં લાખ ફુવારા,
ઈન્દ્રધનુનાં રૂપ સુહાગી,
ગલીપચી કરે ઉરમાં જાગી,
રંગબેરંગી કલ્પના જાગી !

દૂરનાં ઉઠયાં ચિત્ર રૂપાળાં,
આજના કોટિક પ્રશ્નનાં જાળાં,
ભરી રહ્યાં જડમૂળ ઉચાળા,
ઉપમા ઠમકી ને બડભાગી
આવતી કાલની ઝાંઝરી વાગી,
હર્ષ છલોછલ કલ્પના જાગી !

મેલાંઘેલાં શિશુ માંહિ ચગેલાં
કવિનાં અંતરે કૈંક દિઠેલાં
આવતી કાલનાં આદર્શ ઘેલાં
નાગરિકો તણાં ચિત્ર સુહાગી,
ભાવિની જાણે બંસરી વાગી,
કવિ-કીકીમાં કલ્પના જાગી !

ત્યાં તો અચાનક કલ્પનાની ગતિ
થંભી ગઇ કવિ-રોપથી કંપતી,
રોતા નિજ શિશુવૃંદની સુણતી
માંદલી કીકીયારી વણમાંગી,
સંતતિની દીઠી ફોજ અભાગી
ત્યાં તો કવિની કલ્પના ભાગી !

સ્વર્ગના આભૂષણો સહુ ત્યાગી
ધરતીની નરી નગ્નતા જાગી
થાક ખાતી આંખ રહી છે તાકી;
શૂન્યતા ચોગમ ઊઠતી લાગી,
કલ્પનાની મિઠી ભ્રમણા ભાંગી,
મોતી-હીણાં રહ્યાં છીપલાં બાકી !

કાન્તિ વડોદરીઆ

# આશાનું ગીત

ગીત આશાનું ગાવું,
ભાઈ ગીત આશાનું ગાવું !
જીવન આભ હો કાજળ કાળું વરસે દુ:ખની ધારા,
સઘન શ્યામળ વ્યોમમા આશા વીજના જો ચમકારા,
એના રૂપેરી દોરે ધાવું,
ભાઈ ગીત આશાનુ ગાવું !

મૃત સ્વપ્નોને વિસ્મૃત કરવા, નવ ઉરે ભરવાના,
વિજન પથ ને સ્વજનહીન છો, આશ નહીં તજવાના;
શ્રદ્ધાને સાગર ના'વુ,
ભાઈ ગીત આશાનુ ગાવું !

પથપે ઉન્હા વાયરા વાયે, વટોળિયા દિશ છાતા,
એમાં શીતળ લ્હેરખી પેખી મેળવવી ઉર શાતા;
એનાથી યે હરખાવું,
ભાઈ ગીત આશાનુ ગાવુ !

મરૂભૂમિના છીએ મુસાફિર જોવાની ના પગવાટ,
ધ્રુવ એ ધાણીએ ધપતાં આગળ કાપવી જીવન વાટ;
સહરા ખૂંદતા જાવું,
ભાઈ ગીત આશાનુ ગાવું !

ઘેરા આશા ગીતથી ભાઈ આયખું આ ભરવાનું,
કટુ કટોરા મળે પીવાને—અમી એને ગણવાનું !
હસી ઘટઘટાવી જાવું,
ભાઈ ગીત આશાનુ ગાવુ !

રમણલાલ વ્યાસ

●

# સાહિત્યકારો અને તેમના કૂતરા

## સંપાદિત

એક એવી કહેવત છે કે, માનવે કૂતરા સાથે ભાઈબંધ્યું સંયોજન કર્યું ત્યારે સંસ્કૃતીની શરૂઆત થઈ. કૂતરા તરફનો પ્રેમ એ અંગ્રેજ લોકોમાં એક ખાસ ગુણ છે, અને એ પ્રેમ અંગ્રેજી સાહિત્યના લેખકોમાં ખાસ કરીને વિશેષ પ્રમાણમાં માલમ પડે છે.

અંગ્રેજી સાહિત્યમાં કેટલાક પ્રસિદ્ધ કૂતરા તરફના પ્રેમને લીધે એમનાં નામ અમર થયાં છે એવા દાખલા અસંખ્યો માલમ પડી આવે છે. બાયરનનો "બોટસ વેઇન" જે હાલમાં ન્યુસ્ટેડ એબ્બેમાં સૂતો છે તે સર વોલ્ટર સ્કોટના પ્યારા કૂતરા "હેમ્લેટ" અને "મેઇડા" "કેમ્પ" મેથ્યુઆર્નોલ્ડના "કૈસર" અને 'જેઇન્ડ' તથા ચાર્લ્સ લેમ્બનો "ડેશ" આ કૂતરાઓ અંગ્રેજી સાહિત્યમાં અમર પાત્રસમા બની ગયા છે.

"મને લાગ્યું છે કે, મનુષ્યો એકબીજા સાથે વિનયી અને ઉદાર મનોવૃત્તિવાળા વ્યાપક ભાવનાવાન થાય એ પહેલાં તેઓ હમેશાં પોતાના પ્રાણીઓ તરફ વિનમ્ર અને વ્યાપક મનોદશાવાળા હોય છે." આ પ્રમાણે જોન ગાલ્સવર્ધીએ લખ્યું છે. કૂતરાના ગુણ લક્ષણ વિશેનું એમનું સહાનુભૂતિભર્યું જ્ઞાન એમણે "Forsyte Sage"માં સરસ દર્શાવ્યું છે. એમાં "બાલ્થાસાર" (Balthasat) જે મૈત્રીભર્યા અને ચીડીઅલ કૂતરાનું વર્ણન છે તે આબેહુબ કૂતરાનું પ્રતીબિંબ પાડે છે.

પરન્તુ, કૂતરાનું શિષ્ટ રીતે જીવન આલેખન અંગ્રેજી સાહિત્યમાં થયું હોય તો તે ડૉ. જોન બ્રાઉન મારફતે જ. તે એડીનબર્ગનો શાણો બુઝર્ગ તબીબ હતો. ઉત્તરની આ રાજધાનીના લગભગ બધા જ કૂતરા એમને ચાહતા હશે જ, અને એટલે જ એમણે "Rab and her freinds"માં દરેક આદમીએ કૂતરો પાળવો જોઈએ, એ સંબંધી ઘણાં સરસ કારણો જણાવ્યાં છે.

પોપ હમેશાં કૂતરા પાળવાનો શોખીન હતો. એમનો માનીતો કૂતરો શો સ્કોટલેન્ડનો નાનો શો "ડેન્ડી" હતો. આ કૂતરો વફાદારીપૂર્વક એમની સાથે હરવાફરવા જતો, શાળાએ જતો અને ભાષણો વખતે પણ સાથે જ રહેતો. ખુદ ટીપણી અને વ્યંગ લેખો લખનારો પોપ પણ પોતાના કૂતરાનું મન જીતી લે એવી રીતભાતોથી મોહી પડયો હતો. એમણે પોતાના એક મિત્રને લખ્યું હતું કે, "જેમ નાના બાળક તરફ આપણને ખેંચાણ વહાલ ઉત્પન્ન થાય છે, તેમજ મારો માનીતો કૂતરો પણ નાના બાળક શો પાનોઓ અને બધાં કરતાં સુંદર આકૃતિવાળો છે અને એની તરફ નાના બાળક જેવો પ્રેમ ઉત્પન્ન થાય છે. મિત્રોની વ્યાખ્યાની દૃષ્ટિએ મિત્રતાનો જે કોઈ ઉમદા ગુણ કે તત્વ હોવું જરૂરી હોય, તે તે ગુણ સારા પ્રમાણમાં એનામાં રહેલો છે. હું બેસું છું ત્યારે તે જમીન પર બેસી જાય છે, હું ચાલું છું ત્યારે તે ચાલે છે. જે ઘણા મિત્રોના દાવા કરતાં વધુ છે........"

ડાયડજને પણ એક એવો વફાદાર કૂતરો મળ્યો હતો, જેણે તેને માટે પોતાનો પ્રાણ આપ્યો હતો. એમની ઉપર એક વેળા ધાડપાડુઓએ-લુંટારાઓએ હુમલો કર્યો હતો. આ લુંટારાઓએ એમની પાસે જે કંઇ હતું તે સર્વ લુંટી લીધું હતું. કેવળ એની માતાનું એક લોકેટ જ રહી શક્યું હતું. આ વખતે એમણે પોતાના કૂતરાને બોલાવ્યો અને ફરમાન કર્યું કે, "ડગન! આ બદમાશોને પકડી પાડ!" આ કૂતરો એ લુંટારાઓ સામે ઝઝુમવા લાગ્યો અને પોતે મદદ મેળવવા દોડી ગયો. તે પાછો ફર્યો ત્યારે આ બહાદુર કૂતરો જખ્મી હાલતમાં પડેલો મળી આવ્યો એની ખૂબ સારવાર કરવામાં આવી, તેમ છતાં તે જીવી શકયો નહીં, અને છેવટે મરણ પામ્યો. પરંતુ ડાયડજને એટલો તો સંતોષ થયો હતો કે, એનાં ખૂન માટે

તેવસતા એ બદમાશોને ફાંસી મળી હતી એ કૂતરાના પ્રતાપે !

બાયરનનો એના ન્યુ ફાઉન્ડલેન્ડના પાળેલા કૂતરા તરફનો પ્રેમ ઘણો હતો અને એને વિષે એમણે ઘણી વાર ઉલ્લેખો કરેલા છે. એમનો આ કૂતરો "બોટસ વેઇન" પહેલા તો લેડી બાયરનના પાળેલા કૂતરા "જીપ્પીન" તરફ જરા દુશ્મનાવટભર્યો હતો. પણ પછી તો તેમને ખૂબ બનતું. એક વેળા "જીપ્પીન" ને મોકલી દેવામા આવ્યો અને તે પછી તરત જ "બોટસવેઇન" પણ અલોપ થયો. પાછળથી બોટસ-વેઇન "જીપ્પીન"ને પોતાની સાથે લઇને જ પાછો ફર્યો. આ પછી તો તેઓ ભારે મિત્રો થઇ પડયા હતા અને જ્યારે "બોટસવેઇન"નું મરણ થયું, ત્યારે બાયરનને ઘણો જ શોક થયો હતો. પાચ વર્ષની ઉંમરે જ આ મરણ પામ્યો હતો. આ કવિએ લખ્યું હતુ કે, "બોટસવેઇન મરણ પામ્યો ! ! ઘણું ઘણું સહીને એણે એ માર્ગ લીધો. પરન્તુ છેવટ લગી એણે પોતાની સ્વભાવગત નમ્રતા અને મીઠાશ છોડી નહિ..."

એલીઝાબેથ બેરેટ બ્રાઉનીંગ પાસે મજાનો કૂતરો હતો. એનુ નામ હતુ "ફ્લશ." એલીઝાબેથને મન આ આ કૂતરો જગતમાં ઉત્તમ હતો. એ લખે છે કે, "ફ્લશ જેવો કોઇ કૂતરો કયાય નહીં હોય."

સર વોલ્ટર સ્કોટ બધા કૂતરાઓને વહાલથી ચાહતા હતા. એણે કહ્યું છે કે, "કેમ્પ એ એવો શાણો કૂતરો છે કે એના જેવા બીજા કૂતરા ભાગ્યે જ મે જોયા છે. એને જે કઇ સ કેતમા કહેવામા આવે, તે તાબડતોબ સમજી શકતો હતો." અને સર વોલ્ટરે જાહેર કર્યું છે કે, " તે કૂતરો બોલવા સિવાય બીજુ સઘળું કરી શકતો હતો." જે દિવસે "કેમ્પ"ને દાટવામા આવ્યો હતો તે દિવસે સ્કોટને એક ભોજન સમારંભમા જવાનુ આમત્રણ હતું પણ સ્કોટે એક ચિઠ્ઠી મોકલવાને કહેવરાવી દીધુ હતું કે, હું તમારા સમારભમા ભાગ લઇ શકું એમ નથી, કારણ કે, મારો એક અતિ વહાલો જૂનો મિત્ર મરણ પામ્યો છે.

સ્કોટને એના પડછંદ શિકારી કૂતરા "મેઇડા" તરફ પણ ઘણું વહાલ હતું. એ ઘણો સમજુ અને

ચાલાક હતો. એને લાગતું કે એના માલિકે ખૂબ લખી નાખ્યું છે. અને હવે એને માનસિક અને શારીરિક આરામની જરૂર છે, ત્યારે "મેઇડા" પોતાના પંજા વડે દરવાજા પર ટકોરા કરવા મંડી પડતો, અને ફરવા જવા બહાર નીકળવાની માગણી કરતો, અને નાસ્તા વખતે તે શાંતિથી સ્કોટની ખુરશી પાસે લપાઇને બેસી જતો. પણ લેડી સ્કોટને એની અસામાન્ય વર્તણુંકથી રોષ ચડતો. તે માનતી કે આ કૂતરો ગાંડો છે. અલબત્ત એ એમ ઇચ્છતી હતી કે એક નોકર એને ઠાર કરી નાખે, પરંતુ સર વોલ્ટર આ કૂતરાનો સ્વભાવ જાણતો હતો, એટલે એમણે હુકમ આપી દીધો કે, "નહીં, કૂતરાને ઠાર ન કરનો ભલે તે બારી-બારણાં તોડી નાંખે કે બીજું નુકશાન કરે."

સર વોલ્ટર સ્કોટે એક વેળા કહ્યું હતું કે, "કૂતરાને પાળવામાં એક દુઃખ તો એ છે કે, તે જલદીથી મરી જાય છે. પરંતુ કદાચ એમ માની લો કે, કૂતરો ૫૦ વર્ષ સુધી જીવે છે અને પછી મરણ પામે છે, તો પછી મારી શી દશા થાય ?"

પ્રજાનો પ્યારો લેખક રોબર્ટ લુઇ સ્ટીવન્સન, એડીનબર્ગમાં માતપિતાથી વીખુટા પડેલા એક બાલકના માબાપને શોધવા માટે વરસતા વરસાદમાં રાતના બે વાગ્યા સુધી ભટકતો હતો. તેને એક કૂતરા ઉપર અતિશય વહાલ હતું, અને એવું વહાલ હોય એ વિસ્મયજનક પણ નથી. તે જ્યારે જ્યારે ભોજન સમારંભમાં જતો, ત્યારે ત્યારે બોલતો: "હું ઇચ્છું કે, હું આ "બોબ" ને સાથે જ લઇ જાઉં." બોબ એક શરીર પર સુંદર ડાઘવાળો કૂતરો હતો. આ કૂતરો એને એડીનબર્ગમાંથી મળ્યો હતો. એક રાત્રે ભર વરસાદમાં આ કૂતરો પ્રીન્સેસ સ્ટ્રીટ પરના કેલેડોનીઅન સ્ટેશન પાસે દરવાજા આગળ બેઠો હતો; અને ત્યાંથી એમણે આ કૂતરાને સાથે લઇ લીધો હતો.

જે. એમ બેરીને પણ કૂતરાઓ માટે હૃદયમાં વહાલનો ખુણો હતો. 'ધી લીટલ વ્હાઇટ બર્ડ'માં આવતો 'પોર્થોસ' એ આ લેખક પાસે રહેલા એક માનીતા કૂતરાનું જીવન પ્રતિબિમ્બ છે.

પુસ્તકમાં કૂતરાને અત્યાર સુધીમાં જો કોઇએ અતિ આશ્ચર્યજનક અંજલીઓ અર્પી હોય તો તે સર નેવીલ હેન્ડરસન છે, અને એ કૂતરાનું નામ "હીપી" હતું. સર નેવીલ હેન્ડરસન જર્મનીમાં એક વખત એલચી તરીકે કામ કરતા હતા. "હીપી" એ ઓસ્ત્રી-આનો ખેલાડુ કૂતરો હતો અને એને એમણે બે પાઉંડ સને ૧૯૩૧માં ખરીદ્યો હતો. આ કૂતરો બર્લીનના બ્રીટીશ એલચી ખાતામાં જ રહેતો હતો.સને ૧૯૩૯માં બ્રીટીશ અલ્ટીમેટમ બાદ સર નેવીલે એલચી ખાતું છોડયું હતું. પણ "હીપી" છ મહિના કવોરેન્ટાઇનમાં જીવતો રહી શકયો નહીં. તે મરણ પામ્યો, ત્યારે સર નેવીલે લખ્યું હતું કે: "મારા જીવનમાંથી કંઇક ચાલ્યું ગયું છે જે હું જાણું છું કે હું પાછું કદી મેળવી શકીશ નહીં."

કદાચ કૂતરા વિષે સહુથી સુંદર પ્રશંસા જો કોઇએ કરી હોય તો તે સ્કોટ છે. સ્કોટના "ધી ટાલીસમન"માં એ ભાગ આવે છે. એ લખે કે, પરમેશ્વરે આપણા આનંદો અને સંકટોના સાથીદાર તરીકે એણે આપણને આપ્યો છે. એનામાં ઇશ્વરે ઉમદા સ્વભાવ અને ભારોભાર વફાદારી ભરી છે. એનામાં માનવબુદ્ધિનો હીસ્સો છે, પરંતુ માનવના જુઠાપણામાં એનો હીસ્સો નથી તે મનુષ્યનો કાયમનો સાચો મિત્ર છે.



# કાવ્ય-કલ્પના

## શ્રી સુદર્શન........અનુ : નૌતમ

મહારાજ શ્રી હર્ષની ગણત્રી સંસ્કૃતના એ જગવિખ્યાત કવિઓમાં થાય છે, જેમના નામ અજર અને અમર છે. ભારતવર્ષમાં સૂર્ય અને ચન્દ્રમા સાથે હર્ષ પણ સદા જીવતા રહેશે. એમની કાવ્યકલ્પના જોઇને લોકો-આજે પણ આશ્ચર્યમુગ્ધ બની રહે છે. એમણે ઘણો ખરો સમય કાવ્યરચનામાં જ જતો હતો. એમને પોતાના રાજ્યની ય એટલી પરવા નો'તી, જેટલી કવિતાની. શ્રી હર્ષ ઘણુંખરું કહ્યા કરતા-મારું અસલી રાજ્ય એ જ છે જેના ઉપર વિચારોનું શાસન છે. આ રાજ્ય છીનવી લેવાય, બદલાઈ જાય, નાશ પણ પામે, પરંતુ કવિનાનું રાજ્ય એવું રાજ્ય છે જેમાં કોઇ હસ્તક્ષેપ ન કરી શકે, એટલે સુધી કે એને મોતની ઠંડીગાર આંગળીઓ પણ કશી ઈજા નથી પહોંચાડી શકતી. મહારાજ પોતાની કલ્પનામાં તન્મય રહેતા, અને સૂર્ય ને ચન્દ્રમા, જીવન ને જ્યોતિ, પ્રેમ ને યૌવનની કદી નષ્ટ ન થનાર દુનિયાનાં સ્વર્ગીય સ્વપ્નાં જોયા કરતા.

એક દિવસ મહરાજ બાગમાં બેઠા હતા. સંધ્યાનો સમય હતો. આથમતા સૂરજના સોનેરી કિરણો ગુલાબના ખૂબસુરત ફૂલોની વિદાય લઈ રહ્યાં'તાં, અને પ્રકૃતિ-માતાનાં આ મનોહર બાળકોને ઉદાસીનતા દઇ રહ્યા'તા. જેમ દરેક સ્ત્રી પોતાની સખીને ઘેરથી જતી વેળાએ એનાં બાળકોને કંઇ ને કંઇ આપવું પોતાનું કર્તવ્ય માને છે. ઉદ્યાન-માતા પોતાની સાહેલીઓના વિયોગના વિચારે દુઃખી થઇ રહી'તી, અને એના સુન્દર, સ્નેહપૂર્ણ ચહેરા પર વિષાદની કાળી રેખાઓ વધતી જતી'તી. મહારાજ હર્ષ પ્રકૃતિનું ભાવોત્પાદક નાટક જોઇ રહ્યા'તા અને લખી રહ્યા'તા.

સહસા મહારાજની ચંદ્રમુખી કુંવરી ઉષા એમની સંમે આવી ઊભી રહી. સાયંકાલના અન્ધકારમાં પ્રભાત-સૂર્યના ઉદય થયો. મહારાજ આ સમયે બીજી દુનિયામાં હતા. કોઈ અમીર, કોઇ મંત્રી, રાજ્યની કોઇ મહાનમાં મહાન ઘટના પણ આ આનન્દ-કાનનમાં પગ નો'તી મૂકી શકતી. આ એમની રાજસી આજ્ઞા હતી. પરંતુ પ્રેમને માટે રાજ્યના દ્વાર પણ બંધ નથી. એ હર જગ્યાએ પહોંચી જાય છે. મહારાજાએ ક્રોધમાં માથું ઊંચક્યું. પરતુ રાજકુમારીને જોતાં જ એમના ક્રોધે મલકાટનું રૂપ ધારણ કરી લીધું.

ઉષાએ પોતાના કવિ અને મહારાજ પિતાને પુત્રીની પ્યારભરી દૃષ્ટિથી જોયા અને પછી પવિત્રતાની સાદાઇથી હસીને કહ્યું-"આખરે મેં તમને પકડી જ પાડયા ને ! મહેલનો ખૂણે ખૂણો ઢૂંઢી વળી, સંગીત-મંડપમાં ગઇ, ચિત્ર ભવનમાં જોયું, પરંતુ તમે..."

એકાએક ભોજ-પત્ર દીઠા-અને અટકીને સંકોચથી માથું ઢાળી દીધું. પોતાની ભૂલ થઇ ગયાનો એને ખ્યાલ આવ્યો. એણે વિનય-ભાવથી મહારાજ ભણી જોયુ અને કહ્યુઃ "પિતાજી ! મને ખબર નહિ કે..."

મહારાજે એના આ શબ્દો ન તો સાંભળ્યા કે ન એને પોતાની વાત પૂરી કરવાની તક આપી. તેઓ ઊઠીને એની નિકટ આવ્યા, પિતૃ-વાત્સલ્યનો કંપતો હાથ એને માથે ફેરવ્યો અને વાત્સલ્યનો આ વધ કરી લેતો અમલ જારી રાખતાં બોલ્યા, "બેટા ઉષા, જરા સૂર્ય ભણી જો. તે પોતાનાં કિરણો સમેટીને કાળી ચાદરમાં મોઢું સંતાડી રહ્યો છે. એના કિરણો ફૂલોને માથે હાથ ફેરવી રહ્યાં છે, જેમ હું તારે માથે હાથ ફેરવી રહ્યો છું તેમ. મારા દરબારના કવિ પણ મારા ભાવ નથી સમજી શકતા, તેમ નથી એમની કને એ દૃષ્ટિ જે શબ્દોની સુન્દરતા જોઈ શકે. પરંતુ મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તું મારી વાત જરૂર સમજીશ. તું મારી પુત્રી છે. તારું મન મારા મનના બીબામાં ઢાળેલું છે."

મહારાજે કવિતા સંભળાવી. રાજકુમારીએ કવિતા

સાંભળી, અને એની આંખોની ચમક અને હોઠોના મલકાટે મહારાજને ખાત્રી કરાવી દીધી કે દીકરીએ પિતાની કવિતાના ભાવ પૂર્ણ રૂપમાં સમજી લીધા છે.

ત્યાર બાદ બાપ–દીકરી બને સાંજના અંધારામાં મહેલે જવા રવાના થયા, અને ઉષાએ પિતાની પૂંઠે દોડતાં એમની સાથે થઇ જવા મથતાં બાળપણની સાદાઇથી કહ્યું: "હું પણ કવિતા શીખીશ."

અને મહારાજ, જેમણે આજ પહેલાં પોતાની વ્હાલસોઇ પુત્રીની નાનામાં નાની વાત પણ કદી નામંજુર નો'તી કરી, મનમાં વિચારતા હતાઃ આને કવિતા કોણ શિખવશે? આ જુવાન છે. કુંવારી છે. આ તરફ કવિતામાં પવિત્રતા અને સંયમની સરિતાઓ વહેવડાવતા કવિ પણ કેટલા સાધારણ, વિષયવાસનાના કેવા ઉપાસક હોય છે એ સત્ય મહારાજ હર્ષ જેવા બુદ્ધિમાન્ અને પંડિત કવિ–સમ્રાટથી અછતું નો'તુ।

## (૨)

વર્ષાના દિવસ હતા. આકાશમાં કાળી ઘટા ઘેરાંભાઇ હતી, જેવી દુ:ખી હૃદયો પર આશા છવાઇ રહે છે. આશાનાં આ વાદળાં ક્યારેક વરસે છે, ક્યારેક પવનના સપાટામાં આમતેમ ઊડી વિખારાઇ જાય છે. મહારાજ હર્ષના દરબારમાં એક સુંદર નવયુવક દંડી સન્યાસી આવ્યો, અને બોલ્યોઃ "રાજન્, અમે રહ્યા સંન્યાસી, ત્રણ દિવસથી વધુ ક્યાંય નથી રોકાતા. પરંતુ હવે વર્ષા–ઋતુ બેસી ચૂકી છે, હવે અમારે માટે યાત્રા કરવાની આજ્ઞા નથી. અમે વાદળ અને વીજળીના આ ચાર મહિના ક્યાંક રોકાવા ઇચ્છીએ છીએ. શું તું અમારો પ્રબન્ધ કરી શકશે?"

મહારાજે નવયુવક સંન્યાસીનો ચરણસ્પર્શ કરી કહ્યું:–"સ્વામીજી, હું અને મારું આખુંય રાજ્ય આપની સેવામા ઉપસ્થિત છે. માનસરોવરના મુક્ત રાજહંસોને પીંજરામાં ખુશ રાખવા સહેલ તો નથી જ, પરંતુ હું મારી રાજ્ય–સત્તાની બધી શક્તિઓ ખરચી નાખીશ અને આપને કષ્ટ નહિ થવા દઉં."

સંન્યાસીએ હાથ ઊંચો કરીને મહારાજને આશીર્વાદ દેતાં કહ્યું: "ભગવાન્ તારું કલ્યાણ કરો."

સંન્યાસીને રાજમહેલમાં સ્થાન મળી ગયું, અને ત્યાં તેઓ વર્ષાઋતુના ચાર મહિના ગાળવા લાગ્યે. મહારાજ હર્ષ સન્યાસી પાસે અવારનવાર આવતા–જતા. ધીરે ધીરે એમને સન્યાસીના સદ્‌ગુણોનું જ્ઞાન થયું. તે કેવળ સાધુ જ નહોતો, મહાન ચિત્રકાર અને કવિ પણ હતો. અને એટલું જ નહિ, એમને હરેક વિદ્યાનું પૂરેપૂરું જ્ઞાન હતું. જે વિષય ઉપર એ બોલતો મહારાજ હર્ષ મોં તાકતા જ રહી જતા. આટલી નાની ઉમરમાં આ પાંડિત્ય એક એવી વાત હતી જે મહારાજે કદી નો'તી દીઠી. અને વળી નવયુવક સંન્યાસીનો પ્રફુલ્લ ચહેરો, અને કૃપાકાંક્ષ્યા વનમાં મીઠા પાણીના ભર્યાં ભર્યાં નીલાં તળાવ સમી બે શાંત આંખો! દુનિયાએ આવી મોહિની કોઈ પણ મનુષ્યના ચહેરા પર ભાગ્યે જ જોઇ હશે. મહારાજ હર્ષ જેમ જેમ સંન્યાસીને વધુ મળતા ગયા તેમ તેમ એમના હૃદયમાં એનું સન્માન વધતું જ ચાલ્યું. એમણે એ નાની ઉંમરના સાધુની દરેક રીતે પરીક્ષા કરી જોઇ, અને બધી રીતે એ શુદ્ધ સુવર્ણ નીકળ્યો. માણસોમાં કેટલાય દોષ હોય છે, સંન્યાસીમાં એકે નો તો. મહારાજ એક દિવસ ખૂબ જ વિનમ્રભાવે બોલ્યાઃ "સ્વામીજી, રાજકુમારી કવિતા શીખવા ઇચ્છે છે. મેં ખૂબ ઢૂંઢયો, પરંતુ એવો એકે માણસ ન મળ્યો જેના ઉપર વિશ્વાસ મૂકી શકાય."

સંન્યાસીએ અર્ધી વાત પરથી પૂરો ભાવ સમજી લીધો. અને વિના સંકોચ જવાબ આપ્યોઃ "અહીં છીએ ત્યા સુધી શિખવ્યા કરશું."

મહારાજના મનની મુરાદ ફળી. રાજકુમારી કવિતા શીખવા લાગી.

## (૩)

ચાર મહિના બાદ મહારાજે સંન્યાસીને પૂછ્યું: "રાજકુમારી ઉષા શું શીખી?"

સંન્યાસીએ મનને મોહી લેતી મોટી મોટી અને સતેજ આંખોથી મહારાજ ભણી જોયું. અને હસીને જવાબ વાળ્યોઃ "કવિપિતાની પુત્રી છે. ઘણુંખરું

શીખી ચૂકી. આટલા થોડા સમયમાં બીજું કોઈ કંઈ પણ ન શીખી શકત, પરંતુ રાજકુમારીની કવિતા જોઈને તો અમે પોતે પણ દંગ થઈ જઈએ છીએ."

મહારાજને આશ્ચર્ય થયું: "પરંતુ કેવળ ચાર મહિનામાં!" સંન્યાસીએ જવાબ વાળ્યો, "રાજન કવિ થતા નથી, જન્મે છે. અગ્નિની ચિનગારીઓ રાખમાં ભારેલી પડી હોય છે, કવિતાની કળા હૃદયમાં છુપાયેલી હોય છે. ગુરુનું કામ માત્ર આટલું જ છે કે રાખ ખસેડીને કવિતાની એ ચિનગારીઓને સચેત કરી દે, આગ પોતાની મેળે જ ભભૂકવા લાગશે. આને માટે મથામણ કરવાની પણ જરૂર નથી. હવાની લહેરો જ એને માટે ધીના છાંટા બની જાય છે. રાજકુમારીમાં આ શક્તિઓ પહેલેથી જ મોજુદ હતી. અમે માત્ર એને જગાડી દીધી છે, અને હવે તે સુંદર શબ્દો અને સુંદર ભાવોની વિદ્યામાં પ્રવીણ થઈ ચૂકી છે."

મહારાજે ઉલ્લાસઅભિમાન અને આશ્ચર્યથી પોતાની પુત્રી ભણી જોયું. તે જમીન તરફ જોઈ રહી હતી.

"ઉષા!"

ઉષાએ માથું ઉચકી પિતા ભણી જોયુ. અને શરમાઈને માથું ઢાળી લીધુ.

"તારી એકાદ કવિતા તો સંભળાવ. સંભળાવીશ ને?"

રાજકુમારે એ જ રીતે ભૂમિ તરફ જોતાં રહી માથું હલાવી કહ્યું: "ના."

"કાં?"

રાજકુમારીએ જવાબ ન દીધો.

"સંભળાવ બેટા, કોઈ સરસ મજાની કવિતા સંભળાવ."

ઉષાએ સાડીને માથા પર ખેંચતા ધીરેથી કહ્યું "તમને નહિ ગમે." હવે સંન્યાસી ચૂપ ન રહી શક્યો. બોલ્યો, "ઉષાદેવી, આ તમારી જ નહિ, મારી પણ પરીક્ષા છે. ગુરુના શિક્ષણની લાજ રાખજો."

ઉષાએ પોતાની પોથીનાં પાનાં આમ તેમ ઉથલાવતાં વિચાર્યું કે શું કરવું. પરંતુ કશો નિર્ણય ન કરી શકી. વિવશ થઈ બોલી "શું સંભળાવું!"

"કંઈ પણ સંભળાવી દેને, સાકર ગમે તે બાજુથી મીઠી હોય છે."

રાજકુમારીએ સાહસ કરીને કહ્યું "કવિતા ઉપર કંઈક લખ્યું છે તે જ સંભળાવી દઉં છું."

એણે બોલવા ચાહ્યું પણ જીભ ન ઊપડી. મહારાજે સંન્યાસીને કહ્યું "આપ જ વાંચી દો."

સંન્યાસીએ પોથી લીધી અને વાંચવા લાગ્યો.

"કવિતાનો કવિશું એ જ સંબંધ છે, જે નવવિવાહિત રમણીનો પોતાના પતિશું. પતિ પત્નીને સ્પર્શવા, પકડવા, એને ભેટવા ચાહે છે, પરંતુ નવવધૂ લજાય છે, પોતાની જાતને બચાવવા એક તરફ ભાગી જાય છે. કવિતાની પણ આ જ દશા છે. એ ક્યારેક કવિ સમક્ષ આ શક્તિ દાસી જેમ શિર ઝુકાવીને ઊભા રહી જાય છે. ક્યારે ય એના ભણી જોઈને અવિનયી બાળકની જેમ હસે છે. ક્યારેક શરમાઈને મોં છુપાવી લે છે, અને ક્યારેક, કવિ જ્યારે એની ખૂબ જ સમીપ પહોંચી જાય છે ત્યારે ચંચલ હરિણીની જેમ ફાળ ભરતી દૂર ચાલી જાય છે. ક્યારેક જરા સમથી વાતમાં માથું ઢાળી દે છે -તો ક્યારેક નિર્લજ્જ ભાવથી પોતાની બંને ભુજાઓ એના ગળામાં વીંટાળી દે છે"

રાજકુમારીની આ કવિતા કેવી મનોહર હતી, કેવી ભાવપૂર્ણ! અને તે સાથે જ કેટલી સાદી! એમાં આંટીઘૂંટી નોતી, કોઈ એવી ભૂલ ભૂલામણી નોતી જે સમજતાં કલાકો સુધી માથાકૂટ કરવી પડે. કલ્પના જેટલી નવીન તેટલીજ ઉન્નત પણ હતી. પરંતુ અસ્વભાવિક નો'તી આ જ કવિતા જો કોઈ બીજાની હોત તો મહારાજે એને નવાજી દીધો હોત. પરંતુ પુત્રીની લખેલી પ્રેમ અને યૌવનની આ અમર કહાની સાંભળીને એમની આંખોમા ખૂન ઊતરી આવ્યું. વિચારવા લાગ્યા—આ કુંવારી કન્યા સ્ત્રી—પુરુષના પ્રેમની વાતો ક્યાંથી જાણે? એણે આવું દૃશ્ય ક્યારે દીઠું? એમના દિલમાં એ સંદેહ ઉત્પન્ન થયો; એમણે નવ-

પુર્વક સંન્યાસી ભણી વેધકદૃષ્ટિએ જોયું, અને સ્થિતિને સમજવા પ્રયત્ન કરવા લાગ્યા. શું સોનું પણ અગ્નિમાં પડીને ખોટું થઇ ગયું? પરંતુ સંન્યાસી હસી રહ્યો'તો. એના ચહેરા પર જરા પણ ભય, એની આંખોમાં જરાપણ સંકોચ ન હતો. મહારાજ વિમાસણમાં પડી ગયા. આ ચહેરો પાપનો ચહેરો ન હોય. પાપ કરડી આંખ સામે માથું ઊંચું નથી કરી શકતો, તેમ નથી હોતું એમાં હસવાનું સાહસ. પરંતુ ઉપાએ પ્રેમની કવિતા કેમ લખી?

મહારાજ કેટલીક વાર સુધી ચૂપ-ચાપ બેઠા બેઠા સોચતા રહ્યા, પછી ઊઠીને ધીરે ધીરે ચાલ્યા ગયા. સંન્યાસી મહારાજના મનની વાત કળી ગયો

## (૪)

બીજે દિવસે મહારાજે સંન્યાસીને વિદાય આપવા દરબારમાં બોલાવ્યો. થાળ ભરીને સોનામહોરો એમને ભેટ આપી અને કહ્યું "આ છે આપની દક્ષિણા."

સંન્યાસીએ સોનામહોરોના થાળ ભણી અવહેલનાની દૃષ્ટિએ જોયું, અને કહ્યું "રાજન્, તું કવિઓમા રાજા, અને રાજાઓમાં કવિ છે. આ દક્ષિણા તારે યોગ્ય નથી."

મહારાજે આશ્ચર્યથી સંન્યાસી ભણી જોયું. પરંતુ સંન્યાસી હસી રહ્યો'તો.

"અમે મોં માગી દક્ષિણા ઇચ્છીએ છીએ."

મહારાજે અધીનતાથી માથું ઝુકાવીને કહ્યું: "આજ્ઞા કરો. હું પાલન કરીશ."

બધા દરબારીઓ જોઇએ તો ખરા સંન્યાસી શું માગે છે? એ વિચારે સ્તબ્ધ બની રહ્યા.

સંન્યાસી બોલ્યો "રાજન્, તારી એકાદ કવિતા સંભળાવ, અમારી એ જ સાચી દક્ષિણા."

દરબારીઓની આંખો ફાટી રહી ગઇ! તેઓ મનમાં વિચારતા હતા: સંન્યાસીએ સોનેરી તક ગુમાવી.

મહારાજે પૂછ્યું. "કયા વિષય ઉપર?"

"કોઈ ગરીબના ઘરનું દૃશ્ય ખડું કરી દેખાડ."

મહારાજે ભોજ-પત્ર લીધું અને એક બાજુ બેસી ગયા. અર્ધા કલાકમાં તો કવિતા તૈયાર!

"વાંચો."

મહારાજે કવિતા વાંચવા માંડી—

"વર્ષા-ઋતુ છે, આકાશમાં કાળાં વાદળાં ઘેરાયાં છે, પરંતુ એથીય વધુ કાળાં વાદળ ગરીબ હતભાગિની ડોશીના દિલમાં છવાયાં છે. આકાશનાં વાદળાંમાં ક્યારેક ક્યારેક વીજળી પણ ઝબકી જાય છે. પરંતુ એના હૃદયમાં સદા અંધારું જ છે.

છાપરામાંથી પાણી ચુએ છે, અને આ અવિરત ટપકતાં ટાઢાંટબુકલાંથી ઝુંપડીની કાચી ભોંય પર ઠેકઠેકાણે ખાબોચિયાં બંધાયાં છે. છતમાંથી ટપકતું પાણી ખાબોચિયામાં પડે છે અને ખાબોચિયાંમાંનું પાણી ચારે તરફ ઊડે છે અને આસપાસની જમીન પણ ભીંજવી નાખે છે. પરંતુ આથીય અદકાં ઊંડાં ખાબોચિયાં ડોશીના દિલમાં બંધાયેલાં છે.

સાયંકાળના અંધકારમાં લોકો પોતપોતાના ઘરમાં દીવા ચેતવી રહ્યાં છે પરંતુ ડોશીના દીવાનું તેલ, કેટલાય દિવસ થયા ખૂટી ગયું છે, અને વાટ એના લુખાસૂકા વાળ જેવી સૂકી છે.

એના ચૂલામાં કેટલાય દિવસથી આગ નથી પેટી. ત્યાં કરોળિયાએ જાળાં વણી કાઢયાં છે. એના ઘરના ઉંદરો ભાગી ગયા છે અને ચામાચિડિયાં અહીંતહીં ઉડતાં ફરે છે.

આ કવિતા નો'તી; કોઈ હતભાગીના ઘરનું ચિત્ર હતું, પરંતુ કેટલું સજીવ! કેવું હૃદય-ભેદક! દરબારીઓએ "વાહ-વા"ના ધ્વનિથી દરબાર આખો માથે લઈ લીધો, પરંતુ સંન્યાસી ચુપ હતો.

મહારાજે એના ભણી જોયું. સંન્યાસીએ કહ્યું "રાજન્, તારી કવિતા સાચે જ ખૂબ સુંદર અને ભાવમયી છે. પરંતુ..."

દરબારી, વજીર, રાજા બધા સંન્યાસી ભણી

# અમારી ખરીદી

મેળા મહીં ઉલટભેર ગયાં .અમે સૌ
તૈયાર થૈ અવનવાં કપડાં સજીને.
તાતે દીધા અમકરે હસી ચાર આના
દીધું, "તમે ખરચજો; પણ લાવશો ના
કૈં એવું જે ઝટ તૂટે, સમજી ગયાં કે ?"
"હા હા" ભણી હરખભેર ગયાં અમે સૌ.

લીધી ચીજો મનગમી હરખી બધાંએ
લીધું નહીં ભગિનીએ અમ કૈં, દ્રવીને
તેણે દીધો ગરીબને નિજ તુચ્છ ભાગ
ને' આશિષો વળી દીધી નિજ આંસુડાંથી.

આવી ઘરે વડિલની નિકટે પળ્યાં સૌ
ચીજો બધી હરખથી નિરખી રહ્યાં, ત્યાં
ણી કથા ભગિનીની હરખ્યા પિતા, ને
આપી દીધી બધી ચીજો અમને ફરીથી.

ળામહીં જગતના જન આવી હોંસે
રીતે ઘૂમી અહીં તહીં હરખી ખરીદી
પાપો હલાહલ સમાં, શુચિ શુભ્રપુણ્યો
જાયે ફરી વિભુતણાં દરબારમાં; ત્યા
થાતી હશે ભગિનીના સમ ભેટ કોની ?

બાબુ જી. દેસાઈ



# પ્રિય મિત્રને—

કૃપા ધારી વ્હાલા, અખૂટ અપરાધો અણુગણ્યા,
કૃતઘ્ની પ્રાણી શા, મલિન ક્રૂર નાગ સુહૃદના,
ક્ષમા જો ના દે તો, સુખથી પ્રિય તું દંડ કરજે,
સખે ! ઉપાલમ્ભો, અતુલ મીઠડા શિર્ષ ધરજે. ૧

અહો તારા શબ્દો, કટુ બહુ હશે તોય પણ શું
વધુ લાગે મીઠા, મધુર અમીના બિંદુ થકી શું
સખે ! પ્રેમે પ્રેર્યા, હૃદયરવના દિવ્ય પડઘા,
શકું ના જાણી શું, સુહૃદ શુચિ હૈયેથી ઉઠતા. ૨

સખે ! પાપી હું તો, નથી કંઈ તને જોઈ જ શક્યો,
કંઇ ના સંદેશો, તુજ પ્રતિ કહ્યો વ્હાલભરિયો,
નથી તારું કોંદિ, દુખ વળી સુખે શ્રેય કરિયું,
સખે ! ભૂલી તુને, મન મહીં અરે અન્ય ભરિયું ૩

ધરું ઇચ્છા ઊંડી, તુજ દિલ સહે રોજ મળવા,
સખે ! વ્હાલા તારા, મૃદુ હૃદે મહીં ચિર વસવા,
અરે, ના તોયે હું, સદન પ્રિય તારે જઇ શકું,
સખે ! આશા મોટી, ખચિત જ હશે સત્ય નહિ શું ? ૪

સખે ! મારા આંસુ, વિમલ દગ કેરા ઉમળકા,
અને આ હૈયાનો, શિથિલ બનતા પ્રેમરણકા,
સખે ! આવી પાયે, પુનિત તુજ વંદે હરખથી,
સ્વીકારી આપી લે. નહિ નહિ. સખે ! હું દૂર કદિ. ૫

રતિલાલ જોષી



# 'કવિતા' ઝિન્દાબાદ!

નૂતનવર્ષના મંગલ પ્રભાતે સર્વે કવિતારસિકોને અમારાં અભિનંદનો!

અનંતકાળના પ્રવાહમાં વર્ષ પછી વર્ષ વીતે છે. તેની જ સાથે કાળના વહેણમાં જીવનાર વ્યક્તિ અને વસ્તુનાં પણ વર્ષો વીતે છે

'કવિતા'નું વર્ષ પણ એની સાથે વીત્યે જાય છે. એક માસ પછી 'કવિતા' છઠ્ઠા વર્ષમાં પ્રવેશશે.

'કવિતા' જેમ જેમ વર્ષો વીતાવ્યે જાય છે તેમ તેમ અમને અમારું સ્વપ્નું સાકાર થતું દેખાય છે.

હવે અમને લાગે છે કે 'કવિતા'નો પાયો પૂરાયો છે–ભવ્ય ઈમારતને ઊભી કરવા માટે પાંચ પાંચ વર્ષની સાધનાનો પ્રચંડ પાયો તૈયાર કર્યો છે.

પાંચ વર્ષની વાત 'કવિતા' અને 'કોલક' જાણે છે. અનેક મુશ્કેલીઓનો કેવો સામનો કરવામાં આવ્યો છે તે કવિતાના મુદ્રકપ્રકાશક શ્રી નટવર ચીમાવાળા અને સંપાદક કોલક એ જ જાણે છે.

અને એ હકીકત પછી જ કહી શકીએ છીએ કે ના, કવિતાને ચિરાયુ આપી શકાશે. કવિતા છે તેના કરતાં વધુ પ્રાણવાન થઈ શકશે. 'કવિતા' ગુજરાતના નવીન કવિબંધુઓનું મુખપત્ર થઈ શકશે.

પણ....એ બધા માટે એની કેટલીક જરૂરિયાતો પૂરી પાડવી જોઈએ. 'કવિતા'ના ગ્રાહકોમાં દોઢસોથી બસો જેટલા આજે છેલ્લા પાંચ વર્ષોથી 'કવિતા'ને પોતાનું માનીને જ રસ લઈ રહ્યા છે. એમની સમક્ષ, ગુજરાતના સાહિત્યપ્રેમી શ્રીમંતો સમક્ષ અમે એક વધુ વાત મૂકીએ છીએ. એ વાતમાં અમે પાર પડીશું તો અમને શ્રદ્ધા છે કે ત્રણ વર્ષમાં જ 'કવિતા' અનોખું સામયિક થઈ રહેશે.

'કવિતા'ને માટે એક નાનું પ્રેસ ઊભું કરવું, જેથી 'કવિતા'ને વધારે સારી રીતે પ્રગટ કરી શકાય. પણ પ્રેસને માટે ભંડોળ જોઈએ. એ ભંડોળ ક્યાંથી લાવવું? આજે પણ કવિતાને માથે થોડું દેવું છે. આ બધી પરિસ્થિતિમાં શું કરવું?

એનો એક માર્ગ અમે એમ કાઢયો છે કે કવિતાનુરાગીઓમાંથી લગભગ સો જેટલા આજીવન સભ્યો મેળવવા. આજીવન સભ્યનું લવાજમ રૂપિયા ૧૦૦) રહેશે. 'કવિતા'માં રસ લેનાર ભાઈઓ આજીવન સભ્ય થઈને કવિતાની યોજનાને બર લાવવામાં ફાળો આપશે. આજીવન સભ્યે ત્યાર બાદ કશું યે આપવાનું રહેતું નથી.

અમને આશા છે કે મિત્રો, પ્રશંસકો સૌ અમને આ યોજના બર લાવવામાં સહાય કરે.

—કોલક

# અમારી ખરીદી

મેળા મહીં ઉલટભેર ગયાં .અમે સૌ
તૈયાર થૈ અવનવાં કપડાં સજીને.
તાતે દીધા અમકરે હસી ચાર આના
કીધું, “તમે ખરચજો; પણ લાવશો ના
કૈં એવું જે ઝટ તૂટે, સમજી ગયાં કે ?”
“હા હા” ભણી હરખભેર ગયાં અમે સૌ.

લીધી ચીજો મનગમી હરખી બધાંએ
લીધું નહીં ભગિનીએ અમ કૈં, દ્રવીને
તેણે દીધો ગરીબને નિજ તુચ્છ ભાગ
ને' આશિષો વળી દીધી નિજ આંસુડાંથી.

આવી ઘરે વડિલની નિકટે ૫ળ્યાં સૌ
ચીજો બધી હરખથી નિરખી રહ્યાં, ત્યાં
સુણી કથા ભગિનીની હરખ્યા પિતા, ને
આપી દીધી બધી ચીજો અમને ફરીથી.

મેળામહીં જગતના જન આવી હોંસે
પ્રીતે ઘૂમી અહીં તહીં હરખી ખરીદી
પાપો હલાહલ સમાં, શુચિ શુભ્રપુણ્યો
જાયે ફરી વિભુતણાં દરબારમાં; ત્યાં
થાતી હશે ભગિનીના સમ ભેટ કોની ?

બાબુ જી. દેસાઈ



# પ્રિય મિત્રને—

કૃપા ધારી વ્હાલા, અખૂટ અપરાધો અણગણ્યા,
કૃતઘ્ની પ્રાણી શા, મલિન ક્રૂર તારા સુહૃદના,
ક્ષમા જો ના દે તો, સુખથી પ્રિય તું દંડ કરજે,
સખે ! ઉપાલમ્ભો, અતૂલ મીઠડા શિર્ષ ધરજે. ૧

અહો તારા શબ્દો, કટુ બહુ હશે તોય પણ શું
વધુ લાગે મીઠા, મધુર અમીના બિંદુ થકી શું
સખે ! પ્રેમે પ્રેર્યા, હૃદયરવના દિવ્ય પડઘા,
શકુ ના જાણી શું, સુહૃદ શુચિ હૈયેથી ઉઠતા. ૨

સખે ! પાપી હું તો, નથી કંઈતને ભેટી જ શક્યો,
કંઇ ના સંદેશો, તુજ પ્રતિ કહ્યો વ્હાલભરિયો,
નથી તારું કોદિ, દુ:ખ વગી સુખે શ્રેય કરિયું,
સખે ! ભૂલી તુને, મન મહીં અરે અન્ય ભરિયું ૩

ધરું ઇચ્છા ઊંડી, તુજ દિલ સહે રોજ મળવા,
સખે ! વ્હાલા તારા, મૃદુ હૃદે મહીં ચિર વસવા,
અરે, ના તોયે હું, સદન પ્રિય તારે જઇ શકું,
સખે ! આશા મોટી, ખચિત જ હશે સત્ય નહિ શું ? ૪

સખે ! મારા આંસુ, વિમલ દૃગ કેરા ઉમળકા,
અને આ હૈયાના, શિથિલ બનતા પ્રેમરણકા,
સખે ! આવી પાયે, પુનિત તુજ વંદે હરખથી,
સ્વીકારી ચાંપી લેઃ નહિ નહિ સખે ! હું દૂર કદિ. ૫

રતિલાલ જોષી

આત્મપ્રસન્ન ઉત્તેજક, શું પ્રતાક કલાપરૂ
શું એ સૂક્ષ્મ
ના....હા....એવું એક સરસ હો મિત્રકવિનું
અન્ય હૃદયશું પાનઃ એકવું ના કંઇ બીજું.

દેશળજી પરમાર

# ઝેબુન્નિસા

## પ્રવીણચંદ્ર જે. રૂપારેલ

લાહોર પાસે નવાકોટમાં તૂટેલા મિનારા અને દરવાજાઓ વચ્ચે સોનેરી ઘુમ્મટવાળી એક જૂની કબર છે. કબર પરની સુંદર કારીગરી જોતા જ પ્રાચીન વૈભવનું ચિત્ર આપણા માનસ પર અંકાઈ જાય છે. એક દિવસ એની ચોતરફ બાગ હતા. વચ્ચે વચ્ચે હોજ અને ફુવારા હતા. પરંતુ જ્યાં એક વાર આટલી સુંદરતા હતી, જેને જોઇ પ્રકૃતિ પોતે હસી ઊઠતી, ત્યાં આજે ઘુવડ બોલી રહ્યાં છે, પક્ષીઓએ માળા બાંધ્યા છે, ઠેકઠેકાણે ઘાસ ઊગી નીકળ્યું છે. કબરની આ અવદશા અને તે પર અંકિત થયેલા ફારસી પદે અનેક કવિઓને સહૃદયોને રડાવ્યા છે. કબર પરની પંક્તિઓ છેઃ
**બર મઝારે મા ગરીબાં ને' ચિરાગે ને' ગુલે,**
**ને' પરે-પરવાના-સોઝદ-ને' સદાએ બુલબુલે!**

'મુજ દુખિયારીની કબર પર કોઇ ફુલ ચઢાવતું નથી, કે દીપ પ્રકટાવતું નથી; નથી એવા કોઈ દીપક પર પતંગો બળી મરતાં કે નથી બુલબુલો પોતાનું સંગીત છેડતાં.' કેટલા કરુણાપૂર્ણ શબ્દો! ભૂમિ નીચે અનંત નિદ્રામાં પોઢેલી રાજકુમારીના સંતપ્ત, અલ્પ જીવનની કેવી કરુણ ગાથા! રાજકુમારીએ પોતાના કાવ્યમાં લખ્યું છે તે મુજબ તેના અંતિમ જીવનની કથાના અક્ષરે અક્ષર કબર પર અંકિત થયેલી પંક્તિઓમાં છૂપાયેલા છે તેનો એવો કોઇ પ્રેમી ન હતો જે તેની કબર પર ફુલ ચઢાવે કે દીપક પ્રકટાવે, જેથી પતંગિયા બળીને પોતાનું જીવન તે પર ન્યોચ્છાવર કરે કે બુલબુલો પોતાના હૃદયવિદારક સૂરોથી વાતાવરણ ભરી દે એ તો એક અર્ધખીલી કળી હતી; જે થોડા સમય સુધી પોતાનો પરાગ પ્રસારી સદાને માટે ધૂળમાં મળી ગઇ.

રાજકુમારી ઝેબુન્નિસાને હિંદીઓએ હજી સુધી મોગલ સમ્રાટ ઔરંગઝેબની અખંડ બ્રહ્મચારિણી પુત્રી તરીકે જ જાણી છે; એક ઉચ્ચ કોટીની કવયિત્રી તરીકે નથી જાણી. એક તરફ આગ્રાના કિલ્લામાં કમનસીબ શાહજહાં કેદી દશામાં પોતાના શેષ જીવનની ઘડીઓ વિતાવતો હતો. દારાને મૃત્યુને ઘાટ પહોંચાડી દેવામાં આવ્યો હતો. ક્રૂર હૃદયી ઔરંગઝેબના ગાદી પર બેસવા સાથે જ અવિશ્વાસનું વાતાવરણ ફેલાઇ ગયું હતું. નાચગાન, રંગવિલાસ અને વિખ્યાત દરબારી મહેફિલોએ રવાનગી લેવા માંડી હતી.

નાનકડી ઝેબુન્નિસા માત્ર આઠ વર્ષની વયે 'હાફીઝ'[1] થઈ હતી આથી ખુશ થઇને ઔરંગઝેબે આખી સેનાને ભોજન અને ગરીબોને સુવર્ણદાન આપ્યું હતું. આ પછી રાજકુમારીએ અરબી, ફારસી અને જ્યોતિષનું જ્ઞાન સંપાદન કર્યું. ફારસી પર તેને અથાગ પ્રેમ હતો. કુમળી વયમાં જ તેણે કવિતા લખવી શરૂ કરી. તે સુફીવાદી હતી. ઔરંગઝેબ લલિત કલાનો કટ્ટર વિરોધી હતો. છતાં રાજકુમારીના કવિતાપ્રેમે તેને થોડો પીગળાવ્યો, અને ફરી મુશાએરા યોજાવા લાગ્યા. ઝેબુન્નિસા તેમાં રસપૂર્વક ભાગ લેતી. શાહી દરબારમાં એક વખત નીચેની પંક્તિ પૂર્તિ માટે મૂકવામાં આવી.

'સબા રા શર્મ મી આયદ બરૂએ-
ગુલ નિગાહ કરદન';

'ગુલાબ પર નજર નાખવામાં પવનને શરમ આવતી જોઇએ.' સામાન્ય રીતે જ વાયુના સ્પર્શથી ગુલાબ કરમાતું જાય છે. કવિઓએ તેની અનેક પૂર્તિઓ કરી, પણ બધી જ ફીકી. અને ઝેબુન્નિસાની પૂર્તિએ સૌના મોં માંથી વાહ વાહ પોકરાવી.

---

૧. કુરાન કંઠસ્થ કરનાર.

'કિ રફ્તે શું ચારા વા કર્દ નતવાનસ્ત તે
કરદન્!

'પવનને એ માટે શરમ આવવી જોઈએ કે તેણે ગુલાબની કળીઓને ખુલ્લી તો કરી નાખી, પરંતુ તેને તે પાછી સમેટી શકતો નથી.' કળી જ્યારે એક વાર ખીલી ચૂકી ત્યારે તેને કરમાવું જ રહ્યું: એટલે કે પવન જ તેના મૃત્યુનું કારણ બને છે.

રાજકુમારીના વિવાહ દારાના પુત્ર સુલેમાન સાથે શાહજહાંએ નક્કી કર્યો હતો; પરંતુ ઔરંગઝેબને તે માન્ય નહોતો એક વખત સુલેમાન ઔરંગઝેબની કુટિલ નીતિનો ભોગ બન્યો, અને માર્યો ગયો આ પ્રસંગ, પોતાની બહેનના પ્રસવકાળની વેદનાનું દૃશ્ય અને પછીથી થયેલા તેના પ્રેમી આકીલખાનનું મૃત્યુ, વગેરે તેના અવિવાહિત રહેવાના કારણો આપવામાં આવે છે પરવેઝખા નામના એક હાસ્યરસના કવિએ ઝેબુન્નિસાની કવિતાઓ વાંચી મજાકમાં એક શેર બનાવી તેને મોકલ્યો:

પીર શુદ ઝેબુન્નિસા લેકિન ખરીદાર ન શુદ

'ઝેબુન્નિસા ઘરડી થઈ પણ તેનો કોઈ ખરીદનાર ન નીકળ્યો.'

ઝેબુન્નિસા અત્યંત સુંદર હતી; તેના ડાબા ગાલ પરના તલોએ તો કેટલાયે કવિઓના હૃદયમાંથી ઉપમાઓના ઝરણા વહેવડાવ્યા હતા. અપૂર્વ લાવણ્યમયી હોવા છતાં તે પોતાનું મુખચંદ્ર હમેશ ઘુમટ વાદળ પાછળ જ રાખતી. એક વખત નાસીરઅલીએ નીચેના ભાવવાળા શબ્દો કહેલા:

'ઓ, ચંદ્રને ઇર્ષ્યા આવે એવા મુખવાળી! તારો ઘૂંઘટ દૂર કર અને મને તારા અલૌકિક સૌંદર્યનું પાન કરવા દે'

જાણો છો ઝેબુન્નિસાનો જવાબ? આ રહ્યો:

'હું મારો બુરખો દૂર નહીં કરું. કારણ કે તેમ કરવાથી કદાચ બુલબુલો ગુલાબને ભૂલી જાય; અને લક્ષ્મીનું સૌંદર્ય પૂજતા બ્રાહ્મણ ભક્તો મારું મુખ જોતા તેનો ત્યાગ કરી જાય'

રાજકુમારીની રોશનઆરા નામની એક દાસી

હતી. રાજકુમારીના આ કવિતાપ્રેમથી એ પણ રંગાએલી હતી. એક વખત રાજકુમારીએ મંગાવેલો અરીસો લાવતાં ઠોકર લાગવાથી તે પડી ગઈ અને અરીસો ફૂટી ગયો. તે જઈને ચૂપ ઊભી રહી. રાજકુમારીએ અરીસો માંગતાં તેણે જવાબ આપ્યો:

**'અઝ કઝા આઈને-એ-ચીની શિકસ્ત!'**

'અરીસાનું મોત આવ્યું અને તે તૂટી ગયો.' સાંભળતાં જ ચહેરા પરના ભાવ જરાયે બદલ્યા વિના રાજકુમારીએ કહ્યું :

**ખૂદ શુદ સામાન-એ-ખુદબીની શિકસ્ત**

"સારું થયું કે પોતાને જોતા રહેવાની વસ્તુ નાશ પામી. અરીસામાં પોતાને જોઈને જ તો માનવનું ઘમંડ વધે છે".

એક વાર બાદશાહે પૂર્તિ માટે તેને નીચે પ્રમાણેના ભાવવાળું ચરણ આપ્યું :

'આજે પ્રાતઃકાળે હું ફુલ ચૂંટવા ગયો, ત્યાં ઉદ્દત કાંટાઓએ મારું વસ્ત્ર પકડી લીધું'.

તરત જ ઝેબુન્નિસાએ પૂર્તિ કરી :

'સેંકડો બુલબુલો પોકારી ઊઠયાં કે તે ચોર છે, એને જવા ન દેશો'.

કેટલી સુંદર પૂર્તિ! એક વખત એ પોતાના બાગમાં સ્વચ્છંદે વિહરતી હતી. અનાયાસે પ્રકૃતિના સ્નિગ્ધ સૌંદર્યથી મુગ્ધ થઈ બોલી ઊઠી :

**ચેહરા ચીઝ જે દિલ ગમ-બુરદ કુ-હામ ચેહાર,**
**શરાબ, સબ્ઝા ઓ આબે-રવાનો બરત-એ**
**નિગાર.**

'મને સુખી રાખવા ચાર ચીજો બસ છેઃ મદિરા, ફુલ, ખળખળ વહેતું ઝરણું અને પ્રિયતમનું પ્યારું મુખ'. થોડે જ દૂર સ્ફટિક શિલા પર ઔરંગઝેબ વિચારમગ્ન દશામાં બેઠો હતો. ઉપરનું પદ ગાતી તે ત્યાં પહોંચી. રાજાને જોઈ ભયભીત બની, બીજા ચરણને બદલાવી ગાતી ગાતી બીજી તરફ ચાલી ગઈ. એ પદ હતું :

**નમાઝ, રોઝ-એ-તસ્બીહો તોબા "મુસ્તેગફાર**

'નમાઝ, રોઝા (ઉપવાસ), જાપ અને પ્રાયશ્ચિત'.

આમ આ કુમળા પુષ્પને માટે ઔરંગઝેબ પ્રચંડ સૂર્ય સમાન થઈ પડ્યો. ઝેબુન્નિસા ધર્મોન્તર સહિષ્ણુ હતી આ માટે બાદશાહ તેના પર નાખુશ રહેતો. ઔરંગઝેબથી એ ખૂબ ડરતી. એક વખત રાજકુમારી પ્રકૃતિસૌંદર્યનો આનંદ અનુભવી રહી હતી. ત્યાં ઔરંગઝેબ આવી પહોંચતાં જ બોલી:

**અય બુલબુલે ખુશ ઉલ્હા,**
**આહિસ્તા લબ્બ જુમ્બાં;**
**નાઝુક મિઝાજ શાહાં તાબેસખુન ન દારન્દ.**

'ઓ મધુર બુલબુલ, તું ધીમે અવાજે બોલ, કેમકે કોમળ સ્વભાવવાળા રાજાઓમાં કાવ્ય સાંભળવાની શકિત નથી હોતી.' એક રીતે આ રાજાના રૂક્ષપણા પર કટાક્ષ હતો. પરંતુ રાજા કઈ સમજી ન શક્યો અને ઊલટો તેના પર ખુશ થયો.

તેનું પાછળનું જીવન ઘણું જ દુઃખમાં વીત્યું. વૃદ્ધાવસ્થામાં ઔરંગઝેબ નાની નાની વાતોમાં પોતાના સંતાનો પર સંદેહ કરવા લાગ્યો. શાહજાદો અકબર રજપુતો સાથે મળી જઈ વિદ્રોહનો અગ્નિ ફેલાવી રહ્યો હતો. કેટલાક રાજકીય કારણોને લઈને ઝેબુન્નિસાને સલીમગઢના કિલ્લામાં કેદ કરવામાં આવી. કેટલાક કહે છે કે એ વખતે રાજકુમારીનો અનુરાગ મરાઠા સરદાર શિવાજી મહારાજ તરફ હતો. કારણ ગમે તે હોય પરંતુ એ કેદી અવસ્થામાં લખાયેલી મર્મભેદી કવિતાઓ વાંચી આંખ અશ્રુભીની થયા વિના નથી રહેતી. એ સંવેદનોને, એ વ્યથાને ઝરણાના ચિરપ્રવાહની ધારામાં ઉતારી એક દિવસ સંધ્યાકાળે ઉદાસ બેઠેલી રાજકુમારી ગણગણતી હતી:

**અય આબશારે નૌહાગર! અઝ બહરે ચીસ્તી;**
**ચી બર જબી ફિગંદા જિ અન્દોહ કીસ્તી;**
**આયા ચિ દર્દ બૂદ કિ ચુંમા તમામ શબ,**
**શરરા બસંગ મી ઝદી ઓ મી ગીરસ્તી.**

'ઓ નિર્ઝર ' આજ બુજ પર આ શોકનાં પરિધાન શા ? ભાલે આ કરચલીઓ શી ? આજ તને એવડું શું દુખ છે ? તે મારા જેવી દુખિયાની જેમ કયા નિષ્ઠુરની મધુર સ્મૃતિમા પથ્થરો પર માથું પટકીને આખી રાત શોકભર્યું કલ્પાંત કર્યું ? ' એક એક શબ્દમા વ્યથા છે, સંવેદન છે, જીવની અસીમ નિરાશાનો ભાર છે. એ વ્યથાથી તેનું શાંત હૃદય એ ભારને ઢોળી પોતેજ પોતાનું વિશ્લેષણ કરે છે:

ઐ નૌઉમેદી ચુ' આયદ આશના દુશ્મન શવદ,
મ જુદા, શાજ જુદા, દાલત જુદા, દુશ્મન શવદ,
સ્ત 'મખ્ફી' દરદિલે મા દુશ્મની માહીચ કસ,
ર કિ બામા દુશ્મન અસ્ત બા ઓ ખુદા
દુશ્મન શવદ.

'હાય ' આજ આ નિરાશાના દિવસોમાં મિત્રો શત્રુ બની બેઠા છે; સુખ, વૈભવ, વિલાસ, બધું મારાથી દૂર છે. પણ મને તેનો લેશપણ શોક નથી. મારે કોઇની સાથે વેર નથી મારી સાથે વેરભાવ રાખનાર પણ કરુણા-દૃષ્ટિએ જોતા મારાં જ છે.' ઝેબુન્નિસા પોતાના કાવ્યો 'મખ્ફી' (છુપી-છુપાએલી) ના ઉપનામથી લખતી. જાણે પોતાના આત્મામા ઈશ્વરી પ્રેમનો પ્રાદુર્ભાવ ન થાય ત્યાં લગી છુપી રહેવા માગતી ન હોય!

આમ ઝેબુન્નિસાનું જીવન-ઝરણ હરિયાળી વનરાજીમાંથી ઔરંગઝેબના સૂકા રણપ્રદેશમા આવી સૂકાવા લાગ્યુ. હૃદયમા વ્યથાની આગ સળગતી, અને એજ આગમા એ અર્ધ વિકસિત કાવ્ય કલિકાએ મૃત્યુને આલિંગન કર્યું.







## નવતેરી દુનિયા (ધ્રુપદ)

બતાવો રે બતાવો સાંઇ, નવતેરી દુનિયા !

આ દુનિયા પ્રસ્તવતા થાક્યો,
આ દુનિયા નિંદતાં થાક્યો,
આ દુનિયા હારીને થાક્યો,
આ દુનિયાને જીતી થાક્યો. બતા૦ ૧

આ દુનિયા માંડતાં થાક્યો,
આ દુનિયા વીંખતાં થાક્યો;
આ દુનિયાના પ્રેમે થાક્યો,
આ દુનિયાના વૈરે થાક્યો: બતા૦ ૨

આ દુનિયાના ભોગે થાક્યો,
આ દુનિયાના ત્યાગે થાક્યો
આ દુનિયાના પુણ્યે થાક્યો,
આ દુનિયાનાં પાપે થાક્યો. બતા૦ ૩

આ દુનિયાના ભાવો ઊપર,
આ દુનિયાના અભાવ હેઠળ,
આ દુનિયાના ભગ્યોથી પર,
આ દુનિયાના તુચ્છોથી'તર,
આ દુનિયાના દ્વંદ્વો બાહર, બતા૦ ૪

બળવંતરાય ક. ઠાકોર

# મારે શાની મણા ?!

હું તો સાગરની છોળો પલાણું કે આભગાપ તાણું
રે મારે શાની મણા ?
હું તો કોયલને ગીત ગવરાવું કે કેશરી નચાવું૦ રે મારે૦
હું તો સુરભીને સ્વર્ગથી ઉતારૂં કે ગંગ શિર ધારૂં૦ રે મારે૦
હું તો રણમાં ઉદ્યાનો ઉગાડું કે ફૂલડે રમાડું૦ રે મારે૦
હું તો અંતરના ભાવ ઓળખાવું કે નૈન ધરપાવું૦ રે મારે૦
હું તો હીરામાણેક ઉપજાવું કે મોતીડે વધાવું૦ રે મારે૦
હું તો શક્તિ ભવાનિ ઉર ધારૂ કે પ્રેમને વધારૂં૦ રે મારે૦
હું તો ત્રિકાલગંગ વહેવડાવું કે બ્રહ્મ પરખાવું૦ રે મારે૦
હું તો ચાંદો સૂરજ ઝળકાવું ને તારલા ઝગાવું૦ રે મારે૦
હું તો માનુકના મોહ પીગળાવું કે માયા ત્યજાવું૦ રે મારે૦
હું તો પેટે પાટા છો બાધુ કે મોતને આરાધુ૦ રે મારે૦
હુ તો ટાઢે ભલે શેકાઉ કે તાપમાં દઝાઉં૦ રે મારે૦
મારાં છોરૂ ભલે ટળવળે કે ભારતી કકળે૦ રે મારે૦
મારાં દુઃખોને દુઃખ શીદ માનો ? કે અશ્રુ શીદ આણો ?૦ રે મારે૦
હું તો મસ્તીવિમાને સ્હેલ માણું કે આપું રસલ્હાણુ૦ રે મારે૦
હું તો નિત્યે કલ્લોલતો રાચુ કે બ્રહ્મલેખ વાંચું૦ રે મારે૦
મારે પીવાને અમૃતધારા કે તેજના ફુવારા૦ રે મારે૦
હું તો કાવ્યપ્રસાદીએ માતો, રહું છું નિત્ય તાતો
રે મારે શાની મણા ?

ગો૦

o

# પ્રણય–ત્રિકોણ

## મસ્નવી

રસની પ્યાલી છીનવી લઇ કરમાંથી
ફેંકી દીધી શે ફર્શ પર ગુસ્સાથી?
મારૂં માન્યું નહિ માનિની, તેં લેશે;
બાળ્યું દિલને મિથ્યા, નકામા કલેશે!
કીધો મારી, સહુ આરઝૂનો ચૂરો,
મળ્યો ના જેને સુખનો લ્હાવો પૂરો;
ઊણી ઊણી લાગે મને દુનિયા આ,
ચેન પડે ના બાઝારમાં, ફળિયામાં.
દીધો કરવા ધંધો મને નહિ એકે,
કે કો બીજી મુજને રખેને દેખે!
તેડયો મુજને મેહમાન તેં નિજ જે દિ'
થઇને રહું છું હું ત્યારનો તુજ કેદી.
દીધો પાડી પરદો બધાની સાથે,
રહેજ ન રાખ્યો સંસર્ગ કો સંગાથે;
ભૂલે ચૂકે કો તર્ફ જો નિરખાયું,
કૌતુક તેમાં નિઃશંક છે લેખાયું!
ચઢતાં માથે આળો અને અપવાદો,
થાતાં તાજા ક્ષણમાં જુના વિખવાદો
હસતે વદને ફરતાં મને શે રોકે,
સુંદર રથગમાં લેતા વિસામો ટોકે?

મેં તો કાઢયા તારે ભરોસે વરસો;
મુજ મરજીના દે ગાળવા બે દિવસો,
શાને માટે હૈયું તહારૂં બાળે,
નિજ સરખાનું - કરતાં -ભલું કંટાળે?
રહી છે શાને ઊંડી અદાવત બેઠી,
દઇ વિસરાવી મનભાવતી મુજ કેડી?
બેઠી મુંજને પાડી પચાવી આખો,
કોઇ બીજાનો રહેવા દીધો ન અલાખો.
હરદમ જોતી, થાતી હલાકી મારી—
પ્રેમ કહું આ કે જુલ્મ, બરછી પ્યારી?

જેથી એકે ના ભેટ ખપતી એની,
જેથી એકે ના વાત ગમતી એની?
ના એ મુખની મુજને પ્રશંસા રૂચે,
સઘળું એનું તુજ આંખમાં કયમ ખૂંચે?
રહેવા દેતી ઘરમાં ન એક નિશાની,
આ મોહાપે માગી લીધેલી છાની.

ઓરે! ઓરે! શા દુ:ખ દિલને કોરે?
કો ન ઝુરે ત્યાં માઝા મુકી જ્યાં જોરે?
ખમવું ખોવું, ચોતર્ફથી ચીરાવું,
શાક મિસાલે ચુલે ચઢી રંધાવું!
પ્રીતિ કેરી છુરી નીચે જે આવે
ઘા પર તેનો દુનિયા નમક ભભરાવે.
લેવી વ્હોરી પ્રતિકારહીણ લાચારી
એહ દશાને દુનિયા કહે છે યારી.

સાંખી જાણી છે સેંકડો મેં સખ્તી,
પણ સભી છે બીજી નહિ કમબખ્તી:
લાવ્યો સાથે જે પ્રેમની એંધાણી
વ્હોર્યું તેણે છે આપરનું પાણી.
આખો ઘેરી આવે જણાઇ એની
ચ્હેરા પરથી જાતી અસર ના જેની:
હસતા હોઠો સહુ ભેદ મનનો ફોડે,
વાત ઘડાતી શંકા તણે અંકોડે.

રહેતી છૂપી ના વેદના આશકની;
શી ય દશા છે માશૂકના ચાહકની!
જીવન એનું દીસે બલાના જેવું,
એની હાલત વિષે વધુ શું કહેવું?
કરતાં એની સહુ છુટથી નામોશી,
પ્યારા મિત્રો, બેશી અને પાડોશી.
ઉધડો લેતાં ના કોઇ એને ચૂકે,

ખૂંજ મ્હારી કેથે રહી ના આજે
રોષ કરે છે પ્યાગ અને અંતરાપી,
કોણુ રહ્યું છે મુજને નહીં સતાપી?
ભેદે મર્મો એવા છુપા ઘા મારે
કામ મિને કો થાતુ જવાનુ જ્યારે
ચઢનો મેડી જો એહની કો પેખે
લાબી ડોકે કરી ડોકિયા સહુ દેખે
છોડી ધંધો દાડી મહૂનમા પીટે
પડી ભાન પટોરે—ફાટે છતા નહિ ઈટે!

દેહલતાનો છે દોલ સુદર હોનુ,
અંખ ગુન્હો તુજ કો આખ સામે જોવુ!
દોન ચરણુનો જાણી બુઝી ખમચાવુ,
જુર્મ હૃદયનો હૈયા તરફ ખેચાવુ!
પ્રીતિ કેરા જે રંગમા રંગાયા
દુનિયાદારીથી છેક તરછોડાયા
શકતા લેઈ ના ભાગ કામ કશામા,
દીસે જેઓ ચક્ચૂર નિત્ય નશામા
ન્યારી રસ્મો, છે રાહ એહ નિરાના
વિઘ્નો વચમા હમેશ વસવાવાળા
હાલત પૂરી પોતા તણી ના પ્રીછે,
હરદમ હૈયે કલ્યાણ પરનુ ઇચ્છે
માથે પડતી ધમાદ જો બીજાની
આશા રાખે લેશે નહીં બદનાની

ઓ વસનારી? નિજ કાન્તના કલેજામા
દે ના ફેકી મુજ દાગીના રસ્તામા
કડવા ઘુટડા તુજ કેટલા મે પીધા?
ફરજો વસમા છે લાભ ગણીને લીધા.
તારૂ ક્યારે કહેવું નહીં મે માન્યું?
જેના સુખમા છે માહરૂ સુખ જાણ્યુ.
મારા સમ છે, સોગંદ મુજને દેતો,
એને માટે અપશબ્દ એક કહે તો

દોષો માગ તુજ પાસ સર્વ કબૂલુ,
દોષો કરતા જેથી નહીં હું ભૂલું
સારી ખાએ ક્યારે ન પડ્યો હું ફીકો?
જેના સરખો નાદાન છે ના બીજો!
ટપકા ખાવા સર્જાયેલો રુધણાના,
સુરત હમેશા નિજ શોધવામા બ્હાના

માથે પડતી સહુ વેદનાઓ સાખુ,
કાપે માથુ તેનોય ભરોસો રાખુ,
છો ધિક્કારે લોકો અનાડી મુજને,
ના ધિક્કારૂ તેને નહીં યા તુજને!
આવી પગમા મારા પડી જે પ્રીતે
ઠોકર મારી તેને શકુ શી રીતે?
રાખી મૂકી મનમા નકામો કીનો
લે બહુ કેડો ના રાક આ કપગીનો

[ ક્રમશ

પતીલ



## અ ભિ સા રે !

નિશીથે આજે મેહુલો ગાજે
.વીજ ઝબૂકે ઘેલી !

કાલિન્દી આરે ત્યાં નંદ દુલારે
બંસી છેડી અલબેલી !

મેઘલી રાતે એ ઝંઝાવાતે
બંસી બાવરી બાજે;
નિજ કુટીરે અધીર ધીરે,
રાધિકા સાજ સાજે !

વિજન વાટે, ઉર ઉચાટે
દીપ ધરી અંધારે;
મન મતવાલી પ્રેયસી ચાલી
પ્રીતમ-અભિસારે !

નોતમ

## કોઈ મને બોલાવે

કોઇ મને બોલાવે
મને કોઇ આજ બોલાવે
કોઈના સાદ સુણાયેઃ

ગગન થંભી મેઘલા સાદે
કોઈ મને બોલાવે,
રે કોણ મને બોલાવે ?
રે કોના સાદ સુણાયે ?

પુષ્પતણી પાંદડીએ જોયું
વનવનની ઉપવાટે જોયુંઃ
અનિલની લ્હેરે કંઈ જોયુ
ચોગમ ન્યાળી ન્યાળી જોયું

કોઈ ના દેખાયે
રે-કોઈના પેખાયે
કોના સાદ સુણાયે ?

રજનીકાન્ત દલાલ



# આ અંક

સંપાદકીય

'કવિતા'નો ગયો અંક દીવાળી પ્રસંગે પ્રગટ થયો. પરિણામે નવેમ્બરના અંકના પ્રકાશન માટે પૂરતો સમય રહ્યો નહિ, પણ બને ત્યાં સુધી કોઈ પણ સંજોગે ૧૦ મી તારીખ થતાં 'કવિતા' પ્રગટ થવું જ જોઈએ. એટલે આ અંક શકય તેટલી ઉતાવળ કરીને પ્રગટ થાય છે.

આવતો અંક ડીસેમ્બરની ૧૦ મીએ પ્રગટ થશે. ઘણા ગ્રાહકોનાં લવાજમ પણ પૂરાં થાય છે એટલે એ ગ્રાહકોને નવાં વર્ષનું–૧૯૪૭ ના વર્ષનું લવાજમ મોકલી આપવાની વિનંતિ કરવામાં આવશે. જો લવાજમ નહિ મળશે તો ડીસેમ્બર અંક તે તે ગ્રાહકને વી. પી. કરવામાં આવશે.

'કવિતા' લેખકોની સંખ્યાબંધ કૃતિઓ સ્વીકારેલી હોવા છતાં પ્રગટ કરી શકાતી નહોતી. પરિણામે આ અંકે નવીન કવિઓની કૃતિઓ સારી સંખ્યામાં પ્રગટ થાય છે. બલકે એક રીતે આ અંક વિશેષાંક જ બની રહે છે.

માત્ર કવિઓનો જ અંક આપવો એ ઈષ્ટ તો નથી જ, છતાં આ અખતરો છે. એક તો સમયના અભાવે વધુ થઈ શક્યું નહિ અને બીજું નવીન કવિબંધુઓની ધીરજને પણ હદ હોય છે એ સમજીને.

આમાં સંખ્યાબંધ નવીન બંધુઓનો પરિચય થાય છે. કંઇક કૃતિઓ વિષે પણ લખાયું હોત, પણ થઈ શક્યું નહિ. આથી બીજું શું લખાય?

# રજા પડી હોત !

કેવી પડે મઝા, કેવી પડે મઝા.
આ જીંદગીમાં એક દિની પડી જાય રજા
કેવી પડે મઝા !

સુખ દુ:ખ, હર્ષશોક,
પથરાયા થોકથોક
વસે તેની પાર કોક, એ જ લઈએ મઝા,
જો પડી જાય રજા !

રાગ દ્વેષ, મોહ માયા,
તણી પથરાઈ છાયા,
તજી, ઓ અમૃતના જાયા, લઈએ ચિર ચાંદનીની મઝા,
જો પડી જાય રજા !

કલેશ, કંકાસ, કુસપની,
જવાળ અહીં આજપની,
ચાલો આનંદના મયંકની માણી લઈએ મઝા,
જો પડી જાય રજા !

ચિર આનંદ, ચિર જ્યોતિ,
દિવ્ય પુણ્ય મહોદધિ,
ઉછળે છે કોટિકોટિ, લઈએ એનાં મૌક્તોની મઝા,
જો પડી જાય રજા !

ગમી ગઈ આજ ઓથ,
તો તો આ પિતાની ગોદ,
જરી યે નહિ છોડવાના છોને થતી ગોતાગોત !
જો આ જીંદગીમાં એક દિની રજા પડી હોત !!

શશિન્ ઓઝા

# શાહે જહાં તમેય છો !—

બાજંદા સૌ કલાકારો પોતીકા, પરદેશના;
પડયા છે તાજની પાસે નિજના તાણી તમ્બુઓ.
ખરકની ખૂબીના બારે કામે લગાવી કૈસડી,
ઘડીમાં કરી બેસૂરી* હુરન તર્જ સૂરીલ એ.
ફરી એ તર્જમાં મીઠા ઓસર્યા સૂર પૂરવા,
આવ્યા છે કલાકારો પોતીકા, દૂર દેશના
પ્રસ્વેદ બિન્દુ મુખપે વળેલાં
કૈં વાર સૂર્યે કરી બાષ્પ દીધાં;
તો યે કલાકાર ન વિકૃતિને
શકયો કરી સુકૃતિ તાજદ્વારે.

એથી ય નકશી કરનાર સારી
બેચાર બંકા નીકળ્યા જમાતે;
કિન્તુ બની બ્હેતર હોઇ વ્યર્થ.
ઊગીને આથમ્યો ભાનુ કેટલી વાર આ રીતે;
કરી ના શકયું નકશી કો બારમાં બંધ બેસતી.
નિશાએ એકાદી
શશીની નાળેથી ધવલ રસ દેવે વહવિયો;
અને તારા લાગ્યા છબછબ કરી સ્નાન કરવા.
સર્યાં ચિન્તા ઘેર્યાં
કલાકારો થોડા કુદરત કલાને મુલવવા.

જ્યોત્સ્ના તણો ધોધ ઝીલી રહેલા
ઊભા રહી, ધૂર્જટી તાજ પાસે
આવ્યા કલાકાર લટાર દેતા;
નિહાળવા કાળની કૈસડીને.
"શાહે જહાં આ ! " ઉચરી ઊઠયો ત્યાં
કો ઝૈફ ઊભેલ નિહાળી એક.
ઝૈફી થકી લદાયેલાં ધીરેથી ચખ પોપચાં:
ઊઘડયાં સાંભળી શબ્દો અજાયબી પમાડતાં

"ઓ, સંગમાંહી દિલ ચસ્પ નકશી
કરનાર, પ્યારા મમ શાયરો, હા !
એ હું જ ખ્વાબી ગુલ ખરક ચોકે
મૂકી જનારો સુલતાન પોતે.
સૂતેલીને શાયરી શાયરોની
જગાડી મૂકે ઘડી બે ઘડીમાં;
રચનાર આ તાજમહાલ એવો
શાહેજહાં હું મુમતાઝ પ્યારો.
અંજામ વખ્તે મમ ચશ્મ નૂર
મુમતાઝની ખ્વાહિશ આખરીને
કરી સરો ચશ્મ દીધેલ કોલ,

નૂરે જહાં યે મન ! આલમે અ
ગુલ એવું ઉગાડીશ જેની ખુશ્બે
કરાવશે યાદ મુમતાઝ ! તારી.'
એ પાક ખ્યાલે જ નીચે જમીંપે
આસમાનમાંથી અહીં તાજ લાવ્યે
એમાં ન લેશે ખુદ કીર્તિઝંખા.
તેથી જ આજે દરડાયલો છે
પગડેસથી કાળ તણી છતાં યે
ના હુસ્ન માંહી લવ યે કમી કૈં.
જાઓ ! કલાકાર તમે બધા યે

સંશુદ્ધિભાવનાની ઉણુપ ઉણુપે પૂરશે દીપ
કલા, સમય, ઝીંદગી, સહ્રુય વેડફો કાં
કાળે કરી ખોડ પૂરી શકો ના
મથો કદાપી સહુ ઝીંદગાની.
ખંડેર સૌને થીગડાં લગાવી
પાછા સુહાવો યદિ, તો અપેક્ષા
નવસર્જનોની રહશે કહીંથી ?
જાઓ ! રચી સૌ શકશો તમે યે
આ તાજના તાજ સમા મહાલ
જાઓ ! પરન્તુ
મુમતાઝ તમારીના શાહેજહાં તમે ય છો;
રખે ભૂલી જાતાં.

જયકાન્ત ત્રિવેદી

# "માગણી"

[ધ્વનિત]

મારા રોતલ હૈયાને રોજ રહ્યું રડવું:
રડતાં રડતાં આંસુ મારાં સુકાયાં ચખે;
મારી સૂકી આંખો દુનિયાને સૂકી નિરખે–
એક દુઃખથી દુઃખ બીજે મારે આથડવું.
જો કે પી ગયો છું દુઃખ આ સહુ હું કડવું,
કડવા પછી સર્વ મિઠાશ થકી તલખે
પણ મારા દિલે એવી પીડ ઊઠી તણખે
સુખનું લાગે ચિન્તનયે મને કે અડવું ૮.

* * *

નહિ માગું, પ્રભુ! તારાં સુખોને ખોબા ભરી
મને કો'ન સ્પૃહા દુનિયા તણા વૈભવની
નથી રાખી, ન રાખીશ હું એવી આશ કદા–
દુઃખ પાડીને યે શું ન દર્શન દેશે જરી?
મારાં આંસુથી દે તું ભલે ભરી આ અવની
પણ નાથ! તરાવ મને તારે હાથ સદા ૧૪.

બેજન દેસાઇ





# ત્રિ મુક્તક

[૧]

ખરે કન્યકા ખૂબ શક્તિ કસે તું
હિંચોળે ચઢી ખૂબ ઊંચે હસે તું
યદા હિંચશે બાળ તારાં હિંડોળે
કહે તે સમે આજ જેવી હશે તું?

[૨]

ઘણા સંત ભાળ્યા ભૂલાયાં રટણ છે
ઘણાં તીર્થ નાહ્યા ભૂલાયા ચરણ છે
પ્રભુ જો તું પ્રગટે ઘટી જાય કિંમત
તું અદૃશ્ય છે તો જ તારું સ્મરણ છે.

[૩]

સરી સરિતા ગિરિના અંકમાંથી
ધસી યુવતી થતાં પર્યંકમાથી
સ્વયં જઇને મળી કાં ઉદધિને?
બચી જાવા અસત્ય કલંકમાથી?

મંડેરાવ માનાજી પવાર

# મનનું ધાર્યું કંઈ નથી

લલાટે જે લખાયું છે
મીથ્યા કદી થાતું નથી;
જે આજ વાવ્યું તે કદી
ઉગ્યા વિના રહેતું નથી
આવ્યું યૌવન જોરથી
રોકયું રોકાતું નથી;
જલ ભરેલ વાદળું
વર્ષ્યાં વિના રહેતું નથી.
જે થવાનું તે થાય છે
નવીન કંઈ થાતું નથી;
ખીલ્યું તે કરમાય છે
કાયમ કંઈ રહેતું નથી.
આવે ઘડપણ આપણું
પાછું કદી જાતું નથી;
"કનક" હરિ ધાર્યું થાય છે
મનનું ધાર્યું કંઈ નથી.

ગં. સ્વ. કનકકુંવર
(રાણીસાહેબ માલીયા).



## માથેરાનમાં

મને સ્મરે છે અહિં એક વેળા
લૈ હાથમાં હાથ પ્રિયે ફરેલાં
ઉન્નત શૃંગે ગિરિકંદરામાં
દીઠી અદીઠી વનકેડીઓમાં.

યૌવન હતું ખીલ્યું વનશ્રી જેવું
જીવન હતું સંગીતથી ભરેલું
પ્રિયે! હતી તું નભતારિકાશી
શોભી રહી વિશ્વની સૌંદર્યશ્રી.

મને સ્મરે છે અહિં એક વેળા
આ વિશ્વના સુંદર બાગમાંહિ
ઉલ્લાસ આનંદ ભરેલ હૈયાં
મળ્યાં હતાં એક થવા ભવિષ્યે.

મળ્યાં, પ્રિયે! એક થઈ રહ્યાં હવે
યુગો સુધી ના પડશું છુટા પ્રિયે!

પ્રાણલાલ



# ક્યાં રે જાવાનું ?

:અંજની:

વિશાળ વિશ્વ મહીં અથડાતાં,
ભાવિના વમળે પછડાતાં,
સંસ્મૃતિના ભ્રમણે અટવાતાં,
ક્યાં રે જાવાનું ? ૧

ભમવું આયુ આશ ઉછંગે,
કમનીય કુદરત કેરી કુંજે,
કે જ્યાં માનવતા ગીત ગુંજે ?
ક્યાં રે જાવાનું ? ૨

સ્વપ્ન તણા સુંદરતમ વ્યોમે,
વાસ્તવની કંટકમય ભોમે;
ઉડતાં હ્યાં યૌવનના જોમે:
ક્યાં રે જાવાનું ? ૩

અગમ્ય આ જીવનની વાટે,
ભટકી સઘળા આશા–ઘાટે,
રખડી રઝળીને જગ પાટે;
ક્યાં રે જાવાનું ? ૪

નિયતિના કરમાં રમવાનું,
ભાગ્ય તણા વહને વહવાનું,
હસતાં રડતાં છાનું છાનું;
ક્યાં રે જાવાનું ? ૫

રમણલાલ વ્યાસ

# કવિતાગમન વેળા

જે પ્રેમમૂર્તિ તુજને ગણે છે
શ્રધ્ધાળુને લાયક દ્વાર તારુ
ઠોકી પધારે અતિથી બનીને,
તું તે સ્વીકારી ઉરમાં લઈ લે
આરામ માટે કર પ્રાર્થના ત્યા!

તિમિર શા ધુમ્મસને સહારે
આવે બની ભાનુતણો પ્રકાશ
એકાંતના શૂન્ય પથિક જેવો
નિમંત્રવાને તુજને સુહાસ્યે
આરામથી તે સરજે સ્વતંત્રતા!
ને જે મળે તે અપનાવવાને
હૈયુ અતિશે કર આર્દ્ર ભાઈ!
ને જે અધૂરી, વળી ના મળેલી
તે સંપત્તિ માની સ્વીકાર પ્રેમે!

એ જાગીને વિસ્મરશે કદી ના,
આશા જગાડી ખસશે કદી ના!

વર્ષો તણી વ્યર્થ ઉપાસનાથી
જે ઉરશાંતિ ય પમાય ના ના,
જે ના કદી દૃષ્ટિ ચઢેલ દૃશ્ય
તેના તને દર્શન હોય પ્રેમે!
હિમાલયોના ચઢી કૈક શૃંગ,
રણોની ઓળગી તપેલ રેત;
ને તે છતા ના મળતું પ્રયત્ને
તે તો મળે સ્હેલ જ નેત્ર પ્રેમે!
ને યાતનાથી ન જીવી શકાય
એ ચિત્તનો ભાર ન ઉંચકાય
ને ઉર ઓથાર ન જિરવાય
ક્ષણેકમા તે લઈ લેય ઉલ્લસી!

Cધાડવાને તવ દ્વાર ના તને
ઈચ્છા હતી, એ હતી ચાતુરી છો,
તુ કેટલો રંક બની જશે જો
દ્વારે ચઢયાને કદીયે વળાવશે!
(સૂચિત)

નાતુ પરૃજણકર



# મૂલ્યાંકન

(સવૈયા)

‘ચીજ હશે કો સુંદર જગમાં ?’ કહીને જોવા ચાલ્યો ખાસ
બહાર બરાબર ફરી વળ્યો, પણ ના કંઈ પત્તો લાગ્યો હાથ
ફર્યો ચીન ને જાપાને પણ, ‘પગલા ટૂંકા’ ગમ્યાં નહિ
જાપાની યુવતીના પુલડા-એ પણ મનડું મોહ્યું નહિ.

આંગ્લ દેશ ને અમેરિકા-રે ત્યાં પણ ના સંતોષ લગાર
ફરતાં આવ્યો જર્મનિ ઈટલિ પણ ન ક્યાંયે ઠર્યા પાદ
લંકાની લાડીઓ જોઇને ઘોઘાનાયે જોયા વર
‘મરણ જમણ સૌ જોયા સ્થળ’ના પણ ના સુંદર પામ્યો નર.

નેપાળ ભમ્યો, ટિબેટ ભમ્યો ને કાશ્મિરી લલના ભાળી
કિન્તુ મન ના ચોંટે ક્યાંયે ત્યારે આવ્યો દ્વાર ભણી
ઘરમાં આવી પગ મૂકતા તો દૃષ્ટિ ચોંટીઃ લીધી બાથ
ચુંબન ગાલે : હર્ષ ન માયો · ‘ઘર દીવડાનો સુંદર સાથ.’

મધુરમ્



# નભ આંખડીએ

નભ આંખડીએ નભ આખડીએ
ફુલ પાંદડીએ ખગ પાંખડીએ,
પ્રભુની વિભુની શુભ ચાખડીએ
કવિની રવિની કડીએ કડીએ
રસ રેલવતી શુભ ખેલડીએ
શશિની હસતી મૃદુ આંખડીએ,
વનરાજિ તણી મધુ વેલડીએ,
દીઠી મોહકતા ઘડીએ ઘડીએ....

વળી વિશ્વવિરાટની વાતડીએ
ચખ બંધ કરી હસીએ ? રડીએ ?
કવિને લઈને કવિતા ઘડીએ
રવિને નમી સવિતા ગણીએ
નભ આંખડીએ મૃદુ તારલીઓ,
હસતી ફરતી જ્યમ ચાંદલીઓ
પ્રિય પાંદડીએ પદ પાખડીએ
પ્રભુની જ લીલા નભ આંખડીએ ...

ફુલ પાંખડીએ ભટકે ભમરા,
રસસાગરમાં બૂડતા ચૂમતા,
વળી મંદ હસી કમળો બીડતા
મહીં કેદ થઈ ભમરા ભમતા.
નભ આંખડીએ રુડી રાતલડી,
દીસતી નભની બસ આંખલડી;
ત્યહીં ભૃંગ અને કમલિની તણી,
બનતી મૃદુ, વિશ્વની એ બેલડી....

પ્રિય પાંખડીએ, પદ પાંદડીએ,
બલિહારી વિભો ! તવ આંખડીએ.

જગદીશ મહેતા

# હૃદયદીપ

સ્મરી મિલન આપણું, સુખદ સ્નેહની શાંતિને
વળી વિરહકાળના દુઃખ ઘણા સહ્યા હું, પ્રિયા,
હવે સ્મરણઅગ્નિથી હૃદયદીપ ચેતાવતાં
અને પુનિત પ્રેમના સુભગ શાંત ગંગોદકે
ઉંડા કરુણ ભાવથી કિરણ તેજનું મુકતાં
થતો અધિક ક્ષુબ્ધ હું, ગહન જાગતી કલ્પના–
–વહો હૃદયદીપ તે, પરમ શાંતિના સાગરે
અને સરજજો ત્યહીં અમર સ્નેહજ્યોતિ પ્રિયા.

રામચંદ્ર દેસાઇ



# પહેલું મિલન

રે વિચારૂં, પ્રણય રસ શો ? પ્રેમ શો ? રાગ શું છે ?
છે હૈયામાં, પ્રથમ મિલનોના પ્રયાસો હજીએ,
પ્રિયા માટે,
વાતો સાટે,
ત્યા તો પેલી, ઝણુક કરતી, વીજળી એક મોટી,
થાતાં ત્યાં તો, દિલ ધડકતાં પાસ આવી પડી ને;
"ખીધી હું તો," કહી હસી પડી, બાઝતા હાથ ઊંકે,
હૈયાં આપ્યાં, ઉભય દિલની, વાત ખોવી નહીં તો.

માઝા મૂકી, પ્રથમ મિલને, છેક હોડી ડુબી એ,
ઊંડી ઊંડી પ્રણય રસમાં,
ડુબી ડુબી, રસ પ્રણયમા,
ને દેખાયું, સમજ પડી ત્યાં, રાગ શું ! પ્રેમ શું એ,
હું તો ડુબ્યો,
ને એ ડુબી, જલ પ્રણયના પૂર માંહી ફરીથી.

ઠાકોરભાઇ સી. દેસાઇ

# એ પ્રભુથી દૂર જા રે

બુઝાઈ જીવન જ્યોતિ રે—

જીવન પ્રભાત જ્યાં ફરવા લાગ્યું,
છાયું રજનિ અંધારૂં રે—બુઝાઈ૦

નાના એક ગામમાં, નાની શી ઝુંપડી,
જ્યાં નાનો ઉજાશ હતો રે—

સ્વર્ગીય તમસ્ કાજ, ઉઠાવી આ રોશની,
શો રસ્તો નિરાળો રે—

ગરીબી શું ગુન્હો અમારો,
બેહુકમી ચલાવી રે;

તારૂં પ્રભુ તેં કરીને બતાવ્યું,
શાને છીનું ભલાઈ મારી રે—

જો પ્રભુમાં પ્રભુતા છે નહીં,
તો એથી અધિક શું કુરતા રે;

હું તો મારી પ્રિયાને ઓઢું,
એ પ્રભુથી દૂર જા રે—

નિર્ભય





# એક જ ટહુકો

કોકિલા, તું કમળનયની, કોક ગાંધર્વ કન્યા
પૂર્વે હોશે જરૂર, પણ રે કોકના શાપથી રે
પક્ષી જાતે અવતરી, છતાં ભૂત શું ગુપ્ત રે'તી?
છૂપી રે' ના પરવશ બને ખાનદાની ભલેને.

તું તો કૂતા અગર નભના અનુગણી તણી રે,
તું બોલે છે દૂર દૂર થકી વિશ્વ સાચો જ જાણે;
જાણે આપે અખિલ જગને ઐક્યનાદેય સાચો,
કે વર્ષાનો શુભ ઉપરતી-કાળ સંજ્ઞા કરે છે!

તું જાણે કે રટન કરતી, રે જગાતીત હોયે—
કે ના હોયે જગતજનની કે સ્પૃહા વિશ્વની રે;
વિશ્વે જન્મી તદપિ ન તને વિશ્વના રંગ કાંઈ,
જેનું કેન્દ્ર ગગન પર છે, અધનો ક્ષોભ ક્યાંથી?

તું કોકિલા મધુ ટહુકતી આસપાસો ફિરે તો;
શું ને કાને મુજ જીવનમાં એક ટહુકો કરે ના?

શિવપ્રસાદ ભટ

# શ્રાદ્ધ

આજે આ ઊગિયો માત દિનપૂર્વે વ્યથાતણો
અણુધા અવસ્થા ટાણે ભાળેલો આજના સમો
સૂતેલો ખાટલે ત્યારે પીડાતો જીર્ણ તાવથી
ત્યહીં મેં સાંભરી ત્હારી વિદાયો તે વિલાપની.
બાલ્યમાં તે સમે ન્હોતું ભાન ત્હારા વિયોગનું
છતાં યે ડૂસકું એક મુક્યું'તું દૈવપ્રેરીત.
(મને એ સાંભરે તીથિ સંચરી સ્વર્ગ માતની)
હવે હું ઉજવું આજે તીથિ એ તવ શ્રાદ્ધની.

હસ્તે ગ્રહી ભોજનથાળ ઊભો
વાયસ્‌બલીનો તવતૃપ્તી અર્થે
કિન્તુ અરે મા! મુજ અશ્રુપૂર્ણ
આંખો વિલોકી શું તું તૃપ્ત થાશે?

આંસુની અંજલી અર્પુ લેજે એ જળની ગણી,
ડુબેલું દુન્યવી દુઃખે હૈયું નિશ્વાસ તું હિયે.
સંસારે ખેડવા પંથ ધૈર્ય ને બળ અર્પવા
અદૃશ્યે પ્રેરજે મીઠી આશિષો તવ ઉરની.
ક્રંદનો શામવા મ્હારાં ગોદ ત્હારી પ્રસારજે,
અને જ્યાં મા! તું હો ત્યાંથી વ્હાલ ત્હારૂં વહાવજે.
ભલે તું દૂર હો ત્હોયે ત્હારી એ ગોદની હું કે!
સમાશે ડૂસકાં મ્હારાં ઓગાળી પીરા વેદના
કર્તવ્યપંથને અંતે વ્હેલોવ્હેલો તું.ગોદમાં
લપાઈશ હુ આવીને હૈયાનાં વ્હાલ ઝીલતો.

ભાઈલાલભાઈ પટેલ



વર્ષ ૫ ● અંક ૧૨ કવિતા ડીસેમ્બર ● ૧૯૪૬



## *શુક્રતારા

હેમન્તસ્ય પ્રથમ-રજની-શેષ-બ્રાહ્મે-મુહૂર્તે
નિદ્રા ભંગે, વિકલ નયને આભ શૂન્યે નિહાળું:
શુભ સ્વાંગે, અતલ ગગને એકલી શુક્રતારા
પોઢે, જાણે તરલ જલમાં પદ્મિની હંસબાલા!

સ્નેહી કેરાં પ્રથમ મિલને આંખડી પાંખડી શી
અર્ધી મીંચી અરધ ઉઘડી, અંતરંગે દ્રવંતી;
એવાં ઘેલાં પ્રણય નયને, આર્દ્ર હૈયે ય એવે
દૃષ્ટાદૃષ્ટ મળ્યાં, દૃગે દૃગ ઠર્યાં, હૈયે વસી મોહિની.

નહીં એને અંગે ધનધનુષના રંગ જુજવા
નહીં એને કંઠે કૂજન મધુરાં પંચમસુરાં
અહો! અંગે અંગે સઘન શુભ રંગ પ્રણયનો
અને કેવો કંઠે ગહન સૂર કાવ્યસૃજનનો?

વૃષ્ટિ વ્હેલી ઝરમર થતાં, નૃત્યઘેલી નિસર્ગ,
પોતાની સુસમૃદ્ધ સ્નેહસરિતા ગાંડી બની રેલતી

*પ્રથમ-પ્રણયને શુક્રતારાની ઉપમા આપી છે.

પ્હેલી દૃષ્ટિ પ્રણય ઝરતી જીવને દિવ્ય તેવી
હૈયાકાશ ભરી સુધામય વહે સ્વર્ગંગશી સ્નેહની.

કિન્તુ અર્ધી ક્ષણ નહિ વીતી, ઓસરી સ્નેહસંધ્યા!
મુગ્ધસ્મિતે ક્ષણિક મિલને આથમી શુક્રકન્યા!

ક્ષણાર્ધેયે અણે પ્રણયપૂર નિઃસીમ વહવ્યાં
અને ગાઢે રંગે હૃદયપટ એવાં ચિતરિયાં
કની, કાળાન્તે યે નહિ ભૂંસી કૃતાન્તે કદિ શકે.

આછી પીંછી લઇ બીજકલા ચીતરે આભ આખું
છૂપે વિદ્યુત્ જયમ ઘન ચીરી તીવ્ર તેજે તરંતી
છૂપી તું યે; ઘડિક ઘડીમાં સંગી કેરા વિયોગ!
હાવાં તો મિલને સુહાસ, હવણાં હૈયાતણાં ક્રંદન!!

સૌથી પ્હેલી પ્રણયરજની દેહ ને દેહી કેરી
સૌથી પ્હેલા પ્રણયવિરહે દુઃખિયાં દેહ દેહી?
તેવી દૃષ્ટિ પ્રથમ પ્રણયે હું રહ્યો'તો રિઝાઇ
તેવા દિવ્ય પ્રણયવિરહે હું રહ્યો રે વિધાઇ.

હૈયે તો યે નહિ વિવશતા, જીવ ના ક્લેશ ક્ષુબ્ધ,
સ્નેહી કેરી પ્રથમ સ્મૃતિની તીવ્ર ચિત્તે સુગંધ;
કાલાબ્ધિમાં દિવસ રજની બિન્દુડાં ક્ષુદ્ર માત્ર
એમાં આવી ઘડી અધઘડીથી બને ધન્ય પ્રાણ.

'ઉપવાસી'



# મિલન પછી—

અસીમ બ્રહ્માંડ મહીં સુવિશાળ વ્યોમપથે
નિયત નિશ્ચિત માર્ગે કરતાં પ્રયાણ
આવી ગયા ગ્રહદ્વય અકસ્માત પાસપાસે
જાગી ઊઠયાં મિલનનાં આનંદનાં ગાન.

તેજસ્વી એ તારકોનું આશ્ચર્ય અનંતે વહે
વિશ્વમહીં રશ્મિપૂંજ વિસ્તરે ચંચલ;
આજે એના સ્તરેસ્તરે પાષાણ પ્રકંપી રહે,
પવને પ્રચંડ વેગ, ક્ષુબ્ધ સિન્ધુજલ.

દીપ્ત, સમુજ્જવલ સોહે દિગન્તની સીમા,
કંપી રહી વ્યોમ કેરી નિબિડ નીલિમા.

વીતી રે મિલનક્ષણ; નિયત અનંત પથે
ગ્રહો બંને જુદા જુદા આરંભે પ્રયાણ;
આ રે ! પણ કેમ શમે ભીતરે જે કંપ જાગ્યા,
સાગરોમાં ભરતીનાં જાગ્યાં જે તુફાન?

નાથાલાલ દવે



# ચાલ્યા ગયેલી વાદળીને—

( ૧ )

વાદળી ! ક્યાં રે ગઇ એલી વાદળી !
તને જોઇ'તી મેં દૂર મારી સીમે,
તું તો આવંતી પાસ ધીમે ધીમે
હતી જોઇ તારી વીજ,
હતું સુણ્યું તારું ગીત
મેં તો આશાની માંડી'તી મીટ ત્યાં
તને સૂઝી શી આ મતિ .
તેં તો આડી કરી ગતિ ? એલી વાદળી.

( ૨ )

મેં તો જાણ્યુ'તું વરસી અહીં જાશે,
મારાં ખેતર સૌ અંકુરિત થાશે;
મારાં પંખીડાં ગાશે,
મારાં ઝરણાંઓ ગાશે;
મારૂં મનડું ઉમગે એ નાચશે ત્યાં
ત્યાં તો થૈ તું અદીઠ
આ તે કેવી તારી રીત ? એલી વાદળી.

( ૩ )

હવે લાવે જો નીર ફરી વારે, અને આવી જો ગામ ચઢી મારે,
વેણુ ફૂ'વાને ત્યારે મારા ડુંગરની ધારે
એક: બેસી જોઇશ તારી વાટ ત્યાં
બેની જતી ના આમ રાખી સૂકું તમામ . એલી વાદળી.

પ્રહલાદ પારેખ

# ફેરબદલો

ધરીને હૈયામાં સ્મૃતિ જુની બધી યે રસભરી
નવા ભાવો કેરી રસિક વહવી રંગસુરખી,
જુના ભાવો, સ્વપ્નો, મધુર રટતાં સ્નેહસ્મરણા
હવે કો પંથીના અહીં ન ઢળશે નેત્રનમણા !!

હતું કેવું મીઠું સદન, દિલ સૌને ગમી જતું,
પ્રવાસીને થાતું બસ રજની અહીંઆ રહી જવું;
સદાનંદે ડોલી, કલકલ નિનાદો મચવતું
ફુવારા સ્નેહોના દિલ ભરીભરીને વરસતું !

હવે હૈયે ઉભ્મા નથી, નથી નિનાદો સરિતના
નથી ઊર્મિ પ્રેમે ભરતીથી કિનારા છલકતા;
જલ્યાં હૈયાં કંઈકંઈ મૃદુ, પ્રણુયભરમે ચખતણાં
વહાવે છે આંસુ ફરી જગવવા મૂળ ફણગા !

વળો પંથી ! પાછા, નમી નમી કહું છું
પ્રિય ! વળો,
ન જાણું કયે દિથી દિલ ફરી ગયું ફેરબદલો !!

'શશિન્' ઓઝા





# કવિતાને

ચથા વય રમી હુસી હૃદય બાલ્યકાળે સદા
સવેગ સલિલોર્મિના કલકલો ધરી રાચતાં
જઈ સરિત રેતમાં પદપદે પુરી રેખમાં
સુધા શિતળ તેજથી સરલ પ્રેમની ભાવના.

કિશોરવય ઊભરે હૃદય ઊભતાં બેઉનાં
ચઢી ભરતિ ઓટ કૈં જટિલ પ્રેમની કાંઠડે;
સુખે ધવલ લાલિમા, પણ વસે ઉર એકતા
છતાં ધડક દિલની અકથ થૈ રહી દિલમાં !

વિષાદ ઘન ઘામથી હૃદય થૈ ગયું બાવળું
તહીં હૃદયભારને લઘુ કરી ભુજા સાંકળી
ઉરે કવિત જૈ વસી; શિશુ સખા પછી થૈ પ્રિયા !

હવે કવિત, જય મ તૂં નિરખતાં પ્રિયા વાટને
બની હૃદય રાશિ ત્યમ વસતા કને એ ફરી
જતી ન વણસી, પ્રિયા ઉભય એકબીજા થકી !

રમણ પટેલ

# લઘુતા

(गुरुता से लघुता की ओर નામક શ્રી 'મિલિન્દ'ના હિન્દુસ્તાની કાવ્યનો પદ્યાનુવાદ)

વાદળના પહેલા બિન્દુનો જે પામે અભિનવ અભિષેક,
પણ જીવનથી અલગ કરે છે જેને હુંપદનો અવિવેક;
પ્રથમ કિરણથી અરુણ તણા, જે પામે સૌની પહેલાં સુખ,
પણ જેને નહીં શોક-હર્ષ કંઈ—ચાહે જગમાં દુઃખ યા સુખ,
નથી બનવું ગર્વોન્નત પર્વત
નિર્જનમાં બનવું ન મહાન
સવારમાં શ્રમિકોની ટોળી જ્યાંથી ગાતી જાયે છે,
સંધ્યાએ ગૃહિણી જેના પર આતુર નયનો ઢાળે છે;
મુસાફરોના સુખદુઃખથી જીવન છે અસ્થિર દિનરાત
એ રસ્તાની ધૂળમાં ભળીને વિતાવે જીવન અજ્ઞાત.
ચાલો, એવું રજકણ બનીએ
પરિચય સુખદુઃખનો કરી લઈએ.

મોજાં સૌ આ મધુર ગીતથી જેનાં મહિમાગાન કરે
પણ મીઠું જળબિન્દુ જેમાં તૃષિત જગતને કદી ન મળે;
ચન્દ્રકિરણના ચુંબનથી ઊછળે થઈ જે આનન્દ વિભોર
કિન્તુ જગતના સુખદુઃખની જેના ઉરમાં નહીં કોઈ હિલોર
નથી બનવું એ વિસ્તૃત-ગુંજિત
કિન્તુ સ્વાર્થમગન સાગર.
તૃષાતુર ચાતક, ચિન્તિત ખેડૂત, મીન અને ભગ્નાશા મોર
જ્યારે જગના અગણિત નયનો તાકે સૂના નભની કોર;
ત્યારે સદય બનીને શીતળ જળ વરસાવે શ્યામલ ઘન
એ ઘનને પોતાનું ચૂપચૂપ સોંપે જે નાનું જીવન—
—એ નીરવ જલબિન્દુ થઈને
કરીએ બલિ જગહિત-જીવન.

રાજ્ય અખિલ અંબર છે જેનું, ઘનગર્જન છે જયજયકાર
સ્વાગત કરતાં ભયવિસ્મયથી જેનું વિશ્વવસિત નરનાર
છુપાઈ જાતી, ઘડી મારે, આકર્ષિત જગનો કરી ઉપહાસ
"મારી" સમજી કદી ન જગ આ બોલાવે પોતાની પાસ
અસ્થિર ના બનવું એ વિદ્યુત
હૃદયહીન સુખનું જે! સ્મિત.
ધીમે ધીમે બળતો જળતો ઝૂંપડીમાં જે ભરે પ્રકાશ
અગન છુપાઈ જેના ઉરમાં—હોઠો પર અક્ષય મૃદુ હાસ
પંથ ભૂલ્યા ને પંથની વચ્ચે બની રહેતો જે અનુસંધાન
ધ્યાન ન ધરતો બલિદાનનું મૂકત્યાગનું નહીં અભિમાન.
ઝૂંપડીમાં સીમિત લઘુ દીપક
બનીએ—લઘુતા અનુભવીએ!

મંજુલ

# ગુલે ચમન

## ક્રિકેટ અને કવિઓ

ક્રિકેટની રમત એવી છે કે તેનાં જૂનાં સ્મરણો પણ સુખ આપનારાં હોય છે. આમ કેમ ? આનો જવાબ સહેલો છે. ક્રિકેટનાં સ્મરણો સાથે લીલાંછમ મેદાનો, 'ક્રિકેટ સીઝન', ક્રિકેટ રમવા પૂરતી નિરાંત, ક્રિકેટ–મૈત્રી અને 'બેટિંગ', 'બોલિંગ' અને 'ફિલ્ડિંગ'ની કલામય અને ઉત્સાહ આપનારી ઝણુઝણાટી—એ બધું યાદ આવે છે, શરીરને પુલકિત કરે છે અને મનને આનંદના તરંગો ઉપર વહેતું કરે છે.

સ્વાભાવિક છે કે મારા જેવા ઘણા જૂની 'રેકોર્ડ' દર્શાવતી 'સ્કોરિંગ બુકો'ને સંઘરી રાખતા હશે.

આવું એક, ક્રિકેટની સ્મૃતિ તાજી કરતું, જૂની સ્કોરિંગ બુકનું પાનું, એડવર્ડ ટોમસના સ્વચ્છ અને સુંદર હસ્તાક્ષરે લખાયેલું એક પુસ્તકમાં જોવા મળ્યું

આ જ એડવર્ડ ટોમસે એક જગ્યાએ લખ્યું છે કે ક્રિકેટની એક 'ઇનિંગ્ઝ'નો 'સ્કોર' એ એક નાના સુંદર 'સોનેટ' જેવો છે.

ફ્રાન્સિસ થોમ્પસનના સુંદર 'કાવ્ય'ની આ લીટીઓ કયો ક્રિકેટર ઊભરાતા આનંદ અને ઉત્સાહ અનુભવ્યા વિના વાંચી શકશે ?—

'The run-stealers flicker to and fro—
A ghastly batsman plays to the
bowling of a ghost.
Oh ! my Hornby and my Barlow
long ago.'

આ લીટીઓની સ્મૃતિ સાથે 'Old Trafford'નું ઐતિહાસિક ક્રિકેટ ગ્રાઉન્ડ માનસિક દૃષ્ટિ સમક્ષ આવે છે.

સંગીતકારો અને લેખકોને ક્રિકેટનું આકર્ષણ છે. આપણા કવિઓ જ [illegible]

આપણા કવિશ્રી નાનાલાલે તો પોતાના અનર્ગળ ક્રિકેટશોખનું રસિક બયાન આપેલું જ છે. ચંદ્રવદનનો શોખ પણ જાણીતો છે.

બાયરન એક વાર પણ 'હેરો'માંથી ક્રિકેટ રમેલો અને કાંઇ પણ 'રન' કર્યો વગર 'આઉટ' થયેલો.

કીટ્સે પણ 'બેટ' પકડયું હતું અને હાલના કવિઓમાં જોન ડ્રિંકવૉટર ક્રિકેટનો પ્રેમી હતો અને એના મનથી સ્વર્ગ એટલે 'લોર્ડ્ઝ'ના ક્રિકેટ મેદાનમાંના 'પેવીલિયન'માં સી. બી. ફ્રાયના ઝરૂખામાં બેસી ક્રિકેટ મેચ જોવી એ.

એડમન્ડ બ્લન્ડન ક્રિકેટનો પલાડી રમનાર છે. સેસિલ ડે લ્યુઇએ પણ એકવાર જોતજોતામાં પાંચ વિકેટો લઇ બધાને આશ્ચર્યચકિત કર્યા હતા. સર જોન સ્ક્વાયરને પણ ક્રિકેટનો ભારે શોખ. એકવાર એમણે ૧૦ 'રન્સ' કરેલા અને પછી 'આઉટ' થઇ ગયેલા.

'વીઝડન'ના એકાદ 'અંક'માંથી તમને ખબર પડશે કે રૂપર્ટ બ્રુક પણ 'રગબી' શાળા તરફથી રમેલો.

જે. બી. સ્મિથ—નવલકથાકાર—જે 'નોટ્સ કાઉન્ટી' તરફથી રમ્યો છે, તેનો અભિપ્રાય છે કે "જેટલો સારો લેખક તેટલો ખરાબ ક્રિકેટર." શેરલોક હોમ્સનો સર્જક એ એવો એક અપવાદ છે કે જેણે ક્રિકેટ રમવાની આવડતમાં 'કાઉન્ટી ક્રિકેટર'ના જેટલી કુશળતા મેળવી હોય. ઇ. વી. લ્યુકાસનો એ અભિપ્રાય હતો અને એ એણે એના મરણ પહેલાં જાહેર કર્યો કે "ક્રિકેટ એ એક એવો વિષય છે કે જે લખવા લાયક હોય."

જે. એમ. બારીને જ્યારે મળો ત્યારે ભાગ્યે જ ક્રિકેટ વિષે એણે વાત ના કરી હોય એવું બને. કેટલીય વાર એણે ઑસ્ટ્રેલિયન ટેસ્ટ ટીમોને પોતાની ક્રિકેટ રમતથી અને ક્રિકેટ વિષેની રમૂજી વાતોથી

મુગ્ધ કર્યાં છે.

એક વાત વારંવાર આપણી સમક્ષ તરી આવે છે અને તે એ કે 'લેખકો ભાગ્યે જ સારા ક્રિકેટરો બની શકે છે.' ઘણીવાર લેખકો પોતાની 'ટીમ' બનાવીને અભિનેતાઓની ટીમ સાથે કે ગાયકોની ટીમ સાથે રમ્યા અને અચૂક દરેકવાર હાર્યા છે. આમાં આશ્ચર્ય શું?

આથી એક વાર એવું બન્યું કે લેખકો છંછેડામા અને અભિનેતાઓ સાથે મેચ ગોઠવી · લેખકો તરફથી એક પત્રકાર 'અમ્પાયર' તરીકે ઊભો હતો. એણે તો તાબડતોબ અભિનેતાઓને 'આઉટ' આપી આપીને 'પેવીલિયન'મા પાછા મોકલવા માંડયા. આ Rot કેમ રોકવો? લેખકોના કેપ્ટનને દયા આવી. એણે એના બોલરને કહ્યું કે આ અમ્પાયરને તારે 'અપીલ' ના કરવી—છતા આ બોલરના ઉત્સાહે એની વિવેકબુદ્ધિને દબાવી દીધી અને અભિનેતાઓ પૂરા થઇ ગયા. આ પછી કદી અભિનેતાઓની ટીમે લેખકોની ટીમ સાથે મેચ રમવાની હિંમત કરી નથી. આ વાત બનેલી છે. આ રીતે લેખકોએ પોતાની ક્રિકેટઆબરૂ સાચવી.

★

## પાશ્ચાત્ય કાવ્યસાહિત્ય

અત્યારની અગ્રેજી કવિતાનું મૂળ મુખ્યત્વે કરીને અગ્રેજ કવિઓએ ટેનિસનીય કાવ્યપ્રકાર સામે ઉઠાવેલા બંડમાં આરોપવામાં આવે છે, પરંતુ એ બંડની પ્રેરણા પૂરી પાડનાર ઇંગ્લેંડ નહિ પણ ફ્રાન્સ હતું.

બુર્ઝવા સંસ્કૃતિએ નિષ્પન્ન કરેલા કાવ્યવિરોધી ભૌતિકવાદ સામે તેમજ વિકટર હ્યુગોની પરંપરિત રંગદષ્ટિ સામે બોદિલેર, વેર્લા, લાફોર અને મેલાર્મે વગેરે ફ્રેન્ચ કવિઓએ ઓગણીસદી સદીના મધ્યભાગે બંડ ઉઠાવ્યું, પણ એ પરંપરાની અંદર રહીને કશું નવું સમન્વય સાધવાને બદલે એ લોકો એ પરંપરાથી તદ્દન અલગ બની ગયા અને વિષમધારણ, કુંઠિત અને કવચિત અનીતિપ્રધાન માનસનો ભભરો હાલવવા માંડયા. માનવતાના સર્વસામાન્ય પ્રવાહમાંથી દૂર ફેંકાઈ ગએલા એ કવિઓ હતા. એમની કશી વિશેષતા ગણી શકાય તો માત્ર એટલી જ કે પોતાના અંગત અને ખાનગી મનોભાવોને પણ એમણે કાવ્યસાહિત્યમાં વ્યક્ત કરવા માંડયા જેમાંથી આજે 'સીમ્બોલિઝમ' નામે ઓળખાતો પ્રકાર ઉદ્‌ભૂત થયો.

આ બંડખોરોની અસર માત્ર ફ્રાન્સ પૂરતાંજ મર્યાદિત નહોતી રહી એમની અસર ઇંગ્લેંડની વિકટોરિયન પરંપરા પર પણ પડી. અંગ્રેજી કાવ્યજગતના ક્ષયિષ્ણુઓ ('Decadents') અને તેમાંયે ખાસ કરીને ડોસને તરત એ પ્રકાર અપનાવી લીધો.

પાશ્ચાત્ય કાવ્યપરંપરા પર આ ફ્રેન્ચ સીમ્બોલિઝમની અસર પડી છે એ ખરૂં, પણ એ એકમેવ અસર નહોતી. ઇટલીમાં મેરીનેતીએ ચિત્રકલા અને સાહિત્યમાં 'ફ્યુચરિઝમ' નામનો નવો પ્રકાર શરૂ કર્યો હતો. ઇ. સ ૧૯૦૯ ના ફેબ્રુઆરી ૨૦ મીના ઇટાલિયન પત્ર 'ફિગારો' મા એણે એ નવા અને વિસ્મયકારક પ્રકારને પ્રસિદ્ધિ આપી અને 'ફ્યુચરિઝમ'નો એ પેગંબર બની ગયો. આ ફ્યુચરિઝમના મુખ્ય અંગો છે ગતિ, કર્કશતા, ખંડિતતા અને પૂર્વાનુસંધાન વિનાનો ઓચિંતો પલટો. અંગ્રેજી કવિઓમાંથી ઓડેન પર આ ફ્યુચરિઝમની ખાસ અસર જણાય છે.

આ 'ફ્યુચરિઝમ' પછી આવ્યું 'ઇમેજીઝમ' આ ઇમેજીઝમના પ્રણેતાઓ અને પ્રચારકો હતા, એઝરા પાઉન્ડ તથા ટી. ઈ. હલ્મ. વિશ્રંખલ રંગદર્શી પ્રતીકાત્મકતા સામેનું એ બંડ હતું. અને એના પ્રધાન લક્ષણો હતાં. કાવ્યના કલેવરની રૂક્ષતા સંક્ષિપ્તતા, સૂચનાત્મકતા, છંદોરચનામાં સ્વતંત્રતા અને એ બધાં સાથે વિશંખલતાને બદલે પ્રતિકોનું સવિશેષ સ્પષ્ટિકરણ.

પરંતુ અત્યારના પાશ્ચાત્ય કાવ્યસાહિત્ય ઉપર સીમ્બોલિઝમ, ફ્યુચરિઝમ કે ઇમેજીઝમ કરતાં પણ વધુ પ્રભાવશાળી અસર રહેલી હોય તો તે છે જીરાર્ડ મેનલે હોપકિન્સ, વિલ્ફ્રેડ ઓવેન અને ટી.

એસ. ઇલિયટની સંયુક્ત અસર અનેક કાવ્યપ્રવાહોના સંમિશ્રણ અને સંવહન દ્વારા એમની કૃતિઓ અત્યાર પહેલાંના કરતાં કંઇ અનોખી જ ઉદ્રિક્તતા અને પ્રાણમયતા ધરાવી રહે છે. એમાંયે હોપકિન્સે 'Sprung Rhythm'નો કરેલો આવિષ્કાર અનન્ય છે. શબ્દને એના પ્રચલિત અર્થથી છેદી નાખીને નવા જ અર્થપ્રદાન સાથે નિષ્પન્ન થતો લય એ એની ખૂબી છે અને ઓડેન તથા ડે લેવિસ બંનેએ હોપકિન્સની આ પદ્ધતિ સારી પેઠે અપનાવી છે.

વર્તમાન પાશ્ચાત્ય કાવ્યપ્રવાહનો આ સંક્ષિપ્ત અતિસંક્ષિપ્ત પરિચય છે. આપણા નવકવિઓ પ્રચલિત કાવ્યપરંપરા સામેના પશ્ચિમમા જાગેલા બંડના આઘાતપ્રત્યાઘાતો સમજવા પ્રેરાઇને આપણા કાવ્યમૂલ્યોના પણ આવશ્યક બનેલા નવસંસ્કરણ પ્રત્યે પ્રેરાય એટલો જ માત્ર હેતુ એ પાછળ રહ્યો છે.

## કવિ બાયરનનો વિચિત્ર મિત્ર !

અઢારમી અને ઓગણીસમી સદીમાં વિચિત્ર પ્રાણીઓને પાળવાનો ઘણા લોકોમાં શોખ હતો. જાણીતો કવિ બાયરન એવો એક શોખીન હતો. તેની પાસે એક રીંછ હતું. આ રીંછને પોતાની મુસાફરીમાં પણ તે સાથે રાખતો. એક વાર લંડનથી નોટિંગહામ શાયરની મુસાફરી કરતાં તેણે ગાડીમા બે જણની જગ્યા અનામત રખાવી. "બાયરન અને મિત્ર" અથવા "બાયરન અને બ્રુઇન" એવું એની બેઠક લેબલ ઉપર લખેલું હતું. બાયરનના એ 'મિત્ર'ને એક ટોપી પહેરાવવામાં આવતી! અને રૂંવાટીવાળો કોટ પહેરાવવામાં આવતો! એક વાર કવિના એ 'મિત્ર' માટે એવી દલીલ કરીને આગલી હરોળના એક ઉતારૂએ વાંધો ઉઠાવ્યો -હતો કે, "પાછળની બેઠકમાં જે શાંત ગૃહસ્થ બેસાડવામાં આવ્યો છે અને જેણે શિયાળાનો ગરમ કોટ પહેર્યો છે તે વાસ્તવિક રીતે એક સાચું જીવતું ચોપગું રીંછ છે."

# પુનરાગમન

## ગુણવંત જોશી

ફીલ્ડ હોસ્પિટલમાંથી મને મુક્ત કરવામાં આવ્યો ત્યારે પણ હું ફિક્કો અને માંદલો લાગતો હતો ત્રણ અઠવાડિયાં આ હોસ્પિટલમાં હું રહ્યો, તદ્ દરમિયાન મેલેરિયા તાવના કેસો વધી વધીને એટલા વધી ગયા હતા કે જાણે દુનિયામાં આ એક જ રોગ છે.

મારો 'કીટ' ( સૈનિકનો સામાન ) તથા ધુસો લઇ ઓફિસ બહાર, છૂટા થવાના હુકમની રાહ જોતો ઊભો. કલાક બાદ મારું નામ સંભળાણું મોટરટ્રકના ત્રણ પગથિયાં ચડી હું અંદર ગયો. જોયું તો વેરવિખેર કાગળમાં દટાયેલો એક 'ઓરડરલી' અંદર વિરાજતો હતો.

"તમારું નામ બેરેટ ને?"

"હા"

"તમારી મુક્તિનો હુકમ આવી ગયો છે." કાગળિયાં ફફેસતાં તે બોલ્યો, "પણ સાલરીનો ક્યાં મુકાઇ ગયો છે તે જ યાદ આવતું નથી" કાગળિયાં ફેંદીને ઊભટાનો તેણે વધુ ગોટો કર્યો.

"આ...આ...રહ્યો નં. ૧૧૨૬૨૬૧૬."

"તે હું નહીં." મે કહ્યું.

"અરે, હું શું નહીં ? નામ પણ બેરેટ લખ્યું છે ને ? છતાં તમે નહીં, તો કોણ હું ?"

"ના."

"ત્યારે ?" તે ઘૂરકયો.

"આખું નામ કહો તો ખબર પડે."

"એ. જી. બેરેટ."

"મારું બી. ટી. બેરેટ"

ફફડતો તે કાગળિયાં ઉથલાવવા માંડયો. ચહેરા પર અમાનુષી ઉદ્ધતાઇ રાખવનો હક તેના ખાખી ખમીસ પર લટકતી બે સફેદ પટ્ટીઓએ આપ્યો હતો.

"એમ ?" ઘડ વાળનો, "તો પછી એ કોઇ બીજો હશે"

છેવટે માંડમાંડ ગોતી, મને હુકમ આપ્યોઃ "ટ્રાન્ઝીટ કેમ્પ નં ૨૫માં, તમારા યુનિટ સાથે જોડાવા હાજર થાવ."

"મોટરટ્રક કે એવું કૈં એ તરફ જવા મળશે ?" મેં પૂછ્યુ.

"ટ્રક ફ્રક કેવી ?" અવાજ તીખો કરતો, "તે આને શું તમે તમારું ઘરબાર માનો છો ? તમારી જેવા તો સાંજ પડયે પાંચસે આવતા હશે."

તેણે બીજું નામ પૂકાર્યું.

સામાન ઊંચકી દરવાજા આગળ આવ્યો તડકો જામી ગયો હતો. રસ્તા પરની રેતી અને ધૂળ ઉરાડતી મોટરલોરીઓ એક પછી એક દોડયે જતી હતી.

દરવાજા આગળ ઊભેલા એક માણસને પૂછ્યું, "ટ્રાન્ઝીટ કેમ્પ ૨૫ની તમને કૈં માહિતી છે ?"

"વીશેક ગાઉ હશે." તેણે મારી સામું જોતાં જણાવ્યું. "હાલતાં હાલતાં સુસે નામનું ગામ આવશે. ગામ બહાર આ કેમ્પ છે."

"શુક્રિયા" બોલતાં બોલતાં પસાર થતી લોરીને અંગુઠાનું નિશાન કરી 'લીફ્ટ'× આપવા

×લીફ્ટ=રસ્તા પરથી મોટર નીકળે તો કોઇ પણ રાહદારી પોતાને બેસારવા માટે અંગૂઠાનું નિશાન કરી મોટર થોભાવી શકે તેને પાશ્ચાત્ય દેશોમાં લીફ્ટ આપવાનું કહે છે.

અટકાવી.

"ક્યાં જવું, બિરાદર ?"

"સુએ બાજુ."

"અહીં સુધી સાથે છું. આવી જાવ."

સામાન અંદર નાખી હું લોરીમાં ગોઠવાઈ ગયો. લોઢાની, ઘસઈ ઘસાઈ ચમકતી થયેલ, સીટ પર આસન જમાવ્યું. રસ્તાનું ઠેકાણું નહીં ને રેતી કહે મારું કામ. મોટરની ગતિ વધે ને રેતી ખોબલે ખોબલે આંખ, મ્હોં, માથાં પર ઠલવાતી રહે. રસ્તો ઢેકાઢળીવાળો એટલે શરીર આંચકા ને પછડાટી ખાવા માંડયું. સીટ પર બેસવું અશક્ય હતું. રોકું આવ્યું કે શરીર સ્પ્રીંગની માફક છટકે. ને આવાં રોડાંનો કૈં પાર નહોતો. બેસી બેસી ફુલા પણ એવા દુઃખવા આવ્યા કે નીચે બે હાથ રાખ્યા. તે પણ ક્યાં સુધી નભે? એટલે પછી ધુસો નાખી બેઠો.

ફરી એક વાર હું મારી જાતને ભૂલી ગયો. લાગણી, ઊર્મિ કે આવેશ કશું મને સ્પર્શી શકતું નહોતું. જડતામાં લપેટાઈ હું પડયો રહ્યો. હમણાંથી આવું જ જીવન જીવવાનું નસીબે માંડયું હતું. આવી જ .મોટરલોરીઓમાં આવી રીતે હજારો માઈલની મુસાફરી બેઠી હતી. પેલેસ્ટાઈન, સીરિયા, ઈજીપ્ત, સીરેનાઇકા, લિબિયા, આફ્રિકા. શરૂઆત અને અન્ત વિનાનું મૂંગી ફિલ્મનું ગૂંચળું હોય તેમ જીવન ઉકેલાતું હતું.

નાનો હતો ત્યારે નકશા પર જાતજાતનાં નામ ને રંગ જોઈ નિશ્ચય કરેલો કે આ બધાં ગામો એક દિવસ જરૂર જોઇશું. એ દિવસ આવી ગયો, પણ તે ઉત્સાહ, તે રંગ વિના અહીં તો માણસ મટી પશુ થવાનું હતું. પરસેવાથી ગંધાતા, ડાબિયા જેવા, એકબીજા પર પડતા, ખીચોખીચ સાંકડી જગ્યામાં પડયા રહેતા બોકડા જેવા સૈનિકો, કચરા જેવો લશ્કરી પોષાક, ગંદી અશ્લીલ વાતો, લાગણી-શૂન્ય આનંદહીન મોટે રાગડે ગવાતાં ગાયનો, જુવાનિયા બીનઅનુભવી અમલદારો તરફ રખાતું દુર્વર્તન, પેધેલા અમલદારોને ઘીકેળાં ને અમારા જેવા બાર હજાર આદમીઓનું પશુ જેવું જીવન!

અહીંનું જીવન ખાખી કપડે મઢવાનું હતું. કેમ્પ પડયો છે તેની નિશાનીરૂપ માંસનાં ડબ્બાનાં વૃક્ષવેલાંનાં પાંદડાં ને ડાળાંઓથી મઢી લેવાયેલી, દુશ્મનોને બતાવાય નહીં તેવી લોરીઓ, રણક્ષેત્રની ભૂંડી ભૂખ, શેષ છુટકારો કરતી રાતા ટીપકાવાળી ટપાલ ઓફિસ, રાંધણિયામાંથી બાડાના માંસની ચોવીસે કલાક ફોરતી દુર્ગંધ, પાણી પીવાના ટીનના પ્યાલા ને ટેબલો પર વહેતો માખીઓનો કાળો સ્રોત, ખોરાકમાં, ચામાં, જ્યાં જૂઓ ત્યાં માખી, જમવા માટે ધખધખતા બપોરે એક લાઈનમાં ઊભા રહેવાનું; ભૂખ વિના, સ્વાદ વિના, ખાવાનું: જમવાનાં વાસણો, ચીકણા, તેલવાળા પાણીમાં માજવાના; પાછાં ફરતાં ચા ટીનના ડબલામાં લેતા જવાનું: ચમચાથી માખીઓ કાઢી ચા પીવા તૈયા- થાવ ત્યારે ગોળના પાણીના સ્વાદ આવે. સ્ત્રીઓનાં મ્હોં જોવાય મળે નહીં ત્યા બીજી વાત કયાં કરવી? પરિણામે કોઇ વખત લાગ મળ્યે જાતિય વિકૃતિ એવો ઉછળો ખાતી કે મળેલ સ્ત્રી યુવતિ છે કે વૃદ્ધ, કિશોરી છે કે બાળ, તે જોવાનું, સ્ત્રીના સ્તન ખીલેલાં કે ભરાવદાર છે તે નિરખવાનું, રહેતું જ નહીં. ને પછી આ બધું ભૂલવા દારૂ ખૂબ પીવો પડતો.

એક વખત મોટરમાં ફરતું સિનેમા જોવાની જાહેરાત થઈ. ચાલીશ–પચાસ માઇલનો પંથ કરી સૈનિકોને ખડકી ખડકી હજારો લોરીઓ જોવાની જગ્યાએ પહોંચી. શેની ફિલ્મ હતી તે તો જાહેર નહોતું થયું એટલે જાતજાત ને ભાતભાતની અટકળો ચાલતી હતી. જૂની હો કે ઘસાઇ ગએલી તેની સાથે કોઇને નિસ્બત નહોતી. ફક્ત તેમાં નાચગાન ને સ્ત્રીઓ હોય તો બસ. રેતીના અમીત દરિયામાં એ લોરીઓ એક બીજા તરફ પૂંઠ રાખી ગોઠવી હતી–પડખામાં રજતપટ લટકતો હતો સંગીન–નૃત્ય સંગીત ચાલુ હતું. હજારો સીગરેટમાંથી નીકળતા ધુમાડાની ઘટા નીચેના માણસો સીસોટીઓ વગાડતા

આતા હતા. ઝડપથી વધતા જતા અંધારામાં સીગરેટનો પ્રકાશ આગિયા જેવો ચળકતો હતો. સીગરેટનો ધૂમાડો હવા ન હોવાથી માથા પર ધૂંધવાઈ પડદાને ઝાંખો બનાવતો હતો.-

સંગીત અટક્યું. સીસોટી ને ચિત્રવિચિત્ર પ્રાણીઓના અવાજો શરૂ થયા. અલઅલામીનથી ટ્યુનિસ સુધીના બે હજાર માઈલના દોજખમાં સબડી આવેલ સૈનિકોમાંથી કોઈ બિલાડું, તો કોઈ કૂતરું બોલાવતું હતું. સંગીત ફરી શરૂ થયું. ફરી અટક્યું. એક લશ્કરી અમલદારે બધાને બેસી જવા કહ્યું, "બધા બેસી જશો તો સરસ દેખાશે." તેનો અવાજ દેકારા પડકારામાં, ભૂંડી સીસોટીઓમાં ડૂબી ગયો. હું પછવાડે બેઠો હતો. ફિલ્મ શરૂ થાય તે પહેલાં મેં નક્કી કર્યું હતું કે ફિલ્મ જોવા મળવાની નથી. મોટા ટોળામાં, યુનિફોર્મવાળા સમૂહમાં ને ગંધાતા શરીરવાળા અને મેળમાથા વિનાની વાતોમાં હું એકલો પડી જાઉં છું.

સંગીત શરૂ થયું. આ વખતે લોકપ્રિય ગાયન વાગતું હતું. સમૂહે તે ગીત ઉપાડી લીધું. પરન્તુ ફિલ્મ શરૂ થતાં સંગીત બદલાયું સાથ આપતા અવાજો તરછોડાણા-મય થયા. બધા ઊંચાનીચા થવા લાગ્યા. ત્યાં તો ફિલ્મનું નામ સંભળાયું—Desert victory (રણની જીત) એક સામટો હજારો ગળામાંથી અમાનુષી અવાજ ફૂટ્યો, સંગીત ને સ્ત્રી જોવા ગાઉ ગાઉના ધૂમી આવેલા નિરાશ થયેલા માણસોની વેદના ને નિષ્ફળતાનો તે ઉદ્‌ઘોષ હતો. ફિલ્મ સમજુતી આપનાર (કોમેન્ટેટર)નો પડઘાશીલ, રોચક અવાજ ગાળો અને અવાજોમાં ચગદાઈ ગયો. ચારે તરફ અવ્યવસ્થા મચી ગઈ. સૈનિકો પાછા લોરીઓમાં ખડકાવા માંડ્યા...... .....

—આંચકા સમેત લોરી અટકી આંચકાથી હું પીઠપર પડી ગયો.

"કાં, બિરાદર? કેમ છો? ઊતરવાનું આવ્યું."

"શુક્રિયા" બોલી મેં મારો સામાન બહાર ખેંચ્યો.

લોરી મને ઉતારી ચાલતી થઈ. આગળ પાછળ જોઈએ તો સૂર્યના પ્રખર તાપમાં તપતી-ચળકતી રેતી.

મુસાફરીને અંગે તથા તીક્ષ્ણ, નિર્દય રીતે તપતા સૂર્યને લીધે હું અસ્વસ્થ હતો. કોણ જાણે ક્યાંથી—અવકાશમાંથી—માખીઓ ઝઝૂમવા માંડી. ઉડાડવા જેમ જેમ પ્રયત્ન કરતો ગયો તેમ તેમ વધુ ને વધુ ચોંટતી જ ગઈ. આ કસરતમાં મને સારી પેઠે પરસેવો છૂટ્યો.

સળગતી ભઠ્ઠીમાંથી વાયરો આવે તેવા ગરમ લૂ ભર્યા ઝપાટાની થાપટ વાગી. જોયું તો દૂર દૂર કોઈ વાદળું હોય તેવો આકાર લાગ્યો. ઊભા થઈ મેં લોરીને અટકાવવાની નિશાની કરી પણ લોરી એટલી ઝડપથી પસાર થઈ કે ઊલટાનું આ વખતે તો રેતીની કાંકરીઓ ઉલળી ઉછળીને મને ચોંટી ને આંખો તો એવી બંધ થઈ ગઈ કે તે પછી આવતી બીજી બે લોરીઓ પણ મેં ગૂમાવી.

છેવટે એક નાની લોરી મળી.

"સુસે?" મેં પૂછ્યું.

"થોડે સુધી છઈએ." ડ્રાઈવરે કહ્યું, "વચ્ચે ઉતારી દઈશ."

હું પાછળ ચડ્યો. ટ્રકમાં ઠાંસી ઠાંસીને ભરેલા ટીપડાંમાં જગ્યા જડવી મુશ્કેલ હતી. છેવટે એક ટીપડા પર હું ગોઠવાણો. લોરી જેમ જેમ હાલતી ગઈ, રોડા જેમ જેમ આવતાં ગયાં તેમ તેમ વારાફરતી કુલા ફેરવતો હું બેઠો રહ્યો. એવામાં એક એવો મોટો રોડો આવ્યો કે હું ઉછળી કેનવાસ બાંધવાના લોઢાના દાંડા સાથે ભટકાઈ ભૂંડા હાલે નીચે ઝીંકલાણો ગાળો ચોપડતો, ખડખડ, ભડભડ થતાં ટીપડાં વચ્ચે પાછો ગોઠવાણો.

લગભગ પાંચેક માઈલ કપાણા હશે ત્યાં તો

ધમકી આપતો અવાજ સંભળાણો :—

'યલ્લાહ'

ઊભા થઈ જોયું તો એક આરબ મોટરના રસ્તામાંથી દૂર હઠવા મિથ્યા પ્રયાસ કરી રહ્યો હતો. આરબ ગધેડા પર બેઠો હતો ને ગધેડાની બન્ને બાજુ ખજુર હતાં. ગધેડાને હાંકવા રાશને જોર જોરથી ઘાતકી રીતે ખેંચતો હતો; સાથોસાથ ગાળોનો પણ ઢગલો થતો હતો. નગારાં પર દાંડી પડે તેમ તેના ઉઘાડા પગ ગધેડાની પૂંઠમાં ઠોકાતા હતા.

"સુવ્વર, ગધા, કાલે લોગ, યલ્લાહ'. ડ્રાઈવર બબડયો.

એકસલરેટર પર પગ મૂકી મોટર પાછી લઈ ગીઅર બદલી મોટર આગળ લીધી ને હાથે કરી એવી રીતે હાંકી કે લોરીનું પડખું આરબ સાથે અથડાયું.

ધાર્યું થયું. ગધેડાએ સમતુલા ગુમાવી. આરબ ને ગધેડો એક બાજુ ફંગોળાઈ ગયા. ને પેલા ખજુર આકાશમાંથી વરસાદ વરસે તેમ રેતી પર વર્ષી રહ્યા. આરબના ક્રોધનો, ગાળનો પાર ન્હોતો. મુઠીઓ વાળી ગાળો અને શાપોનો તેણે વર્ષાદ વરસાવ્યો.

પાછળ ખેહાં બેઠાંય તે મને ડ્રાઈવર-વિજેતાનું હાસ્ય સંભળાયું.

મારા મનથી તો યુગના યુગ વીતી ગયા, એટલું ચાલ્યા બાદ મોટર અટકી.

"અચ્છા, સા'બ, અહીંથી આપણો રસ્તો જૂદો પડે છે."

"હજુ કેટલુંક હશે?"

"એકાદ માઈલ." લોરી ચાલુ થઇ," સાહેબજી, સલામ."

બીજી ટ્રકની આશામાં હું ચાલવા માંડયો. આગે

આથે ધોળા ટપકાં જેવા મકાનો દેખાતા હતા મને થયું કે તે જ સુએ હોવું જોઈએ મારી પાછળનું વાહણું ઢુલીને મોટું થયું હતું મારા મ્હો ને ગરદન પર લૂ વરસતી હતી દશેક મિનિટ માંડ ચલાયું થાકી હારી જઈ હું ભૂમિ પર ઢળી પડ્યો થોડીવારે વાહન મળ્યું

'સુએ સુધી છૂએ જો તમને અમે કે ઉપયોગી થઈ શકીએ તો કહો" ઓફિસર જેવા લાગતા એક માણસે મને પૂછ્યું

તેમનો આભાર માની હું અંદર બેઠો આંખ બંધ કરી મ્હો પર રૂમાલ મૂકી અક્કડ થઈ બેઠો

એકાએક અગે અટક્યા

'તમારે ક્યાં જવું છે?"

મેં તેમને મારું ઠેકાણું આપ્યું.

'હત્તારીની ભારે કરી મારે માથે' મારણુ અવાજે તેણે કહ્યું. 'અહીંથી ખેતરવા એક એમ પી ગ્રે છે હું તેને પૂછી જોઉં"

હું તેમનો આભાર માની ફૂટપાથ પર ઊભો રહ્યો

સામે આવેલ બે મકાનો પર કાળા મોટા અક્ષરે ચેતવણી આપતું 'ટાઈફસ'નું પાટિયું લટકતું હતું કેટલાક આરબ લોકો મૂગા મૂગા રસ્તા પર જતા હતા, તો કેટલાક બોમ્બમારાથી તૂટી ગયેલ ભીંતને અઢેલી કે બારણામાં ઉભડક બેસી ગપાટા મારતા હતા સ્ત્રીઓ તેમના નમણા માથા પર ઊંચા વજનદાર, પાણીના ભરેલા કુંજ મૂકી મનપની ચાલે જતી હતી પર્દામાં હોવાથી અંગઉપાંગો તો ન્હોતાં દેખાતા-દેખાતી તી ફક્ત આંખો રસ્તે જતા ફળ ફળાદિની દુકાનો આવી લીલી દ્રાક્ષ પર અસંખ્ય, ગોળ પર હોય તેટલી, માખીઓ બણબણતી હતી. એટલે મ્હોમાં પાણી આવતું હતું પણ તે ન ખરીદી

ચારે તરફ સૈનિકો આથડતા હતા તેમાના ઘણા હિંદુસ્તાન્ય હતા તો ઘણા વેસ્યાગૃહોની તપાસમાં હતા બે રસ્તા જુદા પડતા હતા ત્યાં એમ પી નો મને ભેટો થયો તેમણે કેમ્પ જવાનો રસ્તો બતાવ્યો એટલું જ નહીં પણ એક ટ્રકમાં ત્યાં સુધી જવાની સગવડ પણ કરી આપી કેમ્પ આગળ હાથમાં લ્યેભિકાધારી આર પી ખડો હતો તેણે હું ક્યાંથી આવતો હતો વગેરે પૂછ્યું.

'થાયું' તો ઘણીનું જ થાય છે પણ આફ્રિકામાં ખરાબમાં ખરાબ જગ્યા હોય તો આ છે હું તો થોડીઘણી બીજી જગ્યાઓ જોઈ આવ્યો છું પણ આ જગ્યાથી તો તોબા સાંજ પડ્યે ચાલવાનું કેન્તુ '' આ કેમ્પમાં હાજરી પૂરાવવાની, અહીંથી એક માઈલ ચાલો ત્યારે રસોડું આવે ને ત્યાંથી અર્ધો માઈલ ચાલીએ ત્યારે વિશ્રામસ્થાન આવે સામી બાજુએ એકાદ માઈલ ચાલીએ તો NAAFI મળવું અસંભવિત

ભૂખ, તાપ, તૃષા, માંદગીની નબળાઈ, વગેરે પીડાઓ અત્યારે મને અતિશયપણે દમી રહી હતી તોય રસ્તો કાપ્યે જ છૂટકો આ ખભાથી તે ખભા પર સામાન ફેરવતો ચાલ્યો પરસેવાનો પાર ન્હોતો આખ મ્હો ચીકણા પરસેવાથી છવાઈ ગયા, તો વાસાની કરોડરજ્જુની દાડલી પર ધોધમાર પરસેવાના રેલા નીકળવા લાગ્યા છેવટે એક તંબુ આવ્યો. જોયું તો 'એ વિંગ' એવા શબ્દો રેતીમાં કોતર્યા હતા

સામાન મૂકીને અંધારિયા, તપેલા તંબુમાં ગયો થોડી ક્ષણો તો (પ્રકાશમાંથી આવતો હોવાથી) 'કંઈ દેખાયું નહીં', કંઈ સમજાણું નહીં ફક્ત માખીઓનો તાલબદ્ધ બણબણવાનો અવાજ કાને આવતો હતો ધીરે ધીરે તંબુમાં દીપ તેવું કેમ્પ ટેબલ ખોખાની બેઠક, ને થોડે દૂર રખાયેલ બિછાના, પરની મચ્છરદાની આટલું દેખાયું પાંચેક મિનિટ થોભ્યો ત્યાં ખખડ્યું મચ્છરદાની નીચેથી ગાંભીર ઊંઘમયો અવાજ આવ્યો

"કોણ છે, એ!"

મેં નામ-નંબર કહ્યા

"કંઈ ખ્યાલ નથી આવતો"

"૧૧૯ નંબરની ફીલ્ડ હોસ્પીટલમાંથી આવું છું"

"ત્રણ વાગે આવજો." થોડી વારે, "કંઈ ખાધું?"

"ના."

"રસોડે પહોંચો."

કચેરીમાંથી બહાર નીકળ્યો તો સામે ત્રણ જૂદી જૂદી દિશામાં જતા રસ્તા જોયા.

કયો રસ્તો લેવો? તંબુમાં જઈ પૂછાણ કર્યું. કોણ સાંભળે? ત્યાં તો બધું ઠરી ગયું હતું. થાકથી–બેદરકારીથી હાથે ચડ્યો તે રસ્તો પકડી ચાલવા માંડ્યું. અર્ધોક માઈલ આવી રીતે ઢસડાણો હઈશ ત્યાં વંચાયું "પાયખાના"; એટલામાં એક સિપાઈ જોયો. તેને પહેલાં સમય પૂછ્યો ને પછી પૂછી રસોડાની દિશા.

"ઓફિસનો તંબુ છે તેની પાછળના ભાગમાં એક માઈલ દૂર રસોડું છે. એ તો ઠીક પણ અત્યારે હવે શું થાય? જમવાનું તો ૧૨થી ૧ સુધીમાંજ મળે."

ક્યાંય છાંયડો હોય તો જોવા નજર નાખી. માઈલોના માઈલો સુધી વૃક્ષ–એકાદ નાનો છોડ–કશું દૃષ્ટિગોચર થયું નહીં. નિર્દય રીતે આગ વર્ષાવતા પ્રચંડ સૂર્ય નીચે સફેદ રેતીનો વિશાળ સાગર પથરાયો હતો. ને માથા પર માખીઓની લકીર તાલ સાથે નૃત્ય કરી મારું સાનભાન ભૂલાવી દેવા મથતી હતી. તે દિવસ કેમ પસાર થયો તેનું ભાન નથી. અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં, ને અહીંથી પણે, એમ બધે ઠેકાણે ઠેબાં ખાધાં. અમારા યુનિટને સાસિલી જવાનું હતું: વહાણનો પત્તો ન્હોતો. એટલે વહાણ આવે ત્યારે જ છૂટકારો થાય તેમ હતું. સાસિલીનું નામ સાંભળતાં મારું હૃદય વેંતકે કૂદ્યું. હાશ, આફ્રિકાના નર્કમાંથી, આ રેતીની યાતનામાંથી તો છૂટવા. ત્યાં હશે લીલાછમ વૃક્ષો, સુંદર મકાનો, સ્ત્રીઓ, માણસો, ઘણું ઘણું હશે.

રસોડે જવાનો ને ત્યાંથી આવવાનો એમ બે માઈલ, દહાડામાં ત્રણ વખત મારે ચાલવા પડતા. દરેક ટાણે માણસોની લાંબી કતારમાં ખોડાવું પડતું. બળબળતી રેતીમાં બેસી, જમવું પડતું; ને જમતાં જમતાં, લાંબા વખતથી ન આવેલાં વહાણોની વાટ જોતા સૈનિકો પાસેની કથનીઓ સાંભળવાની. જાણે કે હજારો માણસો આ રેતીના રણમાં અનાદિ કાળથી, આવવાના ન હોય એવા વહાણની પ્રતિક્ષા કરતાં ખડાં છે! થોડાકને સૂવા માટે તંબુ હતો. બાકીના બહાર પડ્યા રહેતા. એ રણમાં નંદનવનનો ટૂકડો હોય તેવો એક નાનો લીલોછમ જમીનનો ટૂકડો હતો. ટૂકડા માથે છૂટાછવાયાં પાંચ છ તાડનાં ઝાડ હતાં. એકાદ વૃક્ષ તળે સામાન નાખી હું પડ્યો.

સૂર્યનાં તીક્ષ્ણ કિરણો જેમ જેમ અમારી પર સપાટો ચલાવવા માંડ્યાં તેમ તેમ હું અને બીજા પાંચ સૈનિકો વૃક્ષના મૂળમાં લપાઈ, એ નિર્દય કિરણતીરોથી બચવા ફાંફાં મારવા માંડ્યા. કાળી, મોટી, ગંદી કીડીઓએ હલ્લો શરૂ કર્યો. ઓછાડમાં પાયજામામાં, જ્યાં ફાવે ત્યાં ચડી ચટકાવવા માંડી. ઉષા કાળથી તે સંધ્યા સુધી હજારો માખીઓએ અમને દમ્યા કર્યું. સાંજની આતુરતાપૂર્વક રાહ જોતો હું બેસતો રણની રાત્રિઓ ઠંડી, શાન્ત ને મધુર હોય છે.

કેમ્પથી દોઢેક માઈલ દૂર દરિયો હતો. સાંજે ન્હાવા માટે ત્યાં જતો ને આટલી ગરમી પછી એ ઉન્હા મલિન પાણીમાં નાવાનું. નાવા પછી આખા શરીરે ચળ ઉપડે, ને તાજગી મળ્યાનું તો નામ નિશાન નહીં. શરીર ગંદું, ચીકણું, ખારી વાસ મારતું, ભારરૂપ લાગ્યા કરે.

જમણી બાજુ દૂર દૂર નજર નાખીએ તો બોમ્બના સપાટામાં આવી ભાંગી ખંડેર થયેલ તૂતક, કેબીનનાં હાડપિંજરો, સ્ટીમરોનાં ભૂંગળાઓ દેખાતાં. આઘે આઘે અસ્પષ્ટ દેખાતી સ્ટીમર ને તેના પર ચકરાવો લેતું એરોપ્લેન જોતાં થતું કે સ્ટીમર ભાંગ્યે કોઈ રણમાં, ઉપર આકાશ ને નીચે ધરતી એવી અસહાય દશામાં ફેંકાઈ જાય તેમ ફેંકાઈ ગયા છીએ એવું લાગવા માંડ્યું.

પાંચમા દિવસ પછી તો હાજરીમાં જવાનું

મૂકી દીધું. ને એકવાર જમવા સિવાય બીજું બધું કાઢી નાખ્યું. સૂર્ય અસહ્ય હતો.

દરેક સવારે પરેડ થતી પણ હું ન જતો શિસ્ત (Discipline)ના મથાળા નીચે મારું, એક વખત, નામ જોયું. તેમાં ઓફિસે જઇ હાજરી આપવાનો હુકમ હતો. હું ગયો નહીં. કલાકો, દિવસો, રાત્રિઓ જાણે અન્ત વિનાની કોઇ ચૂડેલ હોય તેમ મને ભરખી જવા માંડયા. મારામાં કોઇ જાતની લાગણી, ઊર્મિ, સ્પંદનો, કશું જ નહોતું રહ્યું. નિરંકુશપણે ગરમીના ચાબકા સબોડી રહેલ સૂર્યને જોવા છતાં તે પર પણ ગુસ્સો ચડતો નહોતો. ગુસ્સો કરવાનું ભાન પણ નહોતું રહ્યું માથું જાણે લોખંડનો મોટો ગોળો હોય તેમ ભારે ભારે લાગતું. આખું શરીર હાડકચર રહેતું હોય તેમ દુખ્યા કરતું. વાત દહાડે દિવસે બગડતી ચાલી. છેવટે થાકી આઠમે દિવસે એમ. ઓ પાસે ગયો. તેણે તીક્ષ્ણ દૃષ્ટિએ મારી સામું જોયું. થોડાક પ્રશ્નો પૂછ્યા ને કહ્યું, 'તારો સામાન લઈ અર્ધા કલાકમા હાજર થા. મેલેરિયા ને કમળો બન્નેની અસર તારી પર સારી પેઠે છે.

ભરતાં પડતાં મારી ચીજ વસ્તુ લઇ હું ઢસડાતો હાજર થયો. એકાદ કલાક બાદ એમ્બ્યુલન્સ આવી. તેમાં બે 'સ્ટ્રેચર' મૂકવામાં આવ્યા. મને પણ અંદર દાખલ થવા હુકમ થયો.

એમ્બ્યુલન્સ ગતિમાં આવી.

ઝોકે ચડી ગયો હઇશ કે બેભાન થઇ ગયો હઇશ, શું થયું તે ખબર નથી પણ જાગ્યો ત્યારે વર્ષોનાં વર્ષો પડેલાં જે ઠેકાણેથી નીકળ્યો હોઉં એવું લાગતું હતું એ ફીલ્ડ હોસ્પિટલમાં હું ધકેલાણો. વ્યક્ત ન કરી શકાય એવી સંપૂર્ણ બેદરકારીથી મેં ચક્ષુપટ પર પૂર્વાપર સંબંધ રાખ્યા સિવાય ચિત્રો દોરવા માંડ્યાં તો, રેતી, નમતો સૂર્ય, રાત્રિઓ, ચળકતા રાતા ક્રોસો, એમ્બ્યુલન્સો......

"એ ..હે. જડસા જેમ ઊભો છે શું ? રસ્તો રોકાય છે આગળ ચાલ."

સત્તાશીલ અવાજના દાબમાં રહેવા ટેવાયેલ પગ આગળ હડસેલાયા હું આગળ વધ્યો—ક્યાં જતો હતો તે જાણ્યા સિવાય. *



* 'New writing' ની એક વાર્તા પરથી.

# કવિ-કથાઓ

મૂળરાજ અંજારિયા

## કડબ અને કવિતા

રાજકોટમાં હમણાં જ ભરાઈ ગયેલ ગૂજરાતી સાહિત્ય પરિષદના સંમેલનને રાજકોટની આમજનતા કઈ નજરે જોતી હતી તેનો દાખલો ત્યાં ટાંગામાં ફરવા નીકળેલા કેટલાક સાહિત્યકારોને મળી ગયો. તે અરસામાં જ ધ્રાંગધ્રામાં રાજકીય પરિષદ પણ મળવાની હતી. સાહિત્યકારો ટાંગાવાળા સાથે ભાડું ઠરાવવા બેઠા ત્યારે તેણે કહ્યું: "જાગનાથ જવાના બાર આના તમને વધુ લાગે છે? સાહેબ, કડબના ભાવ કેટલા ચડી ગયા છે તેનો તો કંઈ ખ્યાલ રાખો! ને હવે તમે પરિષદવાળાઓ એનો ભાવ ઘટે એવું કંઈક કરતા જાઓ ને તો સખ થાય!"

આ સાંભળતાં બીજો બાઈબંધ ટાંગાવાળો જે નજીક ઊભો હતો તેણે કહ્યું: "અરે ભાઈ, કડબના ભાવ ઘટાડાવી શકે એ પરિષદ આ નહિ, એ તો ધ્રાંગધ્રા પરિષદ. આ લોકો તો ગાવાવાળા!"

✿

## કવિનો પ્રકાશક

અંગ્રેજ કવિ બાયરનની વિનોદવૃત્તિ ઘણી તીવ્ર હતી. ઈશ્વર અને ધર્મ પ્રત્યેની તેની અનાસ્થાની વાત જાણીતી છે.

એક વાર એણે પોતાના પ્રકાશક મરેને બાઈબલની એક નકલ ભેટ મોકલી. મરે આથી મિત્રોમાં અભિમાન લેવા લાગ્યો કે એક પ્રખ્યાત કવિએ તેને બાઈબલ ભેટ આપી. જે કોઈ ઓળખીતો મળે તેને એ એ ગ્રંથ બતાવે.

બાઈબલમાં એક જગાએ એક વાક્ય આવે છે: "બેરેબેસ એક લૂંટારો હતો." એક વાર મિત્રો આગળ આ બાઈબલ બતાવતાં તેની નજર આ વાક્ય પર ઠરી. જોયું તો તેમાં "લૂંટારો" શબ્દ છેકીને કવિએ હાથથી લખ્યું હતું "પ્રકાશક."

આ પછી મી. મરેની એ ગ્રંથ બધાને બતાવવાની વૃત્તિ મરી ગઈ.

✿

## કવિને જવાબ

પાંચ અંગ્રેજી ચોપડીઓ ભણેલ, એક ગૂજરાતી વિદ્યાર્થીએ પોતે જેને "કાવ્ય" કહેતો એવું કંઈક એક કાગળ પર ચીતરી કાઢી શ્રી ઝવેરચંદ મેઘાણી પર મોકલી આપ્યું કે: "મારે કવિ બનવું છે, માટે આ કૃતિના ગુણદોષ ચર્ચી બતાવશો."

શ્રી. મેઘાણીએ એને જવાબ લખ્યો: "ભાઈ, આ કાવ્ય તો નથી પણ એ શું છે, એનીય સમજ પડતી નથી. હમણાં તો તું વાચ. વાંચવાનો આનંદ લે, અને જે ધંધો કરે છે તેને વળગી રહે."

કાનનાં તમરાં ઉડાડી નાખે તેવો ઉત્તર આવ્યો: "તમને બીક લાગતી હશે કે હું આગવાળે આવીશ તો તમારે કંકાઈ જવું પડશે!"

✿

## આજની અફવા

કદીયે કવિતા ન લખનાર શ્રી. ડુંગરશી ધરમશી સંપટના લેખો પર, કહે છે કે, સિંધ સરકાર હવે નિકાસ જગાત નાખવા વિચાર કરી રહી છે.

✿

## કવિનો મિત્ર

અઢારમી અને ઓગણીસમી સદીમાં વિચિત્ર પ્રાણીઓને પાળવાનો ઘણા લોકોમાં શોખ હતો. બાયરન પણ એવો એક શોખીન હતો. તેની પાસે એક રીંછ હતું. આ રીંછને તે મુસાફરીમાં પણ સાથે ને સાથે રાખતો.

એક વાર લંડનથી નોટીંગહામની મુસાફરી કરતાં તેણે ગાડીમાં બે જણની જગા અનામત રખાવી. "બાયરન અને મિત્ર" અથવા "બાયરન અને બુર્ઝન" એવું એની બેઠક લેબલ ઉપર લખેલું હતું. બાયરનના એ "મિત્ર"ને એક ટોપી પહેરાવવામા આવતી! અને રૂંવાટીવાળો કોટ ઓઢાડવામા આવતો!

એક વાર કવિના એ "મિત્ર" માટે એવી દલીલ કરીને આગલી હરોળના એક ઉતારૂએ વાંધો ઉઠાવ્યો હતો કે "પાછળની બેઠકમા જે શાંત ગૃહસ્થ બેસાડવામાં આવ્યા છે અને જેમણે શીયાળુ ગરમ કોટ પહેર્યો છે તે વાસ્તવમાં એક સાચુ જીવતુ ચોપગું રીંછ છે!"



## પા, કે પી, અરે પાપી!

"મને પાપી બનાવ્યો આજ
"પા, પી," કહીને સાકીએ,
ધરીને જામ તે બોલ્યા
અડધુ પી, અરે, પા–પી!"

## શયતાનના પયગંબર

ડૉકટર મહમુદ ઇકબાલ જ્યારે કેમ્બ્રીજ યુનિવર્સિટીમાં ભણતા હતા ત્યારે એક દિવસ ધર્મ બાબત ચર્ચા ઉપડી. એક અંગ્રેજ વિદ્યાર્થીએ કહ્યું "મિ. ઇકબાલ, એવું કેમ છે કે જેટલા પયગંબરો કે ધર્મસંસ્થાપકો આ દુનિયામાં આવ્યા છે તે ફક્ત એશીઆમાં જ જન્મ્યા છે? યુરોપમાં કેમ ન જન્મ્યા?"

ડૉકટર ઇકબાલે જવાબ આપ્યો: "શરૂ શરૂ તો અલ્લામીયાં અને શયતાને પોતે પોતાનો પ્રદેશ જમાવી લીધો. અલ્લામીયાંએ એશીઆ પસંદ કર્યો ને શયતાને યુરોપ. એ જ કારણે પયગંબર અલ્લામીયાં તરફથી આવ્યા છે તે એશીઆમાં થયા છે."

"તો પછી શયતાનના પયગંબરોનું શું થયું?" અંગ્રેજ વિદ્યાર્થીએ પૂછ્યું.

"તમારા જે મશહૂર રાજપુરુષો છે તે બધા કોણ છે?"



# આવતા પેઢીના કવિઓ: પ્રાણલાલ

સંપાદક: કોલક



અહિં રજુ થતી કૃતિઓ એક એવા કવિની છે કે જે કવિ વ્યાપારમાં જ એટલા બધા પ્રવૃત્ત છે કે ભાગ્યે જ એમને કવિતા લખવાની નવરાશ રહે છતાં કૃતિઓ એક વાત કહી જાય છે કે આ કવિ પાસે કવિતા લખવાની શક્તિ છે, કવિતા લખ્યા વિના ચાલે એમ નથી એવી એમની તાલાવેલી છે. પરિણામે અહિં રજુ થતી કૃતિઓ કવિ લખી શક્યા છે. આવાં છૂપાયેલાં 'રત્નો' કવિતાને ધીમે ધીમે ઉપલબ્ધ થઇ રહ્યા છે એ આનંદની વાત છે આ કૃતિઓ એકસરખી રીતે સારી કવિની કૃતિઓ છે એમા શંકા નથી અને આ જ કવિ પાસેથી હજુયે બીજી કૃતિઓ ધીમે ધીમે મળતી રહેશે એમા પણ શંકા નથી.

## કદર

પ્રિયે! ત્હારે ઓષ્ઠે જીવનરસ એવો વસી રહ્યો,
મળ્યું એનું બિન્દુ: જીવનરસ પી, નાચી ઉઠું.
પ્રિયે! આ ઓષ્ઠો પે ધરી દઉં બધુ રાજ્યખુશીથી,
યદિ ચક્રવર્તી જગતભરનો હું હત કદિ

ભર્યો લાલીથી આ અધર મૃદુ પે હું ધરી રહું,
બધીએ સમૃદ્ધિ, ધનવિભવઃ હોઉં ધનપતિ;
કવિ હોઉં તો તો, વિષય કવિતાનો નવ બીજો,
બધા મ્હારાં કાવ્યો રચી અધર પે રાખી રહું હું.

કલાકાર જો હું કદિ બની શક્યો હોત સખિ! તો
વિના ત્હારા ઓષ્ઠો નવ કામ જ આલેખન બીજું.

પ્રિયે! ના હું રાજા, ધનપતિય ના, ના કવિ ય તે,
કળાકારે ના તો કદર કરું શેં આ અધરની?
રહ્યો હું તો પ્રેમી તુજ અધર સર્વસ્વ મુજનું,
લઈ મીઠી ચૂમિ કદર અધરોની કરી રહું.

# મૌક્તિકો

તું કલ્પના: મ નવ  કાવ્યગ્રંથની
તું પ્રેરણા: જીવનમાર્ગ દિવ્યની
તું ભાવના: મંગળ આત્મશુદ્ધિની
તું સાધના: આત્મન–મુક્તિ યજ્ઞની

× × ×

નિત્યે નવાં રૂપ ધરી તું નારી!
સંસારને સ્વર્ગ બનાવી છો રહી
લઘુત્વમાથી તું પ્રભુત્વ દ્વારે
મને સદાયે છો દોરવી રહી.

× × ×

ઓ નારી! ત્હારા લઘુ ઉરમાં તેં
ભર્યો ઝરા સાગર શા વિરાટ!
આ પ્રેમ વાત્સલ્ય—સુચારુતાના
જેથી ધરા આ વસવાટ યોગ્ય!



# દર્શન

જોઇ તને મેં પ્રિય અંધકારમાં
જ્યોતિ સ્વરૂપે વિલસી રહેલી
પ્રીછી તને જીવનતંત્રમાં મેં
ચમત્કૃતિ શી ઝબકી ગયેલી.
લાધી મને તું સખિ! રત્નખાણુ શી
આ રંકને રાય કરી દીધો તેં
આવી સખિ! તું મુજ શુષ્ક ભોમને
ભીંજાવતી શીતળ વારીધાર શી.



# નવી કવિતા

રજા છે તો ઘરે બેસી કરીશું કૈં સુધારાઓ
વિચારી એમ મેં કાવ્યો લીધાં જ્યાં હાથમાં સાંતો
પ્રિયા આવી ઉભી હસતી લીધાં સૌ કાગજો ઝૂંટી
હૃદયમાં એ રીતે મ્હારા કવિતા તે નવી ઘૂંટી!



# સંબોધન

પ્રિયે! ત્હારે ગાલે, સુરખી રમતી યૌવન તણી
અને લાલીમા પે અજબ રસતૃષ્ણા જગવતી;
સખિ! ત્હારે ગાલે, સ્મિતભરિત એ ગૌરવદને,
રહ્યું કેવું શોભી તલ, અતીવ ઝીણું, ગમી રહે.
ધવલ ગંગાસ્રોને ઊછળી રહી શી શંકર જટા,
હિમાદ્રિને ખોળે, હિમ શું રમતું હક્ષસર આ;
પ્રિયે! શ્વેતાકારી દૂર સુદૂર શું પંખી ઉડતું
સમુદ્રે વા શુભ્રે, તરી રહ્યું પ્રિયે! નાવ ઝુલતું.

પ્રિયે! આ ગાલો પે અતિવ થઈ આવેશવશ ને
લઉં મીઠી ચૂમિ ખૂબ ખૂબ જ લાંબી રસભરી;
અને ચોડું મુદ્રા રસમય ગુલાબી વદન પે,
રહે કેવી દીપી સુરખિભર આ ગૌર વદને.
કરી જે મેં મુદ્રા અતિ ધવલ પૂર્ણેન્દુ મહિં જે,
રહ્યું લાંછન તેવી: તુજ મુખ પરે, ને વદી રહે
કથા રાત્રિની એ ઉર ઉરથી ને ઓષ્ઠ મુખથી
મળ્યાં, ભીંસાયાંતાં, દૃઢ લઇ તુંને બાથ-મદિંને
દીધી ચૂમી એની! વિજયધ્વજ શો એ મિલનનો
રહેશે લ્હેરાતો, યુગયુગ સુધી, પ્રેમી જનના
ચૂમિગીતો ગાતો, હર પુરૂષ ને પ્રેયસી તણા
કહેતો રહેશે એ યુગયુગ તણી દંપતી કથા.



# ગાંડીવ

**બાળ પખવાડિક**

બાળકોમાં સારા સંસ્કારનું સિંચન
કરવા તમારા ઘરમાં જરૂર મંગાવો
તા. ૧ અને ૧૬ મીએ પ્રગટે છે.

વા૦ લવા૦ રૂા ૭ . પરદેશ શિ. ૧૬

## ગાંડિવ સાહિત્ય મંદિર : : સુરત